# માધુરી

વર્ષ ૩] ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક [ગ્રંથ : ૧.

તંત્રી

મગનલાલ લાલભાઈ દેસાઈ

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ



માધુરી કાર્યાલય :: વિલેપારલે

મુદ્રકઃ-બાળ-મણી પ્રી. પ્રેસ, ચીરાબજાર, મુંબઇ.

લવાજમ દેશમાં
–રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ દેશ બહાર
શીલીંગ છ

એપ્રિલ ૧૯૪૦: અનુક્રમણિકા : વર્ષ ૩: અં: ૧



આ અંક આ વર્ષના પહેલા અંક તરીકે છે. હવે બીજો અંક જુલાઇની ૧ લી. તારીખે બહાર પડશે. અને ત્રીજો અને ચોથો અંક સાથે–(ઘણે ભાગે ખાસ અંક તરીકે) ઑક્ટોબરની ૧ લીએ બહાર પડશે. હવેથી અંકો નિયમીત થશે એમ અમારી શ્રધ્ધા છે જે ગ્રાહક ભાઇઓનાં લવાજમ હજી ન આવ્યાં હોય તેમણે સત્વર મોકલી આપવા મહેરબાની કરવી.

તંત્રી

# દીપ

(સૉનેટ અથવા ધ્વનિત)

મારું જીવનનાવ આ ધીરે ધીરે સરતું
ભવસાગર પાર કરી કોક બંદરમાં
જઇ લાંગરશે, અથવા એજ સાગરમાં
ડૂબશે અથડાઇ કહીં ખડકે નરતું;
ડૂબ્યું તોપણ એ અણદીઠ રહે તરતું
ત્યાં અમાસના ચંદ્રસમું નભ અંતરમાં,
અને અમૃતકુંભ રહ્યો પ્રભુના કરમાં
ભરી તેની સુધા ફરી સાગર સંચરતું.

ભલે નાવ ડબે કે તરે, પણ હું તો મહીં
બેઠો બેઠો નિહાળું ત્યાં દૂર કો દીપ રહ્યો
બળતો મારી સામે સદા ફરે દૃષ્ટિ જહીં :
નાવ જાય સર્યું, અને સાગર જાય વહ્યો,
છોળે જાઉં ભીંજાતો છતાં તોડું મીટ નહીં,
—અને ટંડેલે એક બી શબ્દ મને ન કહ્યો !

અરદેશર ફરામજી ખબરદાર

# મનુરાજ*

અરે વિશ્વના નાથ! મને જ શું ભૂલી ગયો?
મારું વિશ્વ સર્વસ્વ આ જાય પીસાઇ અહીં,
તેની તીવ્રતા શું હજી તારી જ દૃષ્ટિ વિષે
પરિપૂર્ણતાએ ગયેલી નથી ઊતરતી?
મારાં નેણસરોવરની પાળ તૂટી ગઇ
અને આંસુની રેલ ત્યાંથી વહી પૃથ્વીભરી,
તોય તારું જ હૈયું હજી શું ભીંજાયું નથી?
ભર્યા સાગર ઊલટે એટલાં આંસુ વહ્યાં,
ઊભા ડુંગર ડોલી રહે એવા નિશ્વાસ ફૂંક્યા,
શાંત વ્યોમ ધ્રૂજે એવા દુઃખપોકાર ઊઠયા,
જતે વાદળે વાદળે મોકલી આજંદ કૈં,
તારાતારાના કિરણે અંતરે ઊંડા ઊઠયા
અનુતાપના શબ્દ પરોવીને પાઠવ્યા મેં,—
પણ દુઃખી ને દીનના હે પૂજ્ય નાથ! તને
હજી કોઇ પેગામ એ મારો શું પૂગ્યો નથી?
અથવા તારી શિક્ષાની ધાર વધુ ઘસીને
ઘડવા નવું પીડનયંત્ર રોકાયો છે તું?—
મૂકયો માનવ ચિત્તમાં બુદ્ધિનો દીપ જે તેં
તે અહીંતહીં ઊંડો પ્રકાશ પ્રસારતો રહે
પણ એની જ આ જળતી તીવ્ર જ્વાલા વિષે
એજ માનવ જીવન બાળતો જાય સદા!
તારી એધારી ભેટ આ માનવ ઝાલી રહ્યો:
એક કાપે અંધાર, તો જીવનને જ બીજી!
પ્રભુ! માનવજીવન એવું જ વ્હેશે સદા?
નહીં કેવળ સૌમ્ય જ જ્યોતિ શું એને મળે?
અહા! જ્યોતિ યે કેટલી વ્હોળા અંધાર વિષે!

શું અંધારમાં તારાનાં ચે છાંટણાં જ મળે ?
અરે ક્યાં સુધી જીવન આ જળતું જ જશે ?
આવા ચોખૂંટ બંધનના ગાંઠ ક્યારે છૂટી
અહીં આ પૃથ્વીમાં જ એ સીઝતા માનવને
ખરી મુક્તિનાં આનંદ ને શમતા મળશે ?
કે આ માનવ સ્વપ્ન જ ખાલી છે જોઇ રહ્યો ?
રંક માનવ એવી આ ખોટી જ આશ ઉરે
શું નચાવી રહ્યો છે ? અહા ! તું જ જાણે પ્રભુ !
હું તો આ દુઃખના દરિયામાં તણાતો જતો,
તહીં મોજાનાં ફીણે છંટાતી આ આંખો વિષે
કશું નિર્મળ બિંબ હજી પડતું જ નથી :
પ્રભુ ! માનવતાને ચે શું નથી તેં જ ઘડી ?
તારે ખોળે છું નાથ !—અરે, કર તારું ચહ્યું !

અરદેશર ફરામજી ખબરદાર

* કર્તાના અપ્રસિદ્ધ 'મતુરાજ' નામના મહાનાટકમાંથી.

# કોયલ ક્યાં ગયાં રે?

આવી રૂડી આંબલિયાની ડાળ, સરોવરિયા પાળ
મૂકીને કોયલ, ક્યાં ગયાં રે?

અવનિને આંગણે જો, વસંત પધાર્યો,
મોરી મીઠી મંજરી રસાળ, કુસુમ કેરા ફાલ
તજીને કોયલ, ક્યાં ગયાં રે?

ડોલે સરવર, ડોલે તરવર, ડોલે સૃષ્ટિ રંગે,
ડાળેડાળે નિત્યે ડોલનાર, હૈયાં ડોલવનાર
શોધું હું કોયલ ક્યાં ગયાં રે?

સૂનાં વન ને 'સૂના ઉપવન' સૂનાં કુંજનિકુંજો,
સૂના સૂના વસંત અવતાર, વિના એ લલકાર,
પૂછું હું કોયલ ક્યાં ગયાં રે?

ધીકે વ્યોમ, સીઝે ભોમ, દાઝે રોમ રોમ
ઊની ઊની મધ્યાન્હને ઝાળ, હૈયાને વરાળ
દઝાડી કોયલ, ક્યાં ગયાં રે?

શબ્દ એક ગાજ્યો ને હૃદયે વિરાજ્યો,
પૂંઠે મીઠો મૃદુ રણકાર, શમણાંનો સંસાર
મૂકીને કોયલ, ક્યાં ગયાં રે?

# અંધ તરુણ

: શાર્દૂલવિક્રીડત :

: ૧ :

ઢંકાઇ મુજ આંખ આકૃતિ હિણા અંધારને, ઓઝલે,
સ્યાહીના ઠબમાં અગાધ અથવા છેં નાખી દીધો મને ?
છું ક્યાં હું ન થતી મને ખબર તે પૂછ્યા વિના અન્યને:
મામાનું ઘર કેટલે ? સહુ કહે "દીવા બળે એટલે !"

: ૨ :

ઝાલી હાથ જતા લઇ જન બીજા, દર્શાવતા દીનતા,
સાથે બાળકયોગ્ય આદર મને જ્યાં જ્યાં જવાનું થતું;
જેવું સ્થાન હતું પહેલું મુજને તેવું બીજું લાગતું:
ના દીસે કંઇ ફેરફાર નયને લાખો પ્રયત્નો છતાં.

: ૩ :

પેટી માંહ્ય દીધો પુરી ? ગહન કો નાખ્યો મને ભોંયરે,
ઊંડા કૂપ મહીં ઉતારી અથવા ઢાંકી દીધું ઢાંકણું ?
દીધો ભીંત મહીં ચણાવી મુજને જેને નથી બારણું ?
વિદ્રોહી સમ છું રહ્યો નિવસી હું કારા તણી કંદરે !

: ૪ :

છોડીને વન જ્યાંય દુષ્ટ વસતો કોલો તને નોળિયો,
રહેતો માનવમંદિરે, ઘર કરી શોધી દરો સાંકડા
પોતાના સુખ કાજ મૂષક વરો જે બાંધતા બાપડા
એવા કોઇ મહા ફણીધર તણો છું હું બન્યો કોળિયો ?

: ૫ :

ઓ અફસોસ ! અસહ્ય આકરી દશા જાતી ન કેમે કહી !
ઓ હંમેશની વેદના નવ શકું જેના ઉપાયો કરી,
હા ! સંકોચ સદાયના કદમ છું જેમાં રહ્યો હું ભરી !
ખાલી મ્યાન સમી નિરર્થક બની છે જિંદગાની રહી.

પતીલ

: ૬ :

કુંકુથી ભરી પાસમાં મુજ પડી કો હોય કંકાવટી
આવી યા ગઇ હાથ માંહીં ઉઘડી કો દાબડી એશની,
કોરી કાગળ કાપલી સમ ગણું મુદ્રાથી રાષ્ટ્રેશની
અંકાયેલ રસીદ—ના બની શકું સાચો હું નાણાવટી.

: ૭ :

બેઠો હોઉં હું આગગાડી મહીં કે હોઉં હવાયાનમાં
પ્હોંચાડયો દઇ સાથ હોય અથવા પેલે ખુણે પૃથ્વીને,
છું મારા ઘરમાં જ એવું સઘળે લાગે છતાં યે મને :
વાતો લોક તણી કરેલ ઉતરે ના માહરા ધ્યાનમાં.

: ૮ :

તોફાને ચઢયું હોય આજ, ડુબતી યા હોય કો નાવડી,
તેનો એક ઉતારુ હોઉં, જ્યમ સૌ બીજા ઉતારૂ હશે,
તેઓના સરખો મને નહિ નડીં ઉત્પાત ત્યારે થશે;
જો કે જીવન કેરી એ અમ હશે હા હન્ત! છેલ્લી ઘડી!

: ૯ :

છે રંગો સરખા જ સર્વ મુજને જોતો હું જેને નથી,
આકારો તણી ના શકું વિવિધતા સ્પર્શ્યા વિના ઓળખી.
મારે કારણ વાંચવા નહિ બિના છે પુસ્તકોમાં લખી,
લાખો પ્રાસ ગયા કરી સુપદને છે જેહ સંસર્ગથી.

: ૧૦ :

આવે વર્ષ તણી ઋતુ અવનવા સંદેશ સાથે લઇ
વારંવાર વસંત તેમ શિશિરો, ને જાય પાછી ક્રમે;
આનંદો ફરીથી નવા અવતરે જે શોક માંહી શમે
મારે તેવું ન કાંઇ—જે ગઇ મઝા છે તે સદાયે ગઇ!

: ૧૧ :

થાતો સૂર્ય પ્રભાતમાં પ્રગટ તે ઊગે ન મારે લીધે,
મારે કારણ આથમે ન અથવા અસ્તાચળે એ કદા;
તારાઓ કરતા ઝગાર ગગને ને સૌમ્ય, શાંતિપ્રદા
પેરે તેજ શશાંકની છવિ છતાં વેરે ન મારે લીધે.

:૧૨:
આપે જે કંઇ લોક તે લઉં અને માની લઉં જે કહે,
રાખી રીસ ફરૂં ન અંતર મહીં, છો છેતરે કે ઠગે
વહેતું શીતળ લોહી નિર્મમ પણે અક્ષુબ્ધ મારી રગે,
જેવી કાનન માંહી અદ્રિતનયા મીઠા પ્રવાહે વહે!

:૧૩:
જાણું ના તન કેવું મારું દીસતું, કેવો ચહેરો થયો,
બીજાથી પડતો જુદો જગતમાં હું ક્યાં અને કેટલો,
કોનાથી હું ઉંચો, નીચો કવણથી યા છું હું કો જેટલો,
કોને તેજ મહીં જિત્યો, કવણના તેજે હું હારી ગયો!

:૧૪:
ઊભો આંબલિયાની ડાળ તળિયે હું સેવતો છાંયડો,
લાગી રમ્ય જગા, પરંતુ ન લહ્યું કે વૃક્ષ એ કો હતું;
મીઠું ગાયન સાંભળ્યું નહિ દીઠું તે પંખીને બોલતું,
લીધી સોડમ કેવડા તણી છતાં જોયો નહીં કેવડો!

:૧૫:
સોહાતી નવ સાડુથી, તસતસી રહેતા નવા ચોલકે,
આકારે અતિ અલ્પ કુંકુમ તણા ને આંગળી અંજને,
દેશે આદર આંખથી સદયને; પાસે દીઠે ચે મને
છે જેને ન કદીય સ્નાન કરવું સૌંદર્યગંગોદકે!

:૧૬:
શી આહલાદક એ હશે ઉભયને ચોરી છુપી પ્રેમની,
મારી હાજરીમાં કરેલ? ઉરના સંવાદ સંગીત શા
જે અન્યોન્યની માંહીં ઓગળી જતા, સદ્ભાવ સત્કાર શા!
છે સંકોચ ન તેમને અસર છે ના જેહને વ્હેમની.

:૧૭:
ઓ આખી હુંય સ્નેહ સાકરતણી શેં ના શકું ચાસણી?
આશા સેવી શકું ન કેમ કરવા આનંદની આપ લે
જાવા એક બની પ્રયત્ન કરતાં જેની મહીં સર્વ બે:
છે કિંતુ કરનાર કોણ ઉરની આ માહરા માગણી?

: ૧૮ :

જેવું જાય તણાતું સાગર વિષે નિર્જીવ કો લાકડું
તેવો વિશ્વતણા મહા વહનમાં છું હું તણાઇ રહ્યો;
મારી જાત મહીંજ છું બસ અરે! જાણે સમાઇ રહ્યો :
કો કાઢે ન મને વિચાર થકી કે હું ઘાટ એનો ઘડું!

: ૧૯ :

શું જાણું અફ્સોસ! કે અહીં મને કો ચાહનારૂં હશે?
જાતી જે સમજાવી ના અગર જે જાતી નહીં વર્ણવી
પારાવાર પરાશ્રયો થકી ભરી છે અંતના એહવી
મારી આફતની મહીં મદદ હા! કો આપનારૂં હશે?

: ૨૦ :

મારે કારણ કો હશે તલસતી મૂકી નિસાસા ઉના?
પામે મોહ મને નિહાળી યુવતી કો ભોળી એવી હશે!
રાત્રિ તેની ખરાબ નિત્ય કરતી મારા વિચારો વિષે,
પાડી પાલવ કેરી માંહીં ટપકાં આંખો થકી આંસુનાં?

: ૨૧ :

મારૂં જીવન શૂન્ય ઘુમ્મટ સમું છે કોઇ કાન્તારના
પ્રીતિનો પડઘો મીઠો નવ કદી જેમાં શકે છે પડી,
જો કે મૂર્તિ મનોહરી મદનની માંહે રહી છે ખડી
કિંતુ બંધ થયેલ દૈવ કરથી જેના ખુલે દ્વાર ના!

પતીલ

## અત્યુત્તમા

"તિલોત્તમા ઉત્તમ ઉર્વશી કે?"
મારે ન હૈયે કદિ પ્રશ્ન ઉઠે :
અત્યુત્તમા તું સખી! સર્વથી એ.

સરોદ

# વિરાટ જાગો

સૂરજ જાગે, ચાંદો જાગે, જાગે દિવસ રાત;
તારાની વણઝારું જાગે, ફૂલ ખીલે ભલી ભાત,
રે હો, રંગે રમે રળિયાત!

મધ્યાન્હ જાગે, સંધ્યા જાગે, જાગે વાદળ વ્યોમ;
મેઘધનુષ્યના વર્ણયે જાગે, ખીલી ઊઠે નવલોમ!
રે હો, નાચી ઊઠે રોમ રોમ!

પત્થર જાગે, પાણી જાગે, જાગે મંજુલ ગીત;
સરિત જાગે, સાગર જાગે, ગાજે ઘેરું સંગીત!
રે હો, રાચે નાદ અતીત!

કુંપળ જાગે, ડાંખળી જાગે, જાગે વિહંગનાં વૃન્દ,
વિહંગકુંઠથી ધારાઓ જાગે, રેલે આનંદના છંદ!
રે હો, થૈ થૈ આનંદના કંદ!

ચેતના જાગે, જડતા જાગે, જાગે વિશ્વનો પ્રદેશ;
એક ન જાગે અંતરતલથી, મમઆત્મન કણ લેશ!
રે હો, વિરાટ જાગો અશેષ!

મોહિનીચન્દ્ર

—:::::::::—

# મુંઝવણ

આકાશે વાદળ જો છાયાં,
દિગન્તરાલો તિમિરે ન્હાયા,
થાતી મ્હારી કડડડ કાયા, હૈયે અગાધ મેઘ!

કૈં સૂઝે ના; કોની સંગે
જઈ ઉચ્ચારૂં વેણ ઉમંગે,
હસીએ સ્હેજ વિરહ પ્રસંગે—ભૂલી સઘળા ભેદ?

- હરિલાલ ગો. પંડયા

# તમન્ના

દિવાનો હું બન્યો તારો દિવાનો બસ તું રહેવા દે!
સદા તુજ હુસ્ન પર જલવા થઇ પરવાનો ફરવા દે!

તડપતો છો વીતાવું હું સનમ! આ જીંદગી મારી,
કયામતમાં તો મળવાનો શિરફ અરમાન ધરવા દે!

બધો સાગર મહોબ્બતનો હૃદયમાં સાચવી બેઠી,
કિનારે ઇશ્કે દિલબરના જરા આરામ વરવા દે!

ચહું ના વસ્લ હું તુંથી જીગરથી રહેમ માંગું છું,
ફકત ફરહાદ બનાવી તું શહીદે ઇશ્ક ઠરવા દે!

ગઝલ વાંચી ગઝલ ગાઇ ગઝલમાં ડૂલ થઈ ચૂકયો,
હવે તો ઓ સનમ તારી ગઝલનું ગાન કરવા દે!

કરી દે ખુશનશીબ ચાહે અગર આલમ બધીને તું,
સનમ! મુજ એકલાને તું સદા ઇંતઝાર મરવા દે!

ઘણાયે કહી ચૂકયા છે કે એ રાહે ઇશ્ક ખોટો છે,
છતાં એ રાહ પર ચાલી સનમ દિદાર પરવા દે!

ચહું ના આવવા તુજ પાસ અને દિલ દૂર ના રહેતું,
મને આ જીંદગીભર તુજ હીનાનો જામ ભરવા દે!

ઘણા ઘાયલ થઇ ચૂકયા અને લાખો મરી ચૂકયા,
સમંદર ઇશ્કમાં તારા મને આજે વિહરવા દે!

નથી કંઇ માગવા હકકો નથી કંઇ ભોગ ભોગવવા,
સનમ "સુંદર"ને તારા તું જીગર દર્દે ઊતરવા દે!

— સુંદર મોદી

# સત્સંગ

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

મરણ પછી જીવોનું શું થતું હશે એ પ્રશ્ન આપણને બહુ મુંઝવે છે. આ સંસારમા મ્હોટામાં મ્હોટું જો કંઇ દુ:ખ હોય તો સ્વજનોના વિયોગનું છે. પ્રિય સ્વજનના મૃત્યુ પછી એકલા પડીએ છીએ ત્યારે રાત્રીની એકાંતમાં વ્યગ્ર થઇને આપણે પુછીએ છીએ કે એ કયાં હશે ?

મૃત્યુ વિષે વિજ્ઞાનીઓના મત

મનુષ્ય, સૃષ્ટિમાં અદ્દ્ભુત ગણાય છે. એકે એક માનવી, પોત પોતાના સ્થાનમાં મહત્વ ભોગવે છે. એના મરણ પહેલાં એકજ ઘડી પહેલાં એની બુધ્ધિ, એની ભાવનાઓ, બધું એ દેહમાં જોવા મળતું. દેહ પડતાં એ બુધ્ધિ અને એ ભાવભર્યા આત્માનું શું થતું હશે ? અથવા આત્મા પણ હશે કે નહીં ?

પુનર્જન્મની માન્યતા હિન્દુ શાસ્ત્રોએ તો ગોઠવી છે. હજી વિજ્ઞાન શાસ્ત્રને જ્યાં સુધી એના પુરાવા મળ્યા નથી ત્યાં સુધી કેવળ બુદ્ધિ માન્ય રાખે એવું મૃત્યુના વિષયમાં, જીવ શાસ્ત્રીઓ શું કહે છે તે જોઇએ. x

આપણા જીવનની ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ તો સ્વાર્થથી પર હોય છે. દાખલા તરીખે, ઉચ્ચ આશયો, ઊંડાં મનન, જ્ઞાન ઇત્યાદિ ગામને સ્વાર્થ સાથે કંઇ બહુ લાગતું વળગતું નથી હોતું. કારણ એવા મનોવ્યાપાર વખતે આપણે પોતાને ભુલી જઇએ છીએ.

આવેશમાં આવેલો માણસ પણ મ્હારા ત્હારાનો વિચાર કરતો નથી એવું જે આપણે કહીએ છીએ તે શબ્દશ: ખરૂં છે,

પ્રાણી સૃષ્ટિમાં અમુક જીવોના મૃત્યુ વગર બીજા જીવોનો વિકાસ થતો નથી. જન્મ, જરા અને મૃત્યુ એ તો સર્ણક્ષણ ચાલુજ છે.

---

x એચ. જી. વેલ્સ અને જ્યુલિયન હકસલી, સાયન્સ ઓફ લાઇફમાં

જનતા અમુક પ્રયોગો કરે છે. અનુભવ મેળવે છે અને પોતાના પ્રયોગોની તારવણીનો સાર અને અનુભવથી

અમરત્વ

ઉપજેલું જ્ઞાન, એક પેઢીવાળાં બીજી પેઢીવાળાંને આપતાં જાય છે. સંસ્કૃતિ આમજ આગળ વધી છે. આ રીતે એકે એક વ્યકિતના જીવનની અસરો સંસારમાં રહે છે. મા બાપ પોતાનાં બાળકોમાં જીવે છે. અને બાળકો પાછાં તેમનાં બાળકોમાં જીવે છે. આમ આપણી આંખે એક અર્થમાં તો જીવોનું અમરત્વ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, પરન્તુ મરણ પછી આપણા આત્માઓ છુટા છુટા કોઇ સ્થળે રહેતા હશે કે નહી એનો કંઇ પત્તો વિજ્ઞાન શાસ્ત્ર પાસે આજ સુધી નથી.

ખેર પરન્તુ પૃથ્વી પરની જીવનસૃષ્ટિ અને જનતાની અંદર વહેતા ચેતન પ્રવાહ વિષે જીવવિદ્યા જે ખાત્રીપૂર્વક કહે છે તે પણ એટલું તો કહે છે જ કે જન્મ પછી આપણે કોરી સ્લેટે નવુંજ લખવા માંડતા હોઇએ, એમ તો નથીજ. અને મરણ પછી આપણી બધીજ અસરો ભુંસાઇ ગઇ એમ પણ નથી. જનતાને દેહનો વારસો જેમ પરાપૂર્વથી અપાય છે તેમ જ્ઞાનનો પણ વારસો આપણે આપતા જઇએ છીએ.

સંસાર રૂપી નાટક ભજવાયાં જાય છે! દરેકે દરેક માણસ એમાં પોતપોતાનો વેષ ભજવે છે. એને જે વેષ ભજવવાનો મળ્યો છે એવો અત્યાર સુધીમાં કોઇને મળ્યો નથી અને હવે પછી મળવાનો નથી. એકે એક વ્યકિતને એક બીજાથી જુદા જુદા વેષ જ ભજવવાના હોય છે.

મૃત્યુથી આપણી જીંદગી બંધ થતી નથી. એનો પ્રવાહ તો ચાલ્યાજ કરે છે. માત્ર વંશપરંપરામાંજ નહીં પણ સંસારમાં પણ આપણી થોડીક વત્તી અસરો તો આપણે મુકતા જઇએ છીએ. સંસ્કૃતિનો એક પટ વણાઇ રહ્યો છે. એમાં અમુક પાકો રંગ કે અમુક વાણો તાણો જે આપણે વણી દીધો છે તે તો રહેવાનો જ છે.

જીવ વિદ્યાના વૈજ્ઞાનિકો આટલું જે કહે છે તે તો કંઇ કલ્પ-

નાથી નથી કહેતા. અવલોકન અને પ્રયોગોથી સિદ્ધ કરીને કહે છે. જેટલી નદીઓ આ પૃથ્વી પર વહી રહી છે તે બધી સમુદ્રમાં જાય છે તેવુંજ આ પણ ખરૂં છે કે મનુષ્ય માત્રનું જીવન, જનતા રૂપી સંસાર સમુદ્રને તો મળે જ છે........

આથી કોઇ ભકત જો એમ કહે કેઃ

દરેક મનુષ્યનું જીવન પરીઓની વાર્તાઓ જેવું અદ્ભુત છે અને જાણે એ પ્રભુએ પોતાનેજ હાથે ના લખ્યું હોય એવું રહસ્યમય લાગે છે!

ધર્મ — આ જીવનને મધુર વાદ્યસમુહના સંગીત જેવું મીઠું બનાવવું એનુંજ નામ ધર્મ. આશાવાદીઓ એને એવું બનાવે છે અને નિરાશાવાદીઓ એને કોઇ મુર્ખાની વાત જેવું ઘોંઘાટ અને તોફાનથી ભરેલું માને છે અને કહે છે "એમાં કંઇ અર્થ નથી અને આ પૃથ્વી જે ન્હાનો સરખો ગ્રહ છે તેના ઉપરની માનવ જીંદગી એ તો માત્ર ક્ષણભંગુર છે અને તુચ્છ છે" પરન્તુ એવું માનવાનું કારણ નથી. જીવનમાં રહેલાં સનાતન સત્યો જો આપણે સમજી શકીએ, જગત અને આત્માઓના નિયમો જો આપણે જાણીએ અને એ નિયમોને અનુસરીએ તો પછી જીવનની બધી મુશીબતો દુર થશે સંસારના ભેદ ઉકલશે સૂર્યનું આથમવું અને ઉગવું જેવું વ્યવસ્થિત લાગે છે એવુંજ વ્યવસ્થિત પછી આપણને આપણું જીવન લાગશે.

સત્ય અને નીતિનો માર્ગ જો આપણે પકડીશું તો ખીલતું ફુલ જેવું સુંદર લાગે છે એવું આપણું જીવન સુંદર લાગશે.

જ્યારે ધર્મ માર્ગે આપણે જીવન નિર્ગમન કરીએ છીએ ત્યારે કુદરત આપણને અનુકુળ થઇ જાય છે. જય પરાજય પછી આપણને સરખાજ બોધક અને સંગીતમય લાગે છે, કુદરત પછી આપણા પર પ્રેમ કરે છે અને એ જાણે આપણો વિકાસ સાધે છે.

અનંત બ્રહ્માંડમાં માણસ એ તો એક પરમાણુના સોમા ભાગનો પણ નથી એ વાત ખરી છે. અને છતાં જગતમાં તો એજ સૌથી મોટો છે.

ઍરીસ્ટોટલ અને શેકસપિયર જેવા તત્વજ્ઞાની અને કવિઓએ, માનવ સંસ્કૃતિ પર કેવી અસર કરી છે? એનું કારણ એટલુંજ કે એમના સંજોગોનો એ સદુપયોગ કરતાં શીખ્યા હતા.

જ્યારે માણસ પોતાને જે વેષ ભજવવાનો છે તે વેષ સારી રીતે ભજવે છે ત્યારે એના બધા સંશયો છેદાઇ જાય છે. પછી કુદરત પણ એનાથી ખુશ થઇને વસ્તુ માત્રમાં રહેલા મધુર સંગીતનું સૌન્દર્ય એને બતાવે છે. એનાં માણસો સુખી થાય છે એટલુંજ નથી પણ એમની આસપાસનું બધું વાતાવરણ સુખથી છવાઈ જાય છે અને એમનાં સગાં અને સંબંધીઓ સુધ્ધાં તે એ આનંદ આપી શકે છે.

નિરાશાવાદી, અસંતુષ્ઠ, હારેલો, ઉંધે રસ્તે ચ્હેડેલો માણસ, કદાપિ કાળે સુખી થતો નથી અને બીજાને સુખી કરી શકતો નથી.

સંસારમાં સુખદુઃખ તો હોયજ છે. પરન્તું ખરો કેળવાયલો એ, કે જે બન્ને સ્થિતિમાંથી પ્રકાશ મેળવી શકે, શેકસપિયર ખરૂં કહે છે કે સંસારમાં, અંધારૂં તો કદાપિ હોતુંજ નથી. અજ્ઞાન હોય છે,

પ્રાપ્ત સંજોગોમાંથી લાભ મેળવી લેવો અને સુખદુઃખમાંથી વધારેમાં વધારે અનુભવ લઇ લેવો એટલું જે કરી શકે છે તે જીવન મુક્ત થઇ શકે છેઃ આટલું કરી શકે તે ખરા જ્ઞાની થવાના અને સાચું સુખ મેળવવાના.

દુઃખમાંથી નિર્વિઘ્ને પસાર થવાની બીજી એક યુક્તિ, હસમુખો સ્વભાવ કેળવવાની છે. ખરેખરા મ્હોટા માણસોમાં હાસ્યરસ હોય છે અને આવતી કાલે એજ હાસ્યરસ એમને મદદ રૂપ થાય છે. હાસ્યરસ મેળવવામાં ખર્ચ કંઇ નથી કારણ સંસારમાં હસવાનું તો ઘણું છે.

નિરાશાવાદી બનવા જેવું આ જગતમાં કંઇ નથી, પ્લેટો ખરૂં કહે છે કે વસ્તુ માત્રની ઉજળી બાજુ જોતાં આવડે તો શરીર અને આત્મા વધારેમાં વધારે ખીલી શકે અને મનુષ્ય જીવનનું સાર્થક થાય.x

x સાઇક્રોલોજીના 'હારમનીઝ ઓફ લાઇફ' જીવન માધુર્ય નામના લેખમાંથી.

... HINDU HIGH ...

જીવન એ દિવ્ય ઉલ્લાસને અખૂટ ફુવારો છે અને એ ઉલ્લાસ મેળવવાની ઝંખનામાં, માણસોએ જેટલાં તપ કર્યાં છે એટલાં બીજા કોઇએ કર્યાં નથી. વિજય પણ એણેજ વધારેમાં વધારે જોસથી કર્યો છે. કારણ એ છે કે પશુ જીવનનાં અંધત્વ અને જડ કુદરતની બેડીઓમાંથી મુક્તિ મેળવવાની શક્તિ એણે જેવી કેળવી છે એવી બીજા કોઇ પ્રાણીએ કેળવી નથી.

હવે નવા જમાનાને યોગ્ય મઠો બનાવવા જોઇએ એમાં જ્ઞાન અને સૌન્દર્ય પ્રાપ્તિ જ જેમનો ધર્મ હોય એવાં નરનારીઓ રહે. પોતે દિવ્ય આનંદ પ્રાપ્ત કરે અને બીજાને કરાવે. સંસ્કૃતિનો જ્ઞાનરૂપી દીપક આ મઠમાં સાચવવાનો; એમાં ઘીx હોમ્યા કરવાનું અને ભવિષ્યની પ્રજાને વધારે પ્રકાશિત બનાવીને એજ દીપક વારસમાં આપતા જવાની એમને માથે જવાબદારી.

આજે જે સૂર્યાસ્ત થાય છે તે તો આવતીજ કાલે ઉદય થવાનો છે એમાં શક નથી. રંગો એજ વાત ઇશારતથી સમજાવે છે (હેવલોક એલીસ)

આપણે આપણાં જીવનનો હેતુ શોધી કહાડવો જોઇએ જીવનકાર્ય આપણું જીવનકાર્ય જે આપણાથીજ થવાનું છે અને જે બીજું કોઇ કરી શકવાનું નથી તે જાણે ગૂઢ જેવું ઉભું છે. જે જે બનાવો આપણા જીવનમાં બને છે તે માત્ર અકસ્માતનું પરિણામ નથી; યુગોનાં આપણાં કર્મ તે તે બનાવો અને સંજોગોને ખેંચી લાવે છે અને તેથી જે જે બનાવો આપણા જીવનમાં બને છે અને જે સંજોગોમાંથી આપણે પસાર થઇએ છીએ તે બીન ઉપયોગી હોય નહી. 'રેડિયો' વાણીનાં આન્દોલનો પૃથ્વી પર ફર્યા કરે છે એ સિદ્ધ છે. દૂર દૂરથી વિદ્યુત બળના પ્રતાપે સ્વરૂપોની છબીઓ પડે છે એ સિદ્ધ કરે છે કે પરંતુ માત્ર પરથી તેજનાં પ્રતિબિંબની ધારા સદાકાળ વહ્યાંજ કરે છે. ચિત્ર ગુપ્ત આપણી બધીજ હીલચાલ અને વિચારો સુદ્ધાંની છબીઓ પાડી લે છે એ વાત ખરી છે.

---

x સ્વત્વરૂપી.

સંસાર ધીમે ધીમે આગળ ને આગળ વધે છે. અને આપણે પણ ધીમે ધીમે આપણા જીવનનું રહસ્ય સમજતાં જઇએ છીએ. જે સંજોગોમાંથી આપણે પસાર થઇએ છીએ તેમાંથી તો ઘણુંએ મેળવી શકીએ અને ઘણી શક્તિઓનો વિકાસ કરી શકીએ એવું હોય છે.

વિશાળ આકાશના ચકચકિત રંગોનું સૌન્દર્ય જો આપણાં હૃદયને અસર કરે તો કેટલો આનન્દ પ્રાપ્ત થાય? આપણે છતી આંખે આંધળા જેવા રહીને કેટલાએ રંગો જોતા નથી. રંગો અને સંગીતનો સંબંધ ફરી સમજાવવા માંડયો છે દેવળોમાં રંગ રંગીન દીપકોની રચનાથી ભક્તિભાવ અને ધ્યાનને ખુબ પોષણ મળે છે.

માંદાંને રંગીત પડદાઓથી ખુબ રાહત મળે છે અને અમુક મંદવાડોમાં, દવાખાનાના ખંડોમાં અમુક રંગ કરવાથી દરદીઓને સુખ થાય છે. ફુલો પણ માંદા કે સાજાને બહુજ માનસિક સુખ આપનારાં સિદ્ધ થયાં છે.

માણસો પણ જાણે ભગવાનનાં પુષ્પ છે. પણ હમણાં હમણુંનાં સુધરેલાં લોકો, ખાખી, કાળાં કે ધોળાં શિવાય જાણે બીજા રંગોજ ના હોય એવાં કેમ રહેતાં હશે! વસ્ત્રોના રંગોનો ત્યાગ કરીને આ જમાનાનાં નવી ફેશનનાં લોકો આ સંસારને રણ કે કોલસાની ખાણ જેવો કે પથરા કે જ્વાળામુખી જેવો કરવા માંગે છે કે શું?

જીવનનો આટલો બધો આનંદ શું કામ લુંટી લેવામાં આવે છે તેની મ્હને સમજ પડતી નથી.

સૃષ્ટિ બધી મધુર અને સંવાદી છે. પરન્તુ ઘણા વખતથી સૃષ્ટિ માતાનું સત્ય સ્વરૂપ જે સુંદર સ્વરૂપ છે તે

સૃષ્ટિ મધુર છે. આપણે જોઇ શકતાં નથી. કુદરતનો જે પ્રકાશ અને સત્ય દૃષ્ટિ આપણા પૂર્વજોએ મેળવી હતી તે આપણે ખોઇ બેઠા છીએ. એ પાછી મેળવો બધું અહીં ને અહીં છે. ધ્યાન આપીએ એટલીજ વાર છે. ખરા રસ્તા ઝટ હાથ લાગે અને કર્ત્તવ્ય કર્મમાં ફત્તેહ મળે એવું છે. ફરી જુવાની મેળવવી એ સાવ સહેલી વાત છે.

શરૂ કરો. ઉદાત્ત બનાવે અને શુદ્ધ પ્રેરણા આપે એવો અંતર્યામિ તમારી પાસેજ છે. સુખનું પરમ ધામ જ્યાં આવેલું છે ત્યાં લઇ જનારા પુલ જેવો આપણો આત્મા કદાપી કાળે આપણને છોડી જતો નથી. આમ વ્યક્તિ સુધારણાના માર્ગ હાથ આવ્યા

પણ આ જમાનાથી તોબા છે.

છતાં આ જમાનાથી તો તોબા છે, બરટેન્ડ રસલ, સુપ્રસિદ્ધ વિચારક, ગણિતશાસ્ત્રી અને સમાજ તત્વજ્ઞ છે. એ કહે છે કે મારા વિચારોમાં વખતો વખત ઘણા ફેરફાર થયાં છે અને સિદ્ધાંતો બદલતાં કેટલીએ મનોવ્યથાઓમાંથી હું પસાર થયો છું તીવ્ર અસંતોષ પણ મ્હને મ્હારે પોતાને વિષે કંઇ જેવો તેવો થયો નથી.

૧૪ વર્ષની ઉમ્મર સુધી હું ઘણો ધાર્મિક હતો. ૧૪ થી ૧૮ વર્ષ સુધીનાં ૪ વર્ષો વિચારોના પરિવર્તનનાં એટલે દુઃખનાં ગયાં.

કેવળ શ્રધ્ધા પર રચાયલી મારી ધાર્મિક માન્યતાઓમાં કંઇ સત્ય હશે કે નહીં એ વિષે મને ઘણી શંકાઓ થઇ. મારી શ્રધ્ધા પછી ડગવા લાગી અને બુદ્ધિ સ્વાતંત્ર મારા પર સ્વાર થયું.

૧૮ વર્ષની ઉમ્મરે જ્હોન સ્ટુઅર્ટ મીલ વાંચ્યો તે સમયથી ખ્રીસ્તી ધર્મની આજ્ઞાઓ પરની આસ્થા મ્હેં છોડી અને હૃદય હલકું કર્યું.

પરંતુ જ્ઞાનના કોઇ પાકા પાયા હશે કે નહીં તે વિષે મારા મનમાં ભાંજઘડ ચાલ્યા કરતી. એની ખાત્રી કરવા હું ગણિતશાસ્ત્ર પર વળ્યો પણ એમાંએ અસંતોષજ મળ્યો. કારણ કે મ્હારા સમજવા મુજબ ગણિતશાસ્ત્ર જે સત્યનું દર્શન કરાવે છે તે "અમુક બાબત આમ હોય તો એનું પરિણામ આમ આવે" એવી શકય હકીકતો પર રચાયલું મ્હને લાગ્યુ. એટલે જ્ઞાન માત્રનો પાયો પાકો શાનો? જગત ખરેખર આવું છે એ તો ગણિતશાસ્ત્રીઓ જેવા ચોખ્ખા હિસાબીઓ પણ કહી શકતા નથી. આથી મારો માત્ર સાત્વિક વિચારોનો પ્રવાહ અટકી પડયો તે છેક ૧૯૧૮ નું મહા યુદ્ધ જાગ્યું ત્યાં સુધી સ્થિર જેવો રહ્યો.

તે યુધ્ધ વખતે તન, મન અને ધનથી હું યુધ્ધ વિરુધ્ધની શાંતિની ચળવળમાં જોડાયો લડાઇના કેટલાક અનુભવો તો મને અસહ્ય થઇ પડયા.



ફાર્બસ ગુજરાતી સભા
તરફથી ...

વડીલ રાજદ્વારીઓની પાપી વાસનાઓના સંતોષ માટે આખા યુરોપ ખંડના, કેળના ગર્ભ જેવા યુવકોને કેવી રીતે ઊંધે રસ્તે દોરવામાં આવતા હતા તે મ્હેં નજરો નજર જોયેલું છે. એમને છેતરવામાં આવતા અને કસાઇઓને હાથે, નિષ્ઠુર રીતે એમની કતલો કરાવાઇ છે. એ ઘોર સમયમાં અરસપરસના સંહારની ક્રિયા ચાલી હતી અને માનવજીવનમાં રહેલા ઉદાત્તમાં ઉદાત્ત સદ્‌ગુણોનો રાજ્યનીતિ નિપુણ પુરુષોએ ઉપર રહીને વ્યભિચાર કરાવેલો છે

લડાઇનું મૂળ કોઇ આર્થિક આપત્તિ ન્હોતિ. પણ લડાયક વૃત્તિજ એનું મૂળ છે. નિર્દયતાનો વિચિત્ર ઉભરો માણસોને કેમ ચડતો હશે અને બીજાઓના ઉપર જુલમ કરતાં એને અરેકાર કેમ નહીં થતો હોય એની શોધ કરવા માટે પછી હું માનસશાસ્ત્ર અને કેળવણી અથવા શિક્ષણ શાસ્ત્રના અભ્યાસમાં પડયો.

ઘણી ખરી ક્રોધ વૃત્તિ અને દુષ્ટતાનું કારણ મને મનુષ્ય શરીરની રચનામાં અને મનોવ્યાપારની ક્રિયામાં રહેલું લાગ્યું. મ્હને માલુમ પડયું કે શરીર અને મનમાં રહેલા અસદ્ અંશો દુર કરવાથી અને આંતર રાષ્ટ્રિય કોઇ મહાજન મંડળ સ્થાપવાથી જગતમાં શાંતિની સ્થાપના થાય. પ્રજાઓની સંસ્કૃતિના સંરક્ષણનો મ્હને એજ ઇલાજ લાગ્યો.

બાકી હાલની વ્યક્તિગત મનોદશાથી અને સ્વાર્થી રાજ્ય વહીવટથી તો વિજ્ઞાનની એક શોધ વધે એનો અર્થ એ થાય છે કે મનુષ્ય સંસ્કૃતિનો વ્હેલો નાશ થવાનો.

આથી મ્હારી હાલની પ્રવૃત્તિ, પૃથ્વીને વધારે સારી રીતે રહેવા લાયક કેમ બનાવવી, સંસ્કૃતિને વધારે સ્થાયી કેમ કરવી અને જીવન વધારે શાન્તિદાયક કેમ થાય એ તરફ વળેલી છે.

ભલે વળેલી રહી. અત્યારે આવાઓને તો યુરોપમાં કોણ પૂછે? બળિયાના બે ભાગ, ધોકા બાજી, સામ્રાજ્યોના લોભ, મુડીવાદ, અહંતા, મમતા અને સ્વાર્થ ઇત્યાદિ અસદ અંશો દુર કરવાનું; વ્યકિતઓને ધર્મ શીખવવાનું અને પ્રજાઓને ચોરો અને લુંટારા અને ખુનીઓની પાશવ વૃત્તિમાંથી છોડાવી નીતિમાન બનાવવાનું આરાજીઓના ગોર જેવા છેક રવિશંકર મહારાજ કરે છે એવા કામથી આ લડાઇઓ પુરી થાય કે તરત બરટ્રેન્ડ રસલ જેવાઓએ મ્હોટા પાયા પર કામ ઉપાડવાનું રહ્યું!

# ઠાકોરશાહી કવિતાની મીમાંસા

મગનલાલ લાલભાઇ દેસાઇ

## પ્રસ્તાવના

"ઠાકોરશાહી કવિતાની મીમાંસા" એ મથાળાથી પ્રો. ઠાકોરના સિધ્ધાંતને અનુસરતી અને એમનાંજ મુખ્ય લક્ષણોનું પ્રતિનિધિત્વ ધરાવતી કવિતાની જ અહીં મીમાંસા કરી છે એ ચોખવટ હું પ્રથમથી જ કરી લઉં. મેં આ કવિતાને "નવીન કવિતા"નું મથાળું નથી આપ્યું. અને એમ કરવામાં એકજ ઉદ્દેશ છે કે જે કવિતાની મીમાંસા અહીં કરી છે તે માત્ર અમુક શૈલીની અર્થપ્રધાન કવિતાની જ. નવીન કવિઓમાં શ્રી ચંદ્રવદન ચીમનલાલ મહેતા, શ્રી. સ્નેહરશ્મિ, શ્રી. સુન્દરમ્, શ્રી સુંદરજી ગો. બેટાઇ, શ્રી ઉમાશંકર જોષી, શ્રી. ઇન્દુલાલ ગાંધી, શ્રી. પૂજાલાલ, શ્રી. બાદરાયણ, શ્રી. પતીલ, શ્રી. કરસનદાસ માણેક, શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. રમણ ન વકીલ, શ્રીધરાણી, મનસુખલાલ ઝવેરી વગેરે મુખ્ય છે. આ બધા જ કવિઓની કવિતાઓ એકસરખી ઠાકોરશાહી નથી. તેમજ બધી જ નવી કવિતાઓ પણ એ લક્ષણવાળી નથી. પણ એક વસ્તુ સ્પષ્ટ છે કે આપણી નવી કવિતાઓમાં આ બળ આજ સુધી પ્રેરક રહ્યું છે અને આપણા આ ઉપર ગણાવેલાજ કવિઓમાંથી થોડા ઘણાનો જ અપવાદ કરતાં ઘણા ખરા કવિઓમાં આ શૈલી ઉતરેલી છે. છતાંયે એ જ કવિઓની કેટલીક કવિતાઓ એવી પણ છે કે જે આ શૈલીથી મુક્ત છે અને મનોરમ શ્રવણ સુખદ પણ છે.

છેલ્લા એક બે વર્ષથી આપણા સાહિત્યમાં આ ઠાકોરશાહી કવિતા સામે કવિ શ્રી. ખબરદાર, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, તેમજ અન્ય સન્માનીય સાહિત્યકારોએ સ્પષ્ટ વિરોધ જાહેર કર્યો છે. એ વિરોધ અંગે આપણા સાહિત્યમાં અતિ ઉગ્ર એવી ચર્ચાઓ અને તેનો વિરોધ પણ અવારનવાર જુદાં જુદાં સામયિકોમાં દેખા દે છે. પણ એ વિરોધનો વિરોધ કરતો અને ઠાકોરશાહી કવિતાનો બચાવ કરતો એક લેખ તાજેતરમાં "પ્રસ્થાન"ના

ગે અંકમાં આવ્યો. શ્રી. સુંદરમે " શ્રી. ખબરદારનું માર્ગદર્શન" એ લેખ લખવામાં ભારે જહેમત ઉઠાવી છે અને તે બેશક વાજબી છે. કારણ કે જો એ જહેમત એઓ નહિ ઉઠાવે તો શું પ્રો. ઠાકોર ઉઠાવે ?

એક વસ્તુ અહીં ઉમેરવી આવશ્યક છે કે આપણા જે જે કવિઓએ ઠાકોરશાહી કવિતાનું અનુકરણ કર્યું છે એ અંગેનો જે ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવ્યો છે તે એમના સમગ્ર કાવ્ય સર્જન પર નથી. ખુદ પ્રો. ઠાકોર કે જેમણે અર્થ-પ્રધાન કવિતાની ભર-ઉનાળામાં સુકી ગંગા વહાવી અને એના પૂરમાં અન્ય નવીન કવિઓને પણ તાર્યા, તેમણે જ "રેવા" જેવું અતિ મનોહર-મધુર કાવ્ય-એને કાવ્ય કહો કે ગુજરાતી સાહિત્યની પ્રભુદત્ત કવિની પ્રતિભામાંથી નીકળી સાહિત્યકુંજને રસવન્તી કરતી પવિત્ર રેવા કહો-ગમે તે કહો પણ એવું કાવ્ય એમણે આપ્યું છે.એમાંયે થોડો ઘણો અંશ છે જ પણ કાવ્યના મસ્ત નાદમાં એ પ્રગટ થયો નથી. પણ 'અર્થ' પ્રધાન કવિતા' અને 'અગેય' વાદના આદિ કવિ વિવેચક પ્રો. ઠાકોર ગુજરાતી કવિતામાં લાંબે ગાળે એમના એ કવિતા અંગેના વિચારોની મોટી અસર ઉપજાવવામાં સફળ થયા છે એ નિર્વિવાદ. એક બાજુ પ્રો. ઠાકોર જેમ સફળતા મેળવતા ગયા તેમ બીજી બાજુ જનસમાજ કંટાળો કરીને 'ત્રાહિ ત્રાહિ'નો બુલંદ પણ અર્થ પ્રધાન નાદ પોકારતા અફળ થતાં એ કવિતાથી પાછળ હટતા ગયા. કવિતાનો સનાતન ચીલો છોડી સહરાના રણમાં ઝૂકાવવાનું આ ઠાકોરશાહી કવિતાએ સાહસ કર્યું છે. અને એજ કવિતાની મીમાંસા કરવાની તક આજે હું લઉં છું.

દરેક ભાષાના સાહિત્યમાં અરાજકતા રહે છે જ.એ અરાજકતાથી લાભ કે ગેરલાભ જનતાને થાય છે કે સાહિત્યને કે સાહિત્યકારને ! એના જવાબમાં તો એટલું જ કે જનતાને તો એમાં કશુંએ નુકસાન નથી. જનતા તો પોતાને ગમે તેટલું સ્વીકારે, બાકીનું હોય તેમનું તેમ

રહેવા દે. પણ અરાજકતાથી થતા મંથનમાં સાહિત્યને તો લાભ છે જ. જુદાં જુદાં માનસ ધરાવતા કવિઓ અને વિદ્વાનો પોતાના અભ્યાસને પરિણામે-પોતાની શક્તિને લીધે નિજ નિજ શક્તિની પ્રતિભાના પ્રમાણમાં અમુક સિધ્ધાંતો લાવે, દાખલ કરે, અને તેમનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરે. જ્યારે આ સિધ્ધાંતો જુદી જુદી દિશાઓમાંથી ભિન્ન ભિન્ન ગુણ ધરાવતાં ફળ આપે ત્યારે જ આ અરાજકતા જાગે.

એ અરાજકતાના મંથનમાં એક વસ્તુ સમીક્ષકને જરૂર મળે છે અને તે ભૂતકાળ-નહિ કે પાંચ પચ્ચીસ વરસોનો પણ સદીઓનો; એ ભૂતકાળના સાહિત્યમાં સર્વવ્યાપક બનેલા સિધ્ધાંતો અને સિધ્ધાંતોમાંથી સફળ થયેલું સર્જન-આધારભૂત નીવડે અને એનાથી જ અરાજકતામાં સાચી વલણને ન્યાય આપવામાં આવે.

એ ઠાકોરશાહી કવિતાનાં મુખ્ય લક્ષણોની નોંધ પહેલેથીજ કરવી ઠીક પડશે અને એ એકેએક લક્ષણને તેની શક્તિમાં રહી કાવ્યને થતી હાનિ કે લાભ જોવામાં મને અને વાચકને સગવડ રહેશે. એ મુખ્ય લક્ષણો આ પ્રમાણે આપણે જોઇ શકીએ. ૧. અર્થ પ્રધાન ૨. ગેયતવહીન પદ્ય ૩. કર્કશ પદ્યભાષા ૪. અવિશદતા ૫. છંદોભંગ અને યતિભંગ ૬. શબ્દના અંગોની તોડફોડ ૭. પ્રાસનો અસ્વીકાર ૮. પ્રો. ઠાકોરના મતાનુસારની સોનેટરચના ૯ એમનાં અનુયાયીઓ અને અનુકરણ ૧૦ લોકપ્રિયતાની ખેનમા. હવે એક વસ્તુ વિચારવા જેવી છે કે ઠાકોરશાહી કવિતાના આ જ લક્ષણો છે કે બીજાં? કયી કવિતાઓને 'ઠાકોરશાહી'જ કહેવી? અથવા અમુક કાવ્યમાં આમાંનાં થોડાક લક્ષણો પણ હોય તો તેને ઠાકોરશાહી કહેવી કે કેમ? છતાંયે કાવ્યનું સૌંદર્ય જેમ એની સમગ્ર અસર ઉપર છે તેવી જ રીતે આ 'ઠાકોરશાહી' કવિતાથી થતી અસરમાં પણ આ લક્ષણોમાંથી વધારેમાં વધારે લક્ષણોનો કે ઓછામાં ઓછાં લક્ષણોનો ફાળો હોય તોયે તે કવિતાની દૃષ્ટિએ નોંધ છે.

ગુજરાતી કવિતાના સૌંદર્યપોષક લક્ષણોમાં આ લક્ષણો કેટલે દરજ્જે અને કયાં ઉભાં રહેશે ? એ સૌંદર્ય આ જ લક્ષણો કાવ્યમાં દેખાડે તો કાવ્યનાં સનાતન લક્ષણોનું શું ? અને એ સુલક્ષણો કે જે પદ્યને કાવ્ય બનાવે છે કે કાવ્યને પદ્યમાં સુવ્યવસ્થિત મનોજ્ઞીત કરીને રાખે છે તે લક્ષણો વિના આપણી ગુજરાતી કવિતા આપણા હૃદયમાં રસના ગૂઢ ઝરણના બુલંદ નાદમાં કદીએ સુર પૂરી શકશે ખરી ?

## ૧. અર્થપ્રધાન

કવિતામાં અર્થ પ્રધાન છે એ મુદ્દો ઠાકોર સંપ્રદાયમાં પ્રવૃત્ત થયો. અર્થ ઉપર જ આખી કવિતા કવિતા લેખે રહી. 'ભણકાર'મા પણ પ્રો. ઠાકોરે એમની દૃષ્ટિએ એમની રચના અંગેનો ખ્યાલ આપ્યો હતો. એ વાતને આજે બાવીસ વર્ષ થવા આવ્યાં. આપણા નવીન કવિઓમાંથી પણ ઘણાએ તાજેતરના વર્ષોમાં અર્થને જ કવિતાનો આત્મા માન્યો. પણ જ્યારે આ કવિ મુરબ્બી તથા કવિ મિત્રો અર્થ ઉપર આટલો બધો ભાર આપતા જણાયા ત્યારે મારે મન એ નવાઇ હતી. હું કદીએ સમજી શકતો નથી કે એકલો અર્થ કદિયે કવિતા બનાવી શકે ખરો કે ? અરે, એ જો અર્થ કવિતા બનાવે તો આ વ ઙ્મય વ્યાપારમાં એવું શું છે કે જેને કવિતા ન કહી શકાય ? પણ મિત્રોના પરિચય પછી એ કવિતાઓ અને અંગ્રેજી સાહિત્યની તેમજ આપણી પ્રાચીન કવિતાના અભ્યાસ પછી મારે એકજ વસ્તુ કહેવાની રહે છે કે અર્થ વગર કવિતા નથી, તેવી જ રીતે ખાલી અર્થ કવિતા બનાવી શકતો નથી. આપણે એકજ વસ્તુ જોવાની છે કે કવિતા કોને કહેવી ?

કોલરીજના મત પ્રમાણે "Finally good sense is the body of poetic genius, fancy its drapery, emotion its life, and imagination the soul:" કાર્લાઇલના મત પ્રમાણે "We will call musical thought;" શેલીના મત પ્રમાણે

"In a general sense may be defined as the expression of the imagination;" લેટ્સ ડન્ટનના મત પ્રમાણે "The concrete and artistic expression of the human mind in emotional and rhythmical language;" આ તેમજ આવા બીજા અનેક મતો હું અહીં આપી શકું એમ છું. પણ જે મતો અહીં આપ્યા છે તે ઉપરથી જ આપણે જોશું કે કવિતાને ફક્ત અર્થ સાથે સંબંધ નથી આપણે આપણાજ ગુજરાતી સાહિત્યના સમર્થ વિદ્વાન સ્વ. કમળાશંકર પ્રા. ત્રિવેદીનો મત જોઇએ, "એટલું તો નક્કી જ છે કે કાવ્યમાં અર્થ ગાંભીર્ય ને શબ્દ ચમત્કૃતિ બન્ને હોવાં જોઇએ. કલ્પના ગમે તેવી ઉંચી હોય તો પણ તે વિશદ-સુસ્પષ્ટ હોવી જોઇએ. રસમાં ક્ષતિ ન આવવી જોઇએ. ઔચિત્ય બરાબર જળવાવું જોઇએ."

અને આ સત્ય છે. કવિતામાં અર્થ તો હોવો જોઇએ. જે શબ્દો કવિતામાં આવ્યા તે શબ્દોમાં તો એકેએક શબ્દ આપણી લાગણી ભાવ અને બુધ્ધિનો સંજ્ઞાવાચક છે. તાર ઓફીસમાં 'ટીક-ટીક'ના અવાજો જ થતા રહે પણ એની મેળે તે કારકુન એમને વાક્યદેહે ઉતારી અર્થ મૂર્ત કરે છે. એટલે ક્ષણે ક્ષણે પડેલા ટકોરામાંજ એ અર્થ હતો. માત્ર ફેર એ જ પડે કે એ બધા ટકોરાની સંકલના પછીજ સ્પષ્ટ વિશદ અર્થ મળે છે. તેવીજ રીતે કાવ્યમાં એકેએક શબ્દનો અર્થ-વ્યર્થ નથી. પણ એ બધા શબ્દો વડે જે અર્થ થાય તેજ અર્થ આપણે કવિતામાંથી મેળવીએ છીએ. અર્થ લાવવા માટે તો આપણે શબ્દો મૂકીએ છીએ. નહિ તો શા માટે આપણા કવિઓ સંગીતકારોની જેમ સુર જગાડવા "આ-આ-આ...આ...આ..." એમ નથી ખેંચ્યે રાખતા ?

અર્થ વગરની કવિતા એ કવિતા જ નથી. અને એજ કારણે આપણે સીનેમાનાં ઘણાં ખરાં ગીતને કદીએ કવિતા કહેતા નથી. એ ગીતોમાં સુખદ સંગીત છે. શબ્દમાં માધુર્ય છે. પણ અર્થ જેવો

કવિતામાંથી નીકળવો જોઇએ તેવો ન નીકળતો હોવાને જ લીધે આપણે એને કવિતા કહેતા નથી. જીવ વગરનો માણસ એ મુડદું છે, તેવીજ રીતે અર્થ વગરની કવિતા પણ મુડદુંજ છે. પણ દેહ વગરનો જીવ મુડદું યે નથી કે માણસ પણ નથી. પણ કહેવાતું નથું ભૂત જ છે. એટલે ટુંકમાં જેમ માણસને માટે દેહ અને જીવ બંનેની જરૂર છે તેવી જ રીતે કવિતાને માટે અર્થ અને શબ્દ એ બંનેની જરૂર છે.

હવે આપણે જોઇએ કે કવિતામાં પ્રો. ઠાકોરે તેમજ એમના અનુયાયીઓએ અર્થને પ્રધાન કર્યો છે એ કાવ્યોને વાંચીએ તો આપણે જોશું કે એમાં અર્થ પણ નથી મળતો. સહરાના રણમાં મૃગજળ જોતાં પાણીની આશાએ લાંબું લાંબું ચાલીએ પણ પાણીનું ટીપું ન મળે એવી જ દશા આપણી થાય છે. એવીજ કવિતાઓ અંગે અંગ્રેજ કવિ વિવેચક લ્યૂઇસ મેકનીસે 'Modern Poetry''માં જે લખ્યુ છે તે જ હું અહીં ટાંકી બતાવું જેથી રસિક વાચક જોશે કે જે નવીન અંગ્રેજી કવિતા તરફ આંગળી ચીંધીને આપણા ઠાકોરશાહી કવિઓએ પોતાનો બચાવ કર્યો છે, પોતાની વિશિષ્ટતાને આંખ આગળ મૂકવાને પ્રયત્ન કર્યો છે તેમાં કેટલું સત્ય છે. "To come now to those poets who would not admitt that they write like drunks or mad man, or even like singing birds. Much of their poetry also is difficult to understand though they themselves are writing with clear head. Is their obscurity good or bad, necessary or affected ?...Some times undoubtedly, it is affected and bad, witness most of the poems in *Transition* and *Active Anthology* an anthology edited by Ezra Pound of work by his imitators. The word 'crypric' means 'concealing something.' Most of these poems are like boxes with a hidden lock-if, and when, you

find the lock, there is nothing inside; all that was concealed was the lock and not the contents." એવું જ આપણી આ ફોકોરશાહી કવિતા માટે છે. આ વિધાનને અનુસરી આવાં અનેક કાવ્યો અહીં નોંધી શકાય તેમ છે પણ અહીં હું જગા રોકાણને કારણે જ નથી નોંધતો. 'અર્થ'ની માન્યતાવાળાં કાવ્યોમાંથી ૮૦ ટકા કાવ્યો મેં ભૂતિયાં ઘર જેવાં જ જોયાં છે.

બીજું, દરેક કાવ્યમાં અર્થ છે જ એ સત્ય સ્વીકાર્યા પછી સર્વોત્તમ મનાયેલો કાવ્ય ગુણ આપણે તપાસીએ. સ્વ. કમળાશંકર પ્રા. ત્રિવેદીના શબ્દોમાં "વ્યંગ્ય અર્થ વાચ્યાર્થ કરતાં વિશેષ ચમત્કારી હોય તેજ ઉત્તમ કાવ્ય છે. પરંતુ તેમાં વિશદ સ્પષ્ટતા પ્રસાદ ગુણ તો હોવોજ જોઇએ. ગમે તેવો ગંભીર અર્થ સુંદર વાણીમાં ન કહ્યો હોય તો તે કાવ્ય નથી." એટલે વ્યંગ્ય અર્થ હોય તો તે કાવ્ય બેશક ઉંચા પ્રકારનું બને; તેની સાથે કાવ્યના બીજા બધા ગુણોને તેની સાથેજ રાખવાના છે. વર્ડ્ઝવર્થના કાવ્યોમાં રહેલા વ્યંગ્ય અર્થ માટે શેર્પ કાવ્ય અને તત્વજ્ઞાનના લેખમાં લખ્યું છે, "For what is best in him lies not on the surface but in the depth, it is as far hidden that it must needs be sought for, not that his language is obscure. For what he has to say is expressed for the most part in words as well orderd, as luminous, as adequate as apt words in which thought so subtle and so deep has ever clothed itself out. Many of his thoughts are of such a nature, so near, get so hidden from man's ordinary ways of thinking that the reader, ere he apprehend them, must had himself go through the same processes of feeling and reflection as the poet himself passed through creating them." એટલે એ વ્યંગ્ય અર્થ એવો ન

હોવો જોઇએ કે ક્લિષ્ટ રચના કે નિરર્થક અપરિચીત શબ્દોની જાળમાં એ ગૂંથાઇ ગયેલો હોય. અને એવો જ મત સંસ્કૃત વિવેચન સાહિત્યમાં છે.

अनौचित्याद्दते नान्यद्रसभङ्गस्य कारणम् ।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा ॥

અનૌચિત્ય–ઔચિત્ય કે યોગ્યતાનો અભાવ–એ સિવાય રસભંગનું બીજું કંઇ કારણ નથી. પ્રસિદ્ધ ઔચિત્યવાળી રચના એજ રસને શ્રેષ્ઠ રીતે પ્રતિપાદન કરે છે, જેમ ઉપનિષદ બીજાને પ્રતિપાદન કરે છે તેમ. જે વાંચવાથી તરતજ વાચ્યાર્થ કરતાં વ્યંગ્ય અર્થ વધારે ચમત્કારી લાગે તેજ ઉત્તમ કે ધ્વનિ કાવ્ય છે. વ્યંગ્ય અર્થની વધારે ખૂબી જોઇએ એ વાત ખરી છે; પણ વ્યંગ્ય અર્થ કોઇના સહૃદયના પણ ધારવામાં ન આવે એ ક્લિષ્ટ કલ્પનાવાળો ન જોઇએ.

હવે જે અર્થ પર આ કવિઓ ભાર મૂકે છે તે અર્થ કેવો છે તે જ આપણે જોવાનો રહે છે. વ્યંગ્યાર્થ હોય કે વાચ્યાર્થ હોય પણ આપણે ઉપર જ જોઇ ગયા તેમ કોઇ પણ સહૃદય વાચકને સ્પષ્ટ થવો જોઇએ અને જો એમ સ્પષ્ટ ન થાય તો તે ક્લિષ્ટ રચનાથી અટવાઇ ગયો છે અથવા તો અર્થ છે જ નહિ. કારણ કે શબ્દોની સંકલનાથી જે અર્થ નીકળવો જોઇએ તે નથી નીકળતો.

પણ 'અર્થ પ્રધાન'ની દલીલ નીચે આપણા અનેક કવિઓએ બંધનોને ઢીલાં પોચાં કર્યાં છે. પ્રો. ઠાકોરે પ્રથમ પ્રસ્થાન કર્યું: એજ "ભણકાર"માં આપણે જે અર્થ પ્રધાન જોઇશું તે અર્થપ્રધાન એમણે આપેલા મહત્વ જેવો તો નથી જ. ગગનગામી કલ્પનાઓ, ગહન વિચારો, લાગણી એ તો અર્થની સાથેજ સંકળાયેલાં છે. પ્રો. ઠાકોરનાં બેશક એવાં થોડાં ઘણાં કાવ્યો છે કે જેમાં અર્થ મનનીય છે. અર્થને લીધે તેને કાવ્ય કહેવાને લલચાઇએ છીએ પણ તેની સાથે માધુર્યનું અને પ્રસાદનું શું? એ અર્થ માટે જ વાંચવું હોય નો ગદ્યમાં જ એ અર્થ મૂકવો શો ખોટો છે? એને પદ્યની જરૂર જ નથી.

કાવ્ય એ કાવ્યજ છે. ગદ્ય તે ગદ્ય જ છે. અર્થ બંનેમાં છે ગદ્યમાં પણ છે અને પદ્યમાં પણ છે. તો પછી ગદ્ય અને પદ્યમાં ફેર શો? વીલીયમ હેન્રી હડસને "એન ઇન્ટ્રોડકશન ટુ ધી સ્ટડી ઓફ લીટરેચર' નામના ગ્રંથમાં આ ફેર ઘણીજ સરસ રીતે વ્યકત કર્યો છે. 'There is much "poetry" which is purely "prosaic;" there is much "prose" which is markedly "poetical;" but a dividing line between prose and poetry still exists. What does it imply? It implies that poetry, specifically so termed, is a particular kind of art, that it arises only when the poetic qualities of imagination and feeling are embodied in acertain form of expression. That form is, of course, regularly rhythmical language, or metre. Without this, we may, have the spirit of poetry without its externel. With this, we may have the externals of poetry without its spirit. In its fullest and completest sense, poetry presupposes the union of the two.

ઠાકોરશાહી કવિતામાં આ પ્રમાણે અર્થ પર જ જે ભાર મૂકવામાં આવે છે તે કવિતાની દૃષ્ટિએ કેટલો પર રહે છે તે જ આપણે સ્પષ્ટ રીતે અનેક વિધાનોથી, દૃષ્ટાંતોથી જોઇ શકીએ છીએ. માત્ર અર્થ એ કવિતા માટે બસ નથી, 'અર્થ''ને જે મહત્વ એમણે આપ્યું છે તે મહત્વ તો કવિતાના સનાતન સિધ્ધાંતમાં–અપાયેલું છે. પણ તેજ ક્ષણે બીજા સિધ્ધાંતોને એકવિએ એ વેગળા મૂકયા છે એ કેવળ દુઃખદ છે.

કવિતા મનુષ્ય નથી લખતો પણ કવિ જ લખે છે એ માન્યતા જો દરેક કવિ વિચારશે તો હું માનું છું કે આવાં એકાદ વિધાનને અતિ મહત્વ ન આપતાં પોતાની કવિતાને સર્વાંગ સુંદર બનાવવા કવિ બનતું કરશે. કવિતામાં ગમે તેવો અર્થ હોય પણ તે અર્થ વાચકને ખબર

પડવો જ જોઇએ. જો વાચકને એ અર્થ ખબર ન પડે તો અર્થ અનર્થ બને છે. કવિની શકિત તેજ ક્ષણે નિર્બળ બને છે. ગમે તેવો અર્થ કવિતામાં લખાયેલો હોય પણ તે અર્થ એવો ન જ જોઇએ કે જેને મેળવવા વાચકે કવિતાને છિન્ન છિન્ન કરવી પડે અને કવિને એ અર્થ અંદર છૂપાવવા કવિતાને છિન્ન ભિન્ન કરવી રહે. અને જો પ્રસાદિક-માધુર્ય ઝરતી જ કવિતામાં એવો અર્થ હશે તો વાચક એ અર્થ એની આપમેળે સમજી ધન્ય થશે—અને ધન્ય કહેશે!

## ૨. ગેયત્વહીન પદ્ય

પ્રો. ઠાકોરે 'ભણકાર'માં શુધ્ધ (અગેય) પદ્ય પર લખ્યું છે. " લાંબા કાવ્યોને માટે અગેય પદ્ય રચના જ આવશ્યક છે. કેમકે અર્થ અને ભાવના પ્રવાહમાં વલણે વલણે જે વાણી પ્રવાહ ભળતો આવી તેને પદે પદે અને વલણે વલણે ઓર ખીલવે તે વાણી પ્રવાહ જ ખરી કવિતામાં છે." લાંબા કાવ્યો માટે આ અગેય પદ્ય રચનાની આવશ્યકતા મનનીય છે. અને એ મનનીય આવશ્યકતાની પૂરવણી કરવા 'પૃથ્વી' છંદને વરમાળા આરોપવામાં આવી. "હવે પૃથ્વી વૃત્તનું માપ તપાસો. એ પંકિત સુગેય નથી; ગેય છે. તથાપિ અવશ્યમેવ ગાવી પડે એવી નથી; સંગીતમાં ચાલતા તાલો જોતાં કહે છે કે એને કોઇ પણ જાણીતો તાલ બન્ધ ગણી શકાય એવી એ નથી." એમ પ્રો. ઠાકોરે પૃથ્વીની અગેય પદ્ય તરીકેની લાયકાત ગણાવી છે, બતાવી છે. આ પૃથ્વી અગેય (કવિતા કોઇ પણ રીતે ગેયત્વહીન છે જ નહીં. પણ અહીં લેખની સ્પષ્ટતાને ખાતર પ્રો.ઠાકોરનો આ ચલણી સિક્કો ચલાવી લઉં છું) છે, ગેય છે એ જોઇએ તે પહેલાં મહત્વની વાત એ છે કે કવિ અને કવિતા એ બેનો સંબંધ જ આપણે જોવો જોઇએ.

કવિના ગુંજનમાંથી કાવ્ય પોતાનું સ્વરૂપ લે છે. અને એ ગુંજનમાંથી કાવ્યનું સ્વરૂપ લેતાં એ ગુંજનને શબ્દ દેહે મૂર્તિમંત કરવાને અને કાવ્યને લાગણી સાથેની સંલગ્નતાએ શબ્દ—સ્વરની

સુરાવલી ઉતરે છે. હવે એ ગુંજનને કોણ જગાડે છે? એ ગુંજનને જગાડે છે તેજ પ્રેરણા (Inspiration.) એ પ્રેરણા લાગણીમાંથી જન્મે છે કે દૃશ્યમાંથી જન્મે છે; એ પ્રેરણાનેજ કવિપ્રતિભા એવી કક્ષાએ લઇ મૂકે છે કે સર્જનનું સ્વરૂપ આપોઆપ કવિપ્રતિભાનું પ્રતિબિમ્બ બને છે. ગદ્ય લખવાને માટે કદિયે હોઠ પર ગૂંજન આવતું નથી. એ તો માત્ર વિચાર અને લાગણીથી જ લખાય છે. ગદ્યમાં લાગણીનો પ્રવાહ પ્રબળ હોય છે ત્યારે એ ગદ્ય કાવ્યમય બને છે પણ કાવ્ય થતું નથી. જ્યારે કાવ્ય વિચારમાંથી નહિ પણ લાગણીમાંથી જન્મે છે. હવે પ્રાણીમાં વિચાર અને સંગીત વચ્ચે જે સંબંધ છે. તેનાથી કૈંક જુદો પણ અતિપ્રબલ એવો સબંધ પ્રાણી અને સંગીત વચ્ચે છે. " Stray Leaves of Literature " નામના ગ્રંથમાં એફ. સૅાન્ડર્સ લખે છે "Music is the language not of thought, but of affections ........ .........Plato said the soul of man was itself a harmony, and had its nearest sympathies in Music." અને આ વિધાન સત્ય છે. સંગીતની અસર પ્રાણી પર જોઇએ તેટલી પ્રબલ છે.

વિશ્વના આદિ સર્જનથી એવા ગહન સુરો સંગીત થયાં છે કે જેથી આપણને માનવાને કારણ છે કે એ સુરોમાંથી જ આપણે સંગીતના મૂળની કલ્પના કરી શકીએ. ઉચ્ચારે જાત જાતના ધ્વનિઓ થતાં એ ધ્વનિઓ વચ્ચે પોતપોતાના ભેદ રહ્યા હશે. કુદરતી રીતે એ ઉચ્ચારમાં કેટલીક નિયમિત સુરાવલી આવતાં— મનુષ્ય ધીમે ધીમે સંગીતની પાસે પહોંચતો ગયો. કવિશ્રી ખબરદારે પણ એમના યુનીવર્સીટી વ્યાખ્યાનમાં એ મત આપ્યો છે, કે નૃત્યમાંથી ઉચ્ચાર–અવાજ થયો અને અવાજમાંથી સંગીત જન્મ્યું. એજ સંગીતમાંથી કવિતા આવી. આપણા એક મિત્રે કવિશ્રી ખબરદારનાં આ વિધાન અંગે શંકા પણ ઉઠાવી છે. એમણે એ શંકા ઉઠાવવામાં જેટલો શ્રમ લીધો છે, તેટલોજ શ્રમ જો એમણે

એ વિધાનને સમજવામાં લીધો હોત તો એ શંકા ન થતે કવિશ્રી ખબરદારના એજ વિધાનના સમર્થનમાં John Drinkwater નો મત નોંધવો અહીં ઠીક પડશે જેથી આપણને એ મત શંકાસ્પદ ન રહે. Dancing was the earliest of the arts. Man danced for joy round his primitive campfire after the defeat and slaughter of his enemy. He yelled and shouted as he danced, and gradually yells and shouts became coherent and caught the measure of the dance, and thus the first war song was sung. As the idea of God developed, prayers were framed. The songs and the prayers became traditional and were repeated from one generation to another, each generation adding something to its own. અને આ સંગીતમાંથી કવિતાએ પોતાનું વ્યવસ્થિત રૂપ ધારણ કર્યું. કવિતાનો જન્મ સંગીતમાંથી છે તેનો જ આ પૂરાવો છે. પછી આપણે કવિતાને સંગીતથી જુદી શી રીતે પાડી શકીએ ?

હવે કવિતાની અસર મનુષ્ય પર શી હોવી જોઇએ ? કવિતા સારી કવિતા કયારે બને ? કયી કવિતા આપણા અન્તરમાં એના દિવ્ય સુર પહોંચાડે ? એનો વિચાર કરીએ. કવિતા એ કાનનો વિષય છે અને આંખનો વિષય જ નથી. કારણ કે સંગીતની અસર મન પર થાય છે તે કાનદ્વારા અને નહિ કે આંખદ્વારા અને આ તો કવિ હોય કે વાચક હોય પણ કોઇ પણ પ્રાણી પર સંગીતની શી અસર છે એમ જો મને પૂછવામાં આવે તો મારો એકજ ઉત્તર છે કે મનુષ્ય પર ગમે તેવા મનુષ્ય પર જો વિજય મેળવી શકે તો તે આ વિશ્વમાં સંગીત જ છે, અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ જો આપણે વિચાર કરીશું તો જોઇશું કે મનુષ્ય જેમ સંગીતમાં વધારે તલ્લીન રહે છે તેમ તેમ

KABIBAI HINDU HIGH SCHOOL BOMBAY.

તેની પ્રભુતાની શ્રદ્ધા પણ મૂર્ત રૂપ ધારણ કરે છે-નાનાં બાળકથી માંડી વૃદ્ધ સુધી, સાપથી માંડી ઓઘડ પશુ, મોરના પક્ષી સુધી સંગીત પોતાની અસર ફેલાવી શકે છે એમ આ સૃષ્ટિમાં જન્મ લીધા પછી-અડધી જીંદગી એજ પ્રાણીઓ સાથે ગાળ્યા પછી આપણે માનવું જ જોઇએ. અને અંગ્રેજી સાહિત્યમાં તેમજ ગુજરાતી સાહિત્યમાં પણ એ સંગીતની અસરનું મહાત્મ્ય કરતા મતો આપણને મળ્યા છે. સ્વ. બોટાદકરનું "વિધ્ધ મૃગ" કાવ્ય એનો જાણીતો પૂરાવો છે. કવિતાએ આપણા હૃદયની લાગણીઓ જગાડવી જોઇએ. જે દર્શન કવિએ કર્યું છે, જે ભાવ અને લાગણી કવિએ અનુભવ્યાં છે તે જ વાચકે અનુભવવાં જોઇએ. અને ત્યારે જ એ ખરી કવિતા બને. આ જ મતના સમર્થનમાં (W. H. Hudson) ડબલ્યુ એચ, હડસનનો An Introduction to Literature નામના ગ્રંથમાં કરેલો ઉલ્લેખ અહીં જોઇશું.

We miss much of the charm if the eye is made to do duty also for the ear. The words, bereft of their voice force, are but half alive on the printed page. The music of verse, when repeated only to the inward ear, comes as a faint echo. The moral of this is clear. If poetry is "Musical speech," if it owes much of its beauty, its magic, its peculiar power of stirring the feelings and arousing the imagination, to its verbal felicity and its varied melodies of metre and rime, then its free significance as poetry can be appreciated only when it addresses us through the ear.............As much as posible, therefore, we should make it a practice to read our poetry aloud."

આ પ્રમાણે કવિતાને સંગીત સાથે શો સંબંધ છે તેજ આપણે ઘણી સહેલાઇથી જોઇ શકીએ છે. તો એ સંગીત અને કવિતાની સંલગ્નતાને કયે બહાને આપણે છૂટાં પાડી શકીએ? આપણે મતે તો સારામાં સારો કવિ-સારામાં સારી કવિતા લખનાર કવિ હોય એ નવલરામના શબ્દોમાંજ જોઇએ કે, "સાંભળનારનું હૈયુંજ ભેદે, ચાહે તો હસાવે, ચાહે તો રડાવે, ચાહે તો હથિયાર પકડાવે, ચાહે તો ભગાડે, અને ચાહે તો શાન્ત કરી મૂકે તે જ કવિ."

હવે બીજી બાજુ એ જોવાની છે કે પ્રો. ઠાકોરે અખંડ પદ્ય મેળવવા માટે આ 'અગેય'ની ભ્રાંતિ જગાડી. એમણે લાંબાં લાંબાં કાવ્યો માટે અખંડ પદ્યની આવશ્યકતા સ્વીકારી છે. પણ પ્રો. ઠાકોર ભલે એમનાં દોઢ બે હજાર પંક્તિઓના કાવ્યમાં 'અગેય' ભ્રાંતિના આશરા નીચે રહી અખંડ પદ્ય મેળવવા પ્રયત્નો કરે, પણ એમનાં ટૂંકાં કાવ્યોનું શુ? એમનાં નાનાં નાનાં કાવ્યોનું શું? પ્રો. ઠાકોર જાતે કહે છે કે મંદાક્રાંતામાં ગેયતા છે-તો શું એજ મંદાક્રાંતાને અગેય કરવાને એમણે પ્રયત્ન કર્યો છે? જો એ પ્રયત્ન ન કર્યો હોય તો એમણે એ મંદાક્રાંતામાં એની ગેયતાને શિથિલ કરવાને શા માટે એ છંદને સ્વેચ્છાએ ભાંગે, તોડે, ભૂકકા કરે, અને કર્કશ શબ્દોથી નાકાલ નદી જેવી કરી મૂકે જેથી કોઇપણ વાચકની ચિત્ત નૌકા એમાં તરે જ નહિ? ઓછામાં ઓછી ગેયતા હોય તો ગદ્ય એ છેવટમાનું છેવટ શોધાયેલું રૂપ છે. જ્યાં આપણે નદીની વાત કરીએ ત્યાં પાણીની વાત કરવીજ રહી, જ્યાં આપણે જંગલની વાત કરીએ ત્યાં વનસ્પતી-વૃક્ષની વાત કરવી જ રહી, જ્યાં આપણે પદ્યની વાત કરીએ ત્યાં આપણે તેની ગેયતાની વાત કરવી જ રહી. પછી ફેર રહે છે એના ઓછાવત્તા અંશનો પણ કોઇ રીતે ત્યાં તો ગેયતા જ છે. અને એ ગેયતા જો પદ્યના મૂળમાંજ રહેલી છે તો કયો સાચો કવિ એને 'અગેય' કહેવામાં પોતાનો ધર્મ માનશે?

અંગ્રેજી અખંડ પદ્ય–પેન્ટામીટરને વાંચતાં આપણે ગદ્ય કરતાં જુદી જ લાગણી અનુભવીએ છે, એમાં નિયમીતતા છે પણ પદ્યમાં શક્ય તેટલી સ્વતંત્રતા જ મળે છે. છતાંયે ગદ્યથી એની કક્ષા ઘણી ઊંચી છે, એમાં ગેયતા જ છે. માત્ર સવાલ રહે છે એ ગેયતાના અંશને પણ એ ગેયતા ઓછી કરવા એના નિયમીત બંધારણને ભાંગીને ભૂકો કરવામાં આવતો નથી.

આપણા કવિઓમાં જ્યાં સુધી આ અગેયતાની ભ્રાંતિ હશે ત્યાં સુધી આપણા કવિઓ કદી સાચી કવિતા પાસે જઇ શકવાના નથી. આપણી ભાષાના અમર ગીતોનાં દ્રષ્ટાંતો જોઇએ તેટલાં છે. કવિશ્રી ન્હાનાલાલનીજ પેલી એક પંક્તિ લઇએ,

મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી !

આ પંક્તિમાં એવો શો ચમત્કાર છે ? આ પંક્તિમાં એવી કયી શક્તિ છે કે જેથી એક વાર વાંચતાં જ એ આપણા અન્તરમાં ગૂંજે છે ? પણ એજ અર્થને સાચવતી એક બીજી પંક્તિ આપણે નીચે પ્રમાણે મૂકીએ તો એની અસર આપણા ઉપર શી થશે ?

મારાં નયણાંની આળસથી હરિને જરીયે નિરખ્યા નહિ.

કવિ કાવ્યની પંક્તિમાં કહેવા માંગે છે તેજ આપણે આ ઉપરની લખેલી પંક્તિમાં કહ્યું છે પણ કયાં પેલી કાવ્ય પંક્તિ અને કયાં આ નવી બનાવેલી અગેય પંક્તિ ? મૂળ કાવ્યની પંક્તિમાં "રે" અક્ષર છે. અને બનાવેલી પંક્તિમાં "થી" અક્ષર છે. બન્ને અક્ષરો એજ માત્રાના છે. પણ "રે"થી ઉપજતી સંગીતની અસરમાં "આળસ"નો અર્થ ઘણો સચોટ થાય છે. "રે" ના સંગીતમાંજ "નયણાંની આળસ"નું કાવ્ય છૂપાયેલું છે. આ સત્ય છે કે અસત્ય છે તે જાણવાને માટે આપણી પાસે કશું એવું દૂધ માપવાનું યંત્ર નથી. માત્ર શુધ્ધ શ્રવણેન્દ્રિયના આધારે જ આપણે સમજવાનું છે. કાવ્યરસિક અને કવિ જો પોતાની કળાને વફાદાર રહીને જોશે, તો સારામાં સારા કાવ્યની પંક્તિએ નહિ પણ એના શબ્દે શબ્દે, કાવ્ય જ છે. આપણે જે અગેયતાની સામે વાંધો લઇએ છીએ તે આજ છે કે અગેય કાવ્ય કદિયે કાવ્ય થઇ શકે નહી. ગેયતા એજ મનોરમ કાવ્યનું વાહન છે.

સંગીતના મહાનાદમાં જ કાવ્યનો ભુલંદ રણકાર છે. કવિના એ સંગીત (નહિ કે નાટકિયા કે સીનેમા પણ એના સાદા સંવાદિન સ્વરૂપમાં) નાદમાં જો કાવ્યને જોશે તો એની પ્રતિભા મેઘધનુષ્યની જેમ સાતે રંગની ગૂંથેલી વિચાર કમાનને એના નાના સરખા ગીતમાં પણ પ્રતિબિમ્બે સમાવી વાચકના હૃદયને ભેદશે. તળાવની આસપાસ જેમ જમીન છે–અને મેઘધનુષ્યનું પ્રતિબિમ્બ એ સરોવરમાં જ પડે છે અને નહિ કે જમીન પર તેવી જ રીતે અગેય એ તો ગેયતા સરોવરની આસપાસની જમીનને જેવી માત્ર શુષ્ક ભેખડ છે. એમાં કદિયે પ્રતિભાનું મેઘધનુષ્ય દેખાવાનું નથી.

'અગેય (જેને આ કવિઓ અગેયતા કહેવા માંગે છે તે ખરી રીતે જોતાં 'પાઠ્યતા' માટે જ છે) કાવ્યના હિમાયતીઓએ હવે તો પોતપોતાની પ્રતિભાનું ઓજસ પ્રકટાવવા જાતજાતના વિચિત્ર પ્રયોગોથી અગેયને જ જાણે રૂપ આપવા કાવ્યો લખ્યાં છે. પ્રો. ઠાકોર આજે પોતાના મતને છોડે–એ મતને સહેજ પણ ફેરવે એ કોઇ પણ કવિની યે કલ્પનાની બહારની વાત છે. પણ આપણા અન્ય પ્રતિભાશાળી કવિઓ પણ એ 'ભ્રાંતિ'માં તલ્લીન બની ક્રાંતિ જગાડવામાં કારણ ભૂત થયા છે. એમના અન્તરમા ગેયતાની શાંતિ વળે એટલી જ આશા રાખવાની રહી. તમસો મા જ્યોતિર્ગમય અંધકારમાંથી પ્રકાશમાં જવાનું છે. આપણા કવિઓ એ અગેય અંધકારમાંથી જ્યોતિમંથી ગેયતામાં ધીમે ધીમે આવશે તો આપાણું અહોભાગ્ય થશે, એમની પ્રતિભાના પ્રતિબિમ્બો આપણે જોઇશું. નહિ તો છેવટે તો આપણે એટલુંજ કહેવાનું રહે છે કે "તમારી અગેયતા અજેય રહો! એમાં શ્રેય થશે તમારું પણ નહિ આ ગુર્જરી કવિતાનું."

[અપૂર્ણ.

---

કવિ સમ્રાટ મિલ્ટન સંગીતના સૂરના તાલમાં પોતાની બધી ચિંતાઓમાંથી મુક્તિ મેળવતો. ડૉ. ફ્રોકયે સંગીતની મદદથી એક ગાંડા સૈનિકનુ જીવન સુધારેલ છે. મી. બર્દન કહે છે કે અઢારમી સદીમાં સ્પેનના ગજા ફીલીપની ઉદાસીનતા સંગીતના બળથી દૂર થઇ હતી.

—ક્વોટર્લી જર્નલ ઑફ ધી મીથીક સોસાયટી
૧૯૨૪ એપ્રીલ

# પ્રતિમા

રાગવજી ના. મરચન્ટ

"આજનું લેકચર કેવુંક લાગ્યું, પ્રતિમા ? ગિરીશ બોલ્યો.

" સાધારણ," પ્રતિમાએ બેદરકારીપૂર્વક હસતાં જવાબ આપ્યો. અને ગિરીશ તરફ જોયું.

ગિરીશનું મોઢું પડી ગયું. એ તો એમજ ધારતો હતો, કે આજના લેકચરમાં તો એણે હદ જ કરી છે, અને પ્રતિમાને પણ તે ગમ્યું જ હોવું જોઇએ. પણ ઉત્તર સાંભળીને તો એ ફીકો જ થઇ ગયો. આવા ઉત્તરની એણે આશા પણ રાખી નહોતી.

"તમારો લેકચરમાં એવું હતું જ શું કે જેના વખાણ સાંભળવા માગો છો ?" કહીને ફરી પ્રતિમા હસી પડી.

—બન્ને જણા સાંજના વખતે દરિયા કિનારા પરના એક પત્થર પર બેઠાં હતાં. દરિયાના ઉછળતાં મોજાં બન્નેના પગ સાથે અથડાઇ, દૂર દૂર ઘસડાઇ જતાં હતાં. સાગરથી ઘણે દૂર ક્ષિતિજ પર મનને આનંદ પમાડનાં સંધ્યાના રંગો, પળે પળે બદલાતા જતા હતા.

"તમારા લેકચરના વિચારો આદર્શવાદી તો હતા જ," પ્રતિમા બોલી, " આપણા દેશવાસીઓની પરાધીનતા, અને અનુભવતા કઠોર અન્યાયો જોતાં, જાગૃતિ આણતા વિચારો આવકારદાયક તો ખરા જ—"

" તો શું એ વિચારોમાં કશી ઉણપ જણાઇ ?" પ્રતિમાને વાક્ય પુરૂં ન કરવા દેતાં, ગિરીશ ઉત્સુકતાથી વચ્ચે જ બોલ્યો. પ્રતિમા હસી પડી—જ્યારે પણ ગિરીશ ગુસ્સે થતો, ત્યારે પ્રતિમા એને વધારે ચીડવતી, અને પછી હસી પડતી.

"આદર્શના ભાષણો ભલે આપો, પણ તે પહેલાં આદર્શના પગલે ચાલવાનો વિચાર સરખોએ કર્યો છે ખરો ? આજ સુધીમાં ભાષણો તો તમોએ ઘણાંએ કીધાં; ભાષણ કરતી વખતે બધાને

આદર્શના ભાવે રંગ્યા પણ ખરા, પણ પછી ?...એ બધું ભાવણુ કરવા પૂરતું જ નહિ ?"—

પ્રતિમાના એક એક બોલે ગિરીષને પોતાની કીર્તિ ભૂંસાઇ જતી લાગી; એ એકી નજરે પ્રતિમા તરફ જોતો, મૂંગે મોઢે બધું સાંભળી રહ્યો હતો.

પ્રતિમા શું કહી રહી હતી ? ખરો આદર્શ ભાવણો કરવા પાછળ છુપાયો નથી !—

—ઘણી વખત આવી રીતે વાદવિવાદ થતો, અને દલીલો કરતાં, જ્યારે પણ પ્રતિમા ગિરીષને હરાવતી, ત્યારે ગિરીષને પોતાનું બધું અભિમાન ઓસરી જતું લાગતું; પોતે મેળવેલી કીર્તિમાં પણ એને ઉણપ જણાતી.

"હવે ચાલીશું ?" ગિરીષને વિચારલીનમાં જોઇ પ્રતિમા બોલી. પણ ગિરીષ તો હજુએ વિચારમાં જ હતો–પ્રતિમાએ હાથમાં થોડું પાણી લઇ ગિરીષના મોઢા પર છાંટયું. ગિરીષે ચમકીને પ્રતિમા તરફ જોયું.

"હવે ચાલીશું ?" હસતાં હસતાં પ્રતિમા બોલી.

"હા ચાલો," કહીને ગિરીષ પણ ઉઠયો–પણ આજે એનું મન ચકડોળે ચઢયું હતું. પ્રતિમા શું કહી ગઇ ?...

જ્યારે બન્ને ઉઠયાં, ત્યારે સૂરજ પણ પોતાના છેલ્લાં કિરણો ફેંકતો, ક્ષિતિજ પાછળ અદૃશ્ય થઇ રહ્યો હતો—

રસ્તામાં ગિરીષ પ્રતિમા સાથે વિચારમાંજ ચાલ્યો જતો હતો. પ્રતિમા ત્રાંસી નજરે કોઇકવાર એને જોઇ લેતી, અને પછી આછું હાસ્ય એના મોઢા પર ફરી વળતું.

"હમણાંથીજ આદર્શવાદી બનવાના વિચારો કરો છો શું ?"

"મને પૂછો છો ?" વિચારોની ધૂનમાંજ ગિરીષ બોલ્યો.

પ્રતિમાથી હાસ્ય દાબી શકાયું નહિ. "જો જો આદર્શવાદી બનવામાં તમે ક્યાંક પોતાનેજ ન ભૂલી જાવ."

ગિરીષ શરમથી જવાબ આપી શક્યો નહિ—

*                    *                    *

ગિરીષ અને પ્રતિમા, કૉલેજમાં બન્ને એકજ વર્ગમાં સાથે જ અભ્યાસ કરતાં હતાં. વળી બન્ને એકજ ગામનાં હતાં. બન્નેએ પોતાના અભ્યાસક્રમ દરમ્યાન સારી કીર્તિ સંપાદન કરી હતી.

ગિરીષ કૉલેજની રમત ગમતોમાં, અને ડીબેટીંગ સોસાઇટીમાં સારો ભાગ લેતો. વર્ગમાં દરેક એના તરફ માનની દૃષ્ટિએ જોતું. પ્રોફેસરો પણ એના તરફ ખૂશ રહેતા. ડીબેટીંગ સોસાઇટીમાં જ્યારે એનું ભાષણ થવાનું હોય, ત્યારે આખો હોલ ચીકાર ભરાઇ જતો. એ જ્યારે ભાષણ કરતો હોય, ત્યારે બધા એક ધ્યાનથી એને સાંભળી લેતા, દરેકનું મન એને સાંભળવા તલપી રહેતું, પણ–એક પ્રતિમાજ એવી હતી કે જેના મોઢા પરના ભાવ બીલકુલ બદલાતા નહિ. જાણે કોઇ ભાષણ કરતો ને સાંભળતી હોય,તેવી સ્થિરતાથી એને સાંભળી રહેતી. ક્યારે પણ કશોએ ઉત્સાહ દાખવતી નહિ– ગિરીષને આ ખટકતું, એ સમજી શકતો નહિ, કે પ્રતિમા આમ શા માટે કરે છે !...

કોઇ કોઇ વખત પ્રતિમા, ગિરીષની વિરુધ્ધમાં ભાષણો આપતી. એની દલીલો પણ ખોટી ઠરતી નહિ. બન્ને જણાઓ સામસામી દલીલો કરતાં, ત્યારે ગિરીષને ઓર આનંદ થતો. ઘણી વખત જ્યારે ભાષણ પુરૂં થયા પછી બન્ને મળતાં, ત્યારે બન્ને દરિયા કિનારા પર સાથે ફરવા જતાં. ગિરીષ પ્રતિમાને પોતાના લેક્ચર વિષેનો અભિપ્રાય પૂછતો, પ્રતિમા હસતી, અને કંઇ ને કંઇ ખામીઓ બતાવતી––

ગિરીષ આ બધું સમજી શકતો નહિ—એ જેમ જેમ પ્રતિમાની સમીપ જતો, તેમ તેમ પ્રતિમા એનાથી દૂર ને દૂર રહેતી લાગતી. બહારથી જુદાં, છતાં અંતરથી બન્ને જણા એક બીજાની નિકટ આવવા પ્રયત્ન કરતાં. પ્રતિમા એના ટીખળી

સ્વભાવ મુજબ દૂર ને દૂર રહેવા પ્રયત્ન કરતી. ગિરીષને ઊંડે ઊંડે પણ છુપો સ્નેહ પ્રતિમા તરફ હતો, પણ તે બહાર વ્યકત કરી શકતો નહિ.

જ્યારે કૉલેજની ટર્મ પૂરી થઇ. ત્યારે ગિરીષ વેકેશન પસાર કરવા પોતાને ગામ જવા તૈયાર થયો. પ્રતિમા પણ સાથે જવા તૈયાર થઇ. ગિરીષને આનંદ થયો, પણ એણે પોતાનો એ આનંદ બહાર વ્યકત થવા દીધો નહિ.

ગામમાં ગિરીષનું ઘર, પ્રતિમાના ઘરથી થોડુંક દૂર હતું. ગિરીષ પોતાના કાકા સાથે રહેતો. જ્યારે પ્રતિમા પોતાના માબાપ સાથે રહેતી.

સાંજના વખતે બન્ને જણા સાથે ફરવા જતાં. ગામથી થોડેક દૂર એક જૂનુ પુરાણુ મંદિર હતું. ત્યાં સુધી ફરવા જવાનો એ બન્નેનો નિયમ હતો. કોઇ કોઇ વખત ગિરીષની નાની બ્હેન નલીની પણ સાથે જતી. એ પ્રતિમા સાથે ખૂબ હળી ગઇ હતી. ઘણી વખત જ્યારે મંદિરને જોતાં ત્યારે ગિરીષ અને પ્રતિમા વાદવિવાદ પર ઉતરી પડતાં. પત્થરને દેવ માની પૂજનારાઓને એમની આધુનિક કેળવણી હાસ્ય કરાવતી. પ્રતિમા પણ જૂની સંસ્કૃતિ તરફ દુર્લક્ષ કરતી. પણ જ્યારે ગિરીષ સાથે એના વિચારો મળતા થવા લાગતા ત્યારે ખૂબીથી એની દલીલો તોડી પાડતી. ગિરીષથી આ ફેરફાર સમજી શકાતો નહિ–ઘણી વખત નાની નલીની પણ કેટલીએ વાતો કરીને બન્નેને મુંઝવી નાંખતી. ગિરીષ અને પ્રતિમાને એના સંગાથમાં આનંદ પડતો.

હંમેશ તો ગિરીષ અને પ્રતિમા સાથેજ ફરવા નીકળતાં, પણ આજે તો બહુ વખત થઇ ગયો હોવા છતાં પ્રતિમા આવી નહોતી. ગિરીષ ખૂબ રાહ જોઇ કંટાળ્યો. ત્યારે એકલો ફરવા નિકળી પડ્યો, પણ આજે તો ફરવા જતાં પણ એને ખૂબ કંટાળો આવ્યો. રોજ તો બન્ને જણા મંદિર સુધી ફરવા જતાં, પણ આજે તો

જાણે એ સ્થળ પણ બહુ દૂર હોય, તેમ લાગતાં ગિરીષ અર્ધે રસ્તેથીજ પાછો ફર્યો—સામેથી જ પ્રતિમા આવતી હતી. ગિરીષને આનંદ થયો, એ ઉતાવળે પગલે પ્રતિમા પાસે આવ્યા.

"પ્રતિમા,..." પણ એ વધુ બોલી શકયો નહિ. પ્રતિમા આજે બહુ ઉદાસ જણાતી હતી. ગિરીષ વિચારમાં પડયો. કોઇ દિવસ પણ ઉદાસ ન જોયેલી રમતિયાળ અને ટીખળી પ્રતિમાને આમ ઉદાસ જોઇ બહુ આશ્ચર્ય થયું.

પ્રતિમા નીચું જોઇ ઉભી હતી. એની ઉદાસીનતા ગિરીષને ખૂબજ અસ્વસ્થ બનાવી રહી હતી.

"શું થયું, પ્રતિમા ?" ગિરીષે પૂછયું.

"મારે કૉલેજ છોડવી પડશે, ગિરીષ..." એણે નીચું જોઇને જ જવાબ આપ્યો, એ વધુ ન બોલી શકી, એની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

ગિરીષ ચોંકયો. એ ન સમજી શકયો કે પ્રતિમા આમ શા માટે કહી રહી હતી, કૉલેજની તો હજી અધીંજ ટર્મ પૂરી થઇ હતી !—"

"મારો અભ્યાસ આગળ વધારવામાં માની જરા પણ ઇચ્છા નથી" પ્રતિમા બોલી.

"પણ તમારા પિતા તો ખુશી છે ને ?—હજી તો અર્ધીજ ટર્મ પૂરી થઇ છે !" વ્યાકુલ મને ગિરીષ બોલ્યો.

"છતાં માની ઇચ્છા નથી અવરોધી શકતી. ગિરીષ—" પ્રતિમાના અવાજમાં મકકમતા હતી. એણે ગિરીષ તરફ જોતાં જવાબ આપ્યો.

ગિરીષ આનો ઉત્તર આપી શકયો નહિ. એ જાણતો હતો કે પ્રતિમાને એની મા તરફ ઘણો પ્રેમ છે. આટલો અભ્યાસ પણ એની માના અવરોધ છતાં થયો હતો. ગિરીષ જાણતો હતો કે પ્રતિમા એની માની ઇચ્છા વિરુદ્ધ એક પણ કાર્ય કરવાનું પસંદ કરતી નથી. આટલો અભ્યાસ પણ એના પિતાના આગ્રહથી જ થયો હતો.

ફક્ત અધીંજ ટર્મ માટે પ્રતિમાને આમ અભ્યાસ પડતો મૂકતી જોઇ ગિરીષને બહુ લાગી આવ્યું.

બન્ને ધીમે પગલે, એક પણ શબ્દ બોલ્યા વિના પાછા ફર્યાં.

ગિરીષને પોતાના બધા સ્વપ્નાં પડી ભાંગતાં લાગ્યાં. બધીએ અસ્વસ્થતા ફક્ત વિયોગની એકજ ક્ષણમાં છુપાઇ જતી હોય, એમ એને લાગ્યું.—

શીતળ ચાંદની ચમકી રહી હતી. દૂર દૂર મંદિરમાંથી ઘંટનાદના ઝીણા ધ્વનિ સંભળાતા હતા. ગિરીષ અને પ્રતિમાનું મૌન રાત્રિની શાંતિમાં મધુર વાતાવરણ પ્રસારતું હતું.

પ્રતિમાના ઘર આગળ બન્ને છુટાં પડયાં.

ગિરીષને આખી રાત ઉંઘ ન આવી, એનું ચાલે તો હમણાં જઇને પ્રતિમાના માતા પિતાને સમજાવી આવે, પણ એ પ્રતિમાને ગોળખતો, એની માતાનું દિલ દુભાય, એવું એક કાર્ય એ પસંદ કરતી નહિ.

—"જ્યાં માની ઇચ્છા નથી અવરોધી શકતી, ગિરીષ..." પ્રતિમાના એ શબ્દો હજીએ એના કાનોમાં ગૂંજી રહ્યા હતા.

ગિરીષનું મન બહુજ અસ્વસ્થ બન્યું.

કૉલેજ ઉઘડવાને હજુ ચાર પાંચ દિવસની વાર હતી. પણ હવે એક પણ દિવસ વધુ રહેવાને ગિરીષનું મન કબૂલ થયું નહિ.

એ બીજે જ દિવસે રવાના થયો–પ્રતિમાને મળ્યો પણ નહિ.

* * *

પાછી કૉલેજની ટર્મ શરૂ થઇ,–એનું એ આનંદી જીવન ફરી શરૂ થયું. પણ ગિરીષને પ્રતિમા વિના બધું સૂનું લાગતું. અભ્યાસ કમમાં અને રમત ગમતોમાં પણ એને રસ પડતો નહિ–કોઇ પણ એનો આ ફેરફાર કળી શકતું નહિં. જ્યારે એ ભાષણો આપતો ત્યારે પોતાની ટેવ મુજબ ઘડીભર તો સાંભળનારાઓને મુગ્ધ કરી દેતો, પણ જ્યારે પ્રતિમા સાંભળતી, ત્યારે પોતે શું બોલે છે તેનુંએ

એને ભાન રહેતું નહિ. એની આંખો પ્રતિમાને શોધી વળતી. એને ન જોતો ત્યારે નિરાશ થતો.

ગિરીષની વિચિત્રતા બધાને આશ્ચર્ય કરાવતી. કોઇ પૂછતું તો જવાબમાં ફક્ત હસતો.

આખરે કોલેજ ટર્મ પુરી થઇ. ગિરીષે અસ્વસ્થ મને પરિક્ષા આપી. અને જેમ તેમ પાસ થયો. પરિક્ષામાં પ્રથમ ન આવ્યો, તેથી મિત્ર વર્ગ બહુ નિરાશ થયો. પણ એને કંઇ લાગ્યું નહિ..

ચાલુ ટર્મમાં બે ત્રણ પત્રો પણ એણે પ્રતિમાને લખી જોએલા પણ એકેનો જવાબ મળ્યો નહિ.

આખરે જેની ચિંતાથી રાહ જોઇ રહ્યો હતો. તેજ વેકેશન પાછું આવીને ઉભું રહ્યું. તુરંત જ એ પોતાને ગામ જવા રવાના થયો.

—ધડકતે હૃદયે જ્યારે એ પોતાના સ્ટેશને ઉતર્યો, ત્યારે ચારે તરફ પોતાની દૃષ્ટિ ફેરવી, પણ પ્રતિમાને એણે ન જોઇ. નિકળતાં પહેલાં એણે પ્રતિમાને કાગળ પણ લખી નાંખ્યો હતો. છતાં પ્રતિમા ન આવવાથી એ બહુ નિરાશ થયો. સ્ટેશન પર એના કાકાનો છોકરો, અને એની નાની બહેન નલીની એને લેવા આવ્યાં હતા. નાની નલીની મોટાભાઇને જોતાંજ એને વળગી પડી.

રસ્તામાં ટાંગામાં બેઠે બેઠે નલીનીએ કેટલીએ વાતો કરીને ગિરીષને મૂંઝવી નાંખ્યો. એની વાતો સાંભળી ગિરીષ હસતો, પણ પ્રતિમાનો વિચાર આવતાં પાછું એનુ હૃદય ધડકતું.

"મોટાભાઇ, પ્રતિમાબ્હેનના લગ્ન થયાં." આ વાત સાંભળી મોટાભાઇ જરૂર ખુશ થશે, એમ ધારી નાની નલીની બોલી.

"હેં!"...ગિરીષના માથા પર જાણે વિજળી પડી. "ક્યાં, ક્યારે ?"...

પણ નલીની જવાબ આપી શકી નહિ. મોટાભાઇમાં અચાનક આવો ફેરફાર જોઇ એ ગભરાઇ ગઇ. આવા ખુશી થવા જેવા ખબર સાંભળવા છતાં મોટાભાઇમાં આવું અચાનક પરિવર્તન એ ન સમજી શકી.

ગિરીષ વધારે પૂછી સક્યો નહિ—એનું મગજ શૂન્ય બની ગયું હતું. ઘડીભર તો પોતે શું સાંભળ્યું એજ તે સમજી શક્યો નહિ—

ઘરમાં ઉમળકાભેર જઇને મોટાભાઇના આગમનના ખબર આપવાની નલીનીની ઘણીએ ઇચ્છા હતી; પણ રસ્તામાં જોએલી એના મોટાભાઇના મોઢા પરની ઉદાસીનતા પછી, ચુપચુપ આવીને એ ઘરમાં પેસી ગઇ.

ઘરમાં પણ કોઇ ગિરીષની આ ઉદાસીનતા કળી શક્યું નહિ-ગિરીષને પ્રતિમાને મળવાની ઘણીએ ઇચ્છા થઇ, પણ અનિચ્છાએ એણે પોતાની ઇચ્છા દાબી રાખી.

* * *

હવે તો ગિરીષ, સવાર સાંજ પોતાના ગામથી દૂર દૂર ફરવા નિકળી પડતો. પણ પોતે ફરવા જાય છે તેનું એને ભાન રહેતું નહિ. એ તો ધૂની માણસની જેમ કેટલુંએ ચાલી નાંખતો, જ્યારે થાકતો, ત્યારે પાછો ફરતો. એ બીલકુલ યંત્રવત બની ગયો હતો—

એક દિવસ સવારના એ જેવો ફરીને પાછો આવતો હતો. મંદિરમાં આજ ઘંટનાદ જે ગિરીષ કેટલાય વખતથી સાંભળતો આવ્યો હતો, તેજ પ્રમાણે સંભળાતા હતા. ગિરીષ પોતાની ધૂનમાં ચાલ્યો આવતો હતો. સામેથી એણે પ્રતિમાને આવતી જોઇ—એ ચમક્યો એને જોવાની તો એણે આશા જ રાખી નહોતી. પણ શું એ ખરેખર પ્રતિમાજ હતી?... ગિરીષ બરાબર ઓળખી શક્યો નહિ. એક હાથમાં પૂજાનો થાળ પકડી પ્રતિમા ધીમા પગલે ચાલી આવતી હતી, પણ આજની પ્રતિમા ગિરીષને ફક્ત પ્રતિમાના પ્રતિબિંબ રૂપ લાગી. ક્યાં પહેલાંની સ્મિતિયાળ અને મસ્તીખોર પ્રતિમા અને ક્યાં આજની શાંત ગંભીર પ્રતિમા! છેક જ પાસે આવી ત્યારે એણે ગિરીષને જોયો. ગિરીષ ઉભો રહ્યો. પ્રતિમા પણ નીચે જોઇ રહી થોડીવાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ.

"પ્રતિમા લગ્નમાં આમંત્રણ પણ ન આપ્યું !...ગિરીષથી ન રહેવાયું. એ અર્ધા ગુસ્સાથી અને શરમથી બોલ્યો પ્રતિમાએ સહેજ ઉંચે જોયું. એ સમજી ગઇ કે ગિરીષ વ્યંગમાં બોલી રહ્યો હતો.

"ગિરીષ મને ડામવા માગો છો ?" શાંત સ્વરે પ્રતિમા બોલી. એ વધારે બોલી શકી નહિ. એનાં પોપચાં એણે ઢાળી દીધાં.

ગિરીષને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો. પ્રતિમાને દુઃખ લાગે એવું કદીએ એ બોલ્યો નહોતો, પણ આજે ગુસ્સામાં શું બોલી ગયો તેજ એને ન સમજાયું.

શરમથી એ નીચે જોઇ ગયો. "પણ,...મારા પત્રોના જવાબ તો આપવા હતા !" કંઇ પણ બોલવું જોઈએ એ હિસાબે એ બોલ્યો, પણ એનું હૃદય કંપતું હતું.

પ્રતિમાએ ગિરીષ તરફ જોયું બન્નેની નજર થઇ—

"ગિરીષ, આપણાં લગ્ન ન થયાં એટલે શું આપણા વચ્ચેનો સ્નેહ પણ ઓસરી જશે ? લગ્ન કરવાથી કદાચ આપણે સુખી થઇ શકત પણ બીજાઓના દુભાયેલા હૃદયને શી રીતે શાંત કરી શકત ?—શું ત્યાગ જેવી વસ્તુ તમારા આદર્શમાં નથી ?"... ધીમા પણ મક્કમ અવાજે પ્રતિમા બોલી.

ગિરીષ ચમક્યો—છેલ્લા વાક્યે એને જગાડ્યો.

ત્યારે શું પ્રતિમાએ પોતાની ઇચ્છાથીજ લગ્ન કર્યાં હતા ?

આટલો વખત સાથે રહ્યા છતાં, એણે પ્રતિમાને શું ન ઓળખી એમ હવે એને લાગ્યું ત્યારે શું પોતેજ આટલો બધો સ્વાર્થી હશે. કે આટલો પણ ત્યાગ આપી શકતો નથી ? કોલેજમાં પ્રતિમા સાથે થએલા વાદવિવાદ એને યાદ આવ્યા, ત્યાં પણ ઘણી વખત પ્રતિમા ગિરીષને આદર્શતાની ભાવનાઓ સમજાવતી એ ભાવનાઓને પ્રતિમાએ આજે મૂર્ત સ્વરૂપ આપ્યું હતું.

"ખરો આદર્શ આપણો કરવામાં છુપાયો નથી" ગિરીષને પ્રતિમાના શબ્દો યાદ આવ્યા.

આજે બન્નેની આદર્શતા ત્યાગ પામી રહી હતી.—

# કાવ્યમધુ

ઈન્દુલાલ ગાંધી

ગુજરાતી સામયિકોના ત્રણ મહીનાના અંકો એકઠા કરીને એની કાવ્યસમૃદ્ધિ ગણવાને તપાસવા બેસીએ છીએ ત્યારે નિરાશા ઉપજે છે. કોઇ કોઇ માસિકોએ તો કાવ્યો ન છાપવાની હીમત કરીને વધું 'લોકભોગ્ય' બનવાનો ડોળ પણ કર્યો છે. કાવ્યોમાં પાનાં રોકવાનું એમને વ્યાપારી દૃષ્ટિએ પરવડતું નથી અથવા તો કવિતાઓ કોઇ વાંચતું નથી એમ માનીને 'નિરર્થક લેખન પ્રકાર'ને હાથ ધરવો છોડી દીધો છે. કવિતાઓ ખસેડીને એની જગ્યાએ શુદ્ધ સમાચારો ને દૈનિક વર્તમાન પત્ર યોગ્ય રાજકારણ આવ્યું છે. કાવ્યો કોઇ વાંચતું નહોતું અને સમજતું યે નહોતું એટલું સ્વીકારીએ તો પણ માસિકના બાર અંકોમાં સારાં નરસાં કાવ્યોનો, ચિત્રાત્મક શ્લોકોનો, સુગેય રચનાઓનો પરિપક્વ નહિ તો અપરિપક્વ બીજ રૂપ એક સંગ્રહ તો તૈયાર થતો જ હતો. જીવનના અનિવાર્ય તત્વ તરીકે નહિતો નિજાનંદના સાથી તરીકે ઘણા 'અકવિઓ'એ પણ કવિતા સ્વીકારી હોય છે. એમની એ 'વ્હાલસોઇ પ્રવૃત્તિ' અત્યારે મંદગતિએ ચાલતી દેખાય છે. પ્રતિષ્ઠાસક્ત કે લબ્ધ પ્રતિષ્ઠ કવિઓની કૃતિઓ ઉપલા કારણે અપ્રગટ રહેલી હોવાથી, વાંચવા મળતી નથી. આથી કવિતા શાસ્ત્રની સમગ્ર આલોચના, વાચનાનંદ વિનિમય અશક્ય બન્યાં છે. અહીં તપાસેલી કાવ્યકૃતિઓમાં ગુજરાતની બલવતી પ્રતિભા રજુ કરે એવી ભુજ રચનાઓ દેખાણી છે, છતાં આજે કશો જ બખુરો સૂર કાઢવો ઉચિત નથી. આજે તો નિઃસ્વાર્થભાવે જે કોઇ આ 'નિરર્થક'દિશામાં અલ્પ પ્રયત્ન કરતા હોય, એમનો આભાર માનવા જેવી સ્થિતિ છે.

પ્રસ્થાનઃ ( કારતક, માગશર, પોષ )

ત્રણે અંકોમાં થઇને કુલ ઓગણીસ કાવ્યો નજરે પડે છે. બીજાં માસિકો કરતાં કાવ્યોની સંખ્યા 'પ્રસ્થાન'માં વિશેષ હોય છે

પણ એના કાવ્યલેખકોની સંખ્યા મર્યાદિત હોવાથી કવિતાઓમાં વિષય વૈવિધ્ય આછું દેખાતું નથી. કારતકના અંકમાં આવેલાં આઠ કાવ્યોમાં 'સ્વપ્નથી' 'અટુલુ હૈયુ' અને 'તે' એ ત્રણ કાવ્યો જ કવિતાના નામને લાયક છે. 'સ્વપ્ન'નો ઉપાડ જ ચિત્તાકર્ષક છે.

બપોર આ ચઢી રહ્યા,
ધખે છ પત્થરો પડયા,
ધડાય રાજમાર્ગ ત્યાં
લઇ કુદાળી પાવડા
મજુર લોક પર્ણહીન વૃક્ષઓથમાં પડયાં.

ગુલબંકીના ગતિભર્યા પ્રવાહમાં અનુકમ્પાયેરૂ સ્વભાવોક્ત વર્ણન શ્રી 'સ્વપ્નસ્થ'ની કુશળ હથોટીનો સારો પરિચય આપે છે. શહેર અને ગામડા વચ્ચેનું કર્તવ્યભાન 'અટુલાહૈયા'માં અંતરસ્પર્શી નિરૂપણ પામ્યું છે. એની છેલ્લી બે અર્થગંભીર પંક્તિઓ ઉતારવા જેવી છે.

વિદેશી વસ્ત્રના જેવી, સુંવાળી, પોતપાતળી
ગુલામી ખટઘટ ઘેરી, શે'રી કે ઝેરી જિંદગી ?

માગશર અંકનાં પાંચ કાવ્યોમાં બે કાવ્યો (માગર્શીર્ષ-ઉમાશંકર જોષી અને મૃત્યુ રહેશું પ્રભાત-સુંદરજી બેટાઇ) તો વર્તમાન વાદવારથળીને અનુલક્ષીને લખાયાં છે. પણ એમાં મૌલિક ભાવ પ્રદર્શનનો અભાવ સ્પષ્ટ દેખાઇ આવે છે. હૃદયતલસ્પર્શી સરળતા આવી શકી નથી. 'વરસ અન્તે'માં કૃતજ્ઞ માનસનો રૂચિર ભાવાવેશ સત્યની આલ્હાદકારી લાગે છે.

જ્યે સ્થળ અને સ્થળે જગતથી લીલા ખેલતા
કરાલ પ્રભુકાલ રૌદ્ર નિજ મસ્તીમાં યે જરી
શકે નહિ જ મૈત્રી મ્હેલનની ખેરવી કાંકરી:
ખીલી ખરતી સોંસરી જઇ જ, શોણદૃગે ઠરી.

મહાવતો નૌતમ ઊર્મિભાવો
માધુર્ય લુખાં જીવને ભરી રહું !

એમાં અણુધારી ભીનાશ આવી જાય છે, જે સાચું કાવ્યતત્વ છે. પોપનાં ત્રણ કાવ્યોમાં બે ગણનાયોગ્ય 'કમસંત' ગાંધીજીને ઉદ્દેશીને લખાયું છે. પણ મહેચ્છા કાવ્યોની ચલણી લઢણથી કવિ હજી કેમ કંટાળ્યા નથી ? આ પરિક્રમણ વર્તુલ હવે ખૂબ મોટું થવું જોઇએ નહિંતર ચક્કર ફરી ફરીને થાકી જવાશે. કારણ કે એજ કાવ્યમાં એમણે ગાયું છે તેમજ

દિસે સકલ વિશ્વમાં, નવપ્રભાત જેને ઊગ્યું !

શ્રી દેવજી રા. મોઢાનું 'કૃતઘ્ન' એક સર્વાંગસુંદર કાવ્યકણી છે. એને તો આખુંજ ઉતારીએ.

જલ રેડ્યું રેતી ઢગલા પર,
કણકણમાં એ ઉતર્યું અંદર:
પણ રેતાળ ધરા એ આખર કોરી ને કોરી.
એની દીન-દશા મેં જાણી,
સીંચી સારપની સરવાણી;
પણ એની મરૂભોમ હૃદાની, કોરી ને કોરી.

સુદ્રિણી : (જુલાઇથી ડિસેમ્બર સુધીના ૭ અંકો)

જુન ૧૯૩૯ થી શરૂ થયેલા 'સુદ્રિણી'ના પહેલા અંકનાં કાવ્યો 'કાવ્યમધુ'ના સંપાદકે તપાસી લીધાં હતાં, તે પછીના ૭ અંકોમાં આવેલાં કાવ્યોનું માધુર્ય અહીં વિચારી લઇએ. જુલાઇ અંકમાં પ્રગટ થયેલાં ૭ કાવ્યો 'મેહારને' 'મેનકા' અને 'જીવન મોજ છે.' આ ત્રણને મુકાબલે વધુ સુવાચ્ય અને પ્રસાદપૂર્ણ છે. 'કમીની કુંભારણ' પાછળ જીવનને રઝળતું કરી મૂકનારે મેહારને કવિ કેવો નમ્ર અને પ્રેમ ભીનો ઠપકો આપે છે.

એણે પાયો શું હુસ્ન શરાબ તને !
નીંધી દીધો તીરે તને લોચનને ?
ફોર્યો કંઠે તને શું કોયલને !

અરે, શાહ સોદાગર દીઠું શું એવડું એક કમીની કુંભારણમાં,
કે ભેખ લીધો ભોળા, પોરસું ત્યાગી, સિન્ધુને તીર ઘડીભરમાં ?

'સંજીવનીને ઉપદેશ' દેવા આવેલી 'મેનકા'નો પુત્રીપ્રસવ પછીનો પરાજય કેટલી સંવેદના પૂર્ણ વાણીમાં રમમાણ થઇ રહે છે. શકુન્તલાને કમળ પત્ર પર સુવાડીને નીરમાં વહેતી મૂકયા પછી

તેં ગાલશું ગાલ અડાડી શાતા
શોધી હશે અંતરના ઊંડાણમાં
અશ્રુ ચકી ભીજવી ગાલ ગાતા
ચોડયાં હશે ચુંબન છેલ્લી વારનાં
જોઇ શકીશું જનનીની આંખો
મૃત્યુ મહીં જીવનને તણાતું ?

'મને જીવનમોજ છે' ની વચલી પંક્તિઓ વધુ ધીરગંભીર અને પાસાદાર બની છે.

મને જીવનમોજ છે, ગગન ગજતા તારલા
સમાન હું ય ચંદ્રપાસ સહું અલ્પતા તો વળી
શશિવિહીન આભમાં લઉં હું ભોગવી શ્રેષ્ઠતા
ખરું ખરી કદી કદીક લીટી તેજની દોરીને
દશા સકળ આપી એક સરખી મને રહે મઝા !
મને જીવન મોજ છે !

એજ કાવ્યની છેલ્લી કડીમાં જોં અને દોં જેવા કર્ણકર્કશ શબ્દોનો ઉપયોગ શા માટે ! કલ્પનાની લોલવિલોલ પગથી ઉતરતાં ઉતરતાં, આવા શબ્દો ઉચ્ચારવા પડે છે ત્યારે ખાડામાં ગબડી પડયા જેવું લાગે છે. ઓગસ્ટના અંકના ૭ કાવ્યોમાં બે જ ગણનાપાત્ર 'બીકું કોણ ઝડપશે ?' અને 'અદીઠ કો' 'સ્વપ્ન' સપ્ટેમ્બરના અંકમાં 'સાંજ ન એ વિસરાય' અને 'રસ્તાનું ફૂલ' ત્રીજું કાવ્ય 'પુષ્પો'માં તો નિકટવર્તી સદ્ગતની દૈનિક વર્તમાન પત્ર યોગ્ય મારીતીજ જણે

કવિતા બનીને ઉભી હોય એમ લાગે છે. રોમાંચિત વર્ણન પ્રકાર પણ કાંઈક ઉંડાણ તો જરૂર માંગે છે. ક્યાં અર્થસાધક વિચારણીજ વિના, છંદોને શબ્દો પહેરાવવાનો શોખ શા માટે ? ઓક્ટોબર અને નવેંબરના સંયુક્ત અંકમાં મુકેલાં દશેક જેટલાં કાવ્યોમાં સૌથી પહેલું નજર સામે સાવે છે 'મ્હોબતને માંડવે' શ્રી. કરસનદાસ માણેકની 'માનેલી શબ્દાવલીઓ' છંદોજંગથી પરવા કર્યા વિના, પચાસ જેટલા ખંડોમાં અવિચ્છિન્ન પણે મસ્તીખોર બનીને ઘુમી રહી છે. પ્રિયા પ્રશસ્તિના એ સર્વાંગ સુંદર ખંડ કાવ્યમાંથી માત્ર એકજ ખંડને અહીં ઉતારીએ

વેદ ને વેદાન્તી વાંચ્યાં, શોધ્યાં પડદર્શનો,
જીવન જ્યોત બાળી જોયાં અઢારે પુરાણ;
પુરવ ને પશ્ચિમના ગૂઢ મહાગ્રન્થ જોયા
ખોયાં અણમોલ વર્ષ આયુનાં અજાણ.
કાવ્યો મહાકાવ્યો ને નાટકોની અટવીમાં,
ભટકંતા ભટકંતા થાક્યા મુજ પ્રાણ;
તપશ્ચર્યા ફળી, કે પ્રભુ કૃપા મળી ત્યારે
પ્રિયાને કિનારે આવી નાંગર્યાં મેં વ્હાણ !

બીજી રસરંગસભર રચનાઓમાં આટલી મુખ્ય: 'જીંદગીશી' ( પ્રફુલ્લ અત્રિ ), 'આવે એ આજે' ( ઊર્મિલા દવે ), 'દીઠા તને' ( સુરેશ ગાંધી ) 'મારી કવિતા' ( જ્યંત આચાર્ય ), 'વિશ્વમૈયાને' ( પ્રભુલાલ શુક્લ ) અને 'મને યાદ આવી ગઇ' (દેવજી રા. મોઢા ) મારી કવિતા'ની છેલ્લી પંક્તિઓ ઉતારવાનો મોહ રોકી શકાય તેમ નથી

કોરી કવિતા લખાય ગઈ
શબ્દોના પ્યાલી છલોછલ છલકાઈ ગઈ.

ડિસેમ્બર અંકની કવિતાઓમાં આટલી ઉલ્લેખપાત્રઃ 'યુગપથિક' (પ્રમુલાલ શુક્લ). 'સિન્ધુને' (જયાનંદ દવે). અને 'કોઈ ઓર થઈને' (નિસાર). 'કુમાર'માંથી શરૂ થયેલા પ્રેરણા કાવ્યોનો પ્રવાહ હવે આછરી જવા માંડયો છે. આંકેક વર્ષ ઉપર આવી 'પ્રેરક' રચનાઓનું એક જબ્બર મોજું આવ્યું હતું. એકને એક વિષય પકડીને આપણા કવિઓએ ઉદ્બોધનોની સાઠમારી બોલાવી હતી. જુવાન, તું હાલવા માંડય, એકલોને અટૂલો કોઈની પરવા કર્યા વિના–કશાની અપેક્ષા રાખ્યા વિના. ટોપી–પહેર્યા વિના પગરખાં પહેર્યા વિના તું દોડવા માંડય. આ યુગનો દીવો તું છે. અંધારામાં એકલો હાલ્યો જા. આ અંકનું 'યુગપથિક' પણ 'કશી અર્થસાધક દક્ષતા'ના મોહમાં પડયા વિના ચાલવાજ માંડે છે! આવાં કાવ્યોને 'એકધારા પ્રવાહમાં અવિચ્છિન્નપણે ઉપરા ઊપર ઉચ્ચરતાં 'ઉદ્બોધનો' અથવા પ્રાણવાન તે ઔચિત્યભર્યાં રૂપક! આવાં ઉત્તેજક વિવેચન વચનો ગાજરમૂળાની જેમ મળી જતાં હોવાથી એની શક્તિ એ પ્રોત્સાહક વાકયો'ને ફરી ફરીને ઘૂંટવામાં જ પૂરી થાય છે.

'સિન્ધુને'માં પણ અનુકરણની માત્રા વિશેષ હોવાથી અતિશયોક્તિ આવી ગઈ છે.

હશે ક્ષણ અધન્ય એ!
પરંતુ પૃથિવી સમગ્ર વીંટતા મહાસાગર
સમાશ્રિતમની પ્રિયા પ્રણય શાસ્ત્ર પાર ગત
સદાય પ્રિયસંગમોત્સુક રહે તીરે! સિંધુ તેં
સ્વયં જ ઊડી, અન્ય કો' મિલન ઘેલુડાં દ્વન્દ્વનો
વિલાસ કરતાં, ઉરે નવ સહ્યો કરો, આંસ્વેદ!

સિન્ધુને 'પ્રિયસંગમોત્સુક' તો જાણે ઠીક પણ 'પ્રણય શાસ્ત્રપાર' ગત' કહી શકાય ખરી? 'કોઈ ઓર થઈને' આખી મુલાયમ અને સુરેખ રચના છે. ગઝલનું ગતિમાન વાહન મેળવીને શાયરી જોરદાર બની છે.

વિરાટ હો રસ્તાની ચઢ ઉતરણી
શિલાઓ હો ઉભી શ્યામવર્ણી;
પ્રભો છતાં મુજ જીવનની ઝરણી
વહ્યા કરો મસ્તીખોર થઈને.

કુસુમ (ચાર માસિક, આસો ૧૯૯૫)

'કુસુમે' બે વર્ષ જેટલા ટુંક સમયમાં અચ્છુ કવિમંડળ એકઠું કરી લીધું છે. ગુજરાતના લગભગ તમામ લબ્ધ પ્રતિષ્ઠ લેખકો એના પ્રત્યેક અંકમાં હાજર હોય છે. આ અંકમાં પણ દસેક જેટલા કવિતા લેખકો નજરે પડે છે. 'કૃપાભિક્ષા' (સુંદરજી બેટાઇ,) નિમંત્રિત મહેચ્છા કાવ્યોની કોટિમાં મૂકી શકાય એવી આ સર્વાંગ સુંદર રચના છે. 'મારો જીવન પથ તો પ્રભુ, તેં સપસણો કર્યો પણ હૃદય અને બુધ્ધિ પણ ડગમગી ઉઠે એવાં બલકીણ શા માટે નિરમ્યાં ?' એવી પ્રસન્ન ગંભીર ભાવસંક્રાંતિઓ સરળ ધારામાં વહી જાય છે. વિષય તત્વચિંતનનો છતાં ભાવ, વિચાર અને કલ્પનાનો સુમેળ અહીં સંતોષજનક છે. પરાર્થે સર્વસ્વસમર્પણની મહેચ્છા છેલ્લી સ્પષ્ટ દેખાય છે.

કદી સામા ધા તો સ્વપરજનને સ્વપ્નમંદિરે
કરે આ દેયું તો પ્રભુ, તવ કૃપા એક કરજે.
તું મારા દેવાને અદય બનીને વજ્ર ઝટકે
વિદારીને એની કરચ પણુ નિઃશેષ કરજે.

હૂબહૂ ચિત્ર દોરે છે. ભર્યા વિશ્વમાં અનાથ બનીને અથડાયા કરવાની શોકપૂર્ણ વ્યથામાં, ગત સુખોની સ્મૃતિનો ડંખ કેટલો ઉંડો બેઠેલો લાગે છે!

તુજ વિના રમ્યું કેવળ કાવ્યમાં
તુજ સહે થયું કાવ્યજ જે સ્વયમ્
જીવન તે ન, છતાં કદિ હારશે
હૃદય દુર્બળતા નહિ ધારશે.

'વસંત વિરહિણી'એ 'પનીલ'ની લાક્ષણિક કૃતિ જેવું છે. વળાંક અટપટો છતાં વાચ્યાર્થ સ્પષ્ટ એવી કર્તાની બીજી રચનાઓની જોડે આને પણ સરખાવી શકાય.-મૃત્યુની દારુણ દાઢમાંથી અમૃત ઉભરાતું જોનારતાં 'સીકલ આશ્રય' ( પૂજાલાલ )થી એમનાં એજ ઢબનાં ભકિત પ્રધાન કાવ્યોમાં એકનો વધુ ઉમેરો થાય છે. પણ જ્યાં આવી ગતાનુ ગતિક પંક્તિઓ.

અણુમાં બ્રહ્માંડ ગોળ ઘૂમરે રે લોલ
નાદ અનાહત થાય જો!

આવે છે ત્યારે વાચકનો જીવ ઊંડો ઉતરી જાય છે! એ 'ગોળ બ્રહ્માંડ' અને 'અનાહત નાદ' કડવા ઝેર જેવા લાગે છે. 'ચંદન બાળાનું ગાન' ( કવિશ્રી ખબરદાર ) ભાવોર્મિમાલા જ અહીં કાવ્યનો આત્મા બનીને આવી છે. કવિ હૃદય પ્રકૃતિ જીવન અને માનવજીવનના વચ્ચે સંધિ કહેણુ લાવનારા દેવદૂત જેવું બનીને બેઠું છે. એવો ધ્વનિ સંકોચ આ કાવ્યનો હશે? સમપ્રવાહી અને સચોટ શૈલીએ આખા કાવ્યને અદભુત સંવાદીત્વ અર્પ્યું છે.

નંદન વનનાં સહુ વૃક્ષ અંધારે ઊગ્યાં
પરિમલભર કળાંલક્ષ નભઝરોએ પૂગ્યાં:
લાગ્યાં અદભુત ફળફૂલ જ્યોતિ સુગંધ ભર્યાં.
ચૂંટવા તે સર્વ અતુલ દેવજનો ઊતર્યાં.

ચૂંટતાં દેવજનોના હાથમાંથી છટકેલું એક ફળ માનવ અંતર કમલે પરમ તેજ રૂપ બનીને સમાઇ ગયું અને 'નંદનવનનું મનમાંય ચંદન વન ખીલ્યું' શબ્દોની વગરમતની ફેંકાફેંકી નહિ, કલ્પનાનો ઉકળાટ નહિ, અહીં તો છે પ્રફુલ્લ શિવસૃષ્ટિમાં રાજતું જીવનનું નિર્મળ પ્રતિબિંબ.

મધુરી (આ અંકનાં કાવ્યો);

કવિશ્રી ખબરદારનાં બે કાવ્યો સાથે સાથે આ એકજ અંકમાં આપણને મળે છે. પહેલું 'દીપ' અને બીજું 'મનુરાજ.' 'દીપ'ની ચૌદ પંક્તિઓ અષ્ટક અને ષટ્કમાં વહેંચાઇને સોનેટરૂપમાં સુશ્લિષ્ટ પણે ગૂથાયેલી છે. આખું કાવ્ય નવા જીવન દર્શનનું પ્રસાદપૂર્ણ આલેખન છે. ' ભવસાગરમાં તરતું નાવ, કોણ જાણે ક્યાં જઇને લાગશે અથવા એજ સાગરમાં સમાધિલીન પણ બને અને અને કદાચ પ્રભુના હાથમાં રહેલા અમૃતકુંભમાથી સુધા ભરીને આગળ પણ ચાલે. ભલે એ ડુબે કે તરે પણ પેલી પરમશ્રધ્ધામાં પરોવાયેલા ચિત્તને હું શા માટે પાછું વાળી લઉં !'

છોળે જાઉં ભીંજાતાં છતાં તોડું મીટ નહિ.

અચાનક આખુ દર્શન પ્રાર્થનાની કોઇ ધન્ય સ્થિતિમાં ફરી જાય છે. કૃતિ પોતેજ નવી પ્રાર્થના બની છે. નવા જીવન સંદેશના સત્યાનુભવની પ્રાર્થના એ કવિતા છે તે આ અર્થમાં 'મનુરાજ'માં સરલતા અને માધુર્ય એક રસ બનીને સાચા બ્લેંકવર્સને સ્વરૂપે આપણને અહીં મળે છે. ભાવોદ્રેક અને શાંત સમાધાન એ બે વસ્તુ કાવ્યરચનાની પડખોપડખ ઊભેલી હોય છે. માનવજીવનના એ નિકટ-વર્તી પડોશીઓ છે ચિંતન અને ભાવનાના પૂર્ણ વિકાસ પછી જ આવું ભાષા-પ્રૌઢત્વ કવિને પ્રાપ્ત થાય છે. 'મનુરાજ' એક અનોખી રચના છે.

લગ્ન ગીતોના ઢાળ આજે ભુલાયા છે, નવી કવિતામાંથી તો એને સાવ ફારગત મળી છે. વખતે 'કોયલ ક્યાં ગયાં રે!' વાંચીને કોઇ મધુરપથી ભરેલાં જુના સ્ત્રી કંઠોની અવગહભરી રાગરચનાઓ કાનમાં આવીને અથડાયા કરે છે. ' કોયલ ક્યાં ગયાં રે !'નું મૂળ તો જુના લગ્નગીતની એક લીટીમાંથી મળે છે.

સડલો તે કોયલ ને વિનવે-
આવી રૂડી આંબલીયાની ડાળ
મૂકીને કોયલ, ક્યાં ગ્યા'તાં રે ?

'અંધ તરુણ' એ શ્રી પતીલની શાર્દૂલવિક્રીડિતની લાંબી દેરીમાં વણેલી પ્રૌઢ-ગંભીર અને સંયમપ્રજ્ઞાશીલ કૃતિ છે. કવિતામાં નવું કે ચમત્કારિક દૃષ્ટિબિંદુ ખાસ જરૂરનું છે. કાવ્યકૃતિને યુગ જેટલી ભવ્ય અને મહાન બનાવવી હોય તેને આવી લાંબી રચનાઓમાં પડ્યા વિના ચાલવાનું નથી. વસ્તુ ગમે તે હોય એની કલ્પના અરૂઢ હોવી જોઇએ. ઊર્મિ તીવ્ર સ્થુળ અને દૃઢ બનવી જોઇએ. ઉંચી કાવ્યકોટિનાં એ લાક્ષણિક અંગો છે. આખી કૃતિ વાંચી ગયા પછી મિલટન કેમ યાદ આવી જાય છે? કોણ જાણે!

પાપનો પાવક 'વિરાટ જાગો અશેષ' અને 'આરજુ' એ ત્રણે પ્રસન્ન-કરુણ ભક્તિભાવભર્યા પ્રાર્થના પ્રકાર છે. મમત્વનો સ્પર્શ છતાં નિર્લેપ રહેલી અંતર શક્તિનું કૃતદર્શન એમાંથી મળે છે. 'પાપના પાવક'ની છેલ્લી પંક્તિઓનું કર્તવ્યભાન હૃદયંગમ છે.

"પ્રજાળશે જ્યારે પાપનો પૂળો,
તાપે તાપે થઇશ ઉજળો:
ભાતું સુંદર તારા સાથે
લઇ લે પ્રાણનો દીવો સાથે"
એમ બોલ્યું કોઇ-
ડુબતી રાતે ડુબતી રાતે.

'તમન્ના'માં જુની ઇશ્ક અને દર્દના ગઝલોનું સ્મરણ તાજુ થાય છે. ગઝલ એટલે શું? મહોબ્બત, જીગર, વસ્લ-મરી ફીટવાની તમન્ના જ માત્ર? ઉચું કાવ્યતત્વ ગઝલમાં પ્રવેશવાની ના પાડે છે કે શું? કાવ્યસાહિત્ય ક્ષેત્રે જે પરિવર્તન આવ્યું છે તેમાંથી સંસ્કૃત-વૃત્તો તો ઠીક, ગઝલ પણ બાતલ રહેવી જોઇએ નહિ. કવિતામૂર્તિ નવા શણગાર અને શોભા કાજે ઉત્સુક જ છે, આપણે કવિતાભક્તિઓ અને પ્રેમીઓએ એનું સ્વરૂપ વિકૃત ન બની જાય એટલી કાળજી રાખવાની છે.

સ્વર્ણ ભૂમિ: (સાહિત્યકલા વિષયક વિશેષાંક).

રંગુનથી દીવાળી ઉપર પ્રગટ થયેલા 'સ્વર્ણભૂમિ'ના વિશેષાંકમાં કવિતાઓનું પ્રમાણ વધારે પડતું જોવામાં આવે છે. તેમાં ત્યાંના

સ્થાનિક લેખકો ઉપરાંત બહારના કવિઓને પણ સારો આદર મળ્યો છે. 'ક્રેવેઉંગોનની છાયામાં' (હીરાલાલ મહેતા). ૭૨ પંક્તિઓમાં 'તથાગત શરણમાગી" બ્રહ્મદેશની વિશિષ્ટતા વર્ણવી છે.

સિધ્ધાર્થ કૃચ્છુતીરને કરતાં પુનિત
ધ્યાનસ્થ બોધિતરુની શાળી છાંય નીચેઃ
હા, એજ બુધ્ધ ભગવાન તણા પ્રસાદે
છે, સર્વથા સુખા નિરામય બ્રહ્મદેશ.

'અદીઠ રહીને ય' (મનસુખલાલ ઝવેરી) માં પ્રણયદર્શનની ઝંખના શબ્દાણુ બની ગઇ છે. કલ્પનાની ઘનતા આવી શકી નથી. છેલ્લી બે લીટીમાં કાંઇક તરવરાટ જાગે છે. પ્રણયદર્શનની નિરાશા પછી પણ

અદીઠ રહીને ય કામણ તું આટલા પાથરે
સજીવ તુજ સ્પર્શ તો પ્રણય, શોય દૈવી હશે !

'રાણીને' (સુન્દરમ) જડતા અને ચેતન વચ્ચેના સનાતન વિસંવાદની આ નાનકડી કૃતિમાં કાવ્ય તત્વવાળો ઉપેક્ષાત્મક ભાવ–

રાણી, રંગત એ દરિયાની
રણમાં રે કાં તેં રેલાવી ?

જેવી લીટીઓમાં શોધી શકાય છે ખરો ! 'ગુજરાતણ, તું તો અજિતા–રંગઝતી' (ઋતુમાં કુસુમાકર) વાંચવી ગમે એવી સુગેય બનાવટ છે. 'નવવિધાન' (સુરેશગાંધી). કશીકરંગદર્શી, અસ્પષ્ટ રેખાઓ મૂકીને અલોપ થઇ જતી કોઇ તારકકણી જેવી મનોહર રચના છે. એજ પાના ઉપર આવેલું 'અહૂં હું અન્ય કાંઇના' (ગુલાબ દાસ બ્રોકર) એ કાવ્ય આખા અંકના બે ચાર ઉત્તમ કાવ્યોમાં ગણી શકાય એવું છે કલ્પના, છંદ તથા વિષય સાથે આ કાવ્યનું ઘણે અંશે સાદશ્ય છે. ભાવસંક્રાંતિઓ પણ છે. એ અનુરૂપ સાનેટ તો આખુંજ ઉતારીએ,

કલા સ્વામી સદા કહે તો કયા કોઇ મહાન તે
મૂકીને અધવચ્ચે જ્યાં જરી આરામ શોધતો,
બધાયે તાર વાર્તાના અહીં, ત્યાં ,ક્યાંય પાથર્યા
વેરાયલા પડ્યા હોયે માથું કે પગ ન મળે;
પરંતુ સ્પર્શ થાતામાં, ફરીએ શક્તિનો મહા
બધા તારો ગુંથવા વણાઇ એકમેકમાં
જાણે કોંદિ છુટા ન્હોતા તેવા સંબંધ થૈ રહે,
કલાકૃતિ જગે, ને કો અનેરા રૂપમાં વહે
તેવી રીતે કલા સ્વામી મહાકાલ, અનુરૂપ
યાચના, પ્રાર્થના, આશા જે હો તે હું તને કરૂં.
હજી તો જીંદગીના આ બધાયે તાર પાથર્યા
વેરાયેલા પડ્યા છે જ્યાં માથું કે પગ છે નહિ,
તેને સમેટવા કાળે, ગૂંથ લઇ એકમેકમાં
વણી લેજે કલારૂપે ચહું હું અન્ય કાંઇ ના.

આ પછીનાં કાવ્યોમાં 'સ્વારી' (નાથાલાલ દવે.) 'ખરેખરી પૂજા' (દેવજી રા. મોઢા) એ બેજ ઉલ્લેખપાત્ર છે. 'સ્વારીમાં'

રાજા આવી ભવ્ય સવારી
તારો રથ આવ્યો મુજ દ્વારે હું શે વિશ્વ વધાવું ?
શરમે મારી ધડકે છાતી ક્ષોભ હું કેમ છૂપાવું ?

એ પંક્તિઓ સાથે રવિન્દ્રનાથના આવાજ વિષયનાં ગીતોની પંક્તિઓ સરખાવવાનું મન થાય છે. 'ખરેખરી પૂજા' બદલાયેલા વિચાર વૈભવનું નવું દૃષ્ટિબિંદુ આગળ લાવે છે. અર્ધમુગ્ધ ભક્ત હૃદયની સુમંગલ આશંકાનું ચિત્ર મનોહર બેસી જાય એવી ઉત્તમ રીતે ઉઠ્યું છે.

એ ઉગતા સૂરજ કેરી પૂજા
કર્તવ્ય સંતોષ બીજા મહીં ભલે
મેરે પરંતુ હું મંદી ન મેરશે.

સત્ય દર્શનનો વલવલાટ ને સ્વમાન જાગૃતિનું કથન કેટલો ભાવ ઉત્સાહ પ્રગટ કરે છે !

# મિતાક્ષરી

## કવિ શ્રી. ખબરદારનાં વિસનજી વ્યાખ્યાનો

કવિશ્રી. ખબરદારે તાજેતરમાં મુંબઇ યુનીવર્સીટી તરફથી નિમંત્રણ મળતાં 'વિસનજી વ્યાખ્યાનમાળા'ના ક્રમ નીચે 'ગુજરાતી કવિતાની રચનાકળા' એ વિષય પર પાંચ વ્યાખ્યાનો મુંબઇની રૂઇયા કોલેજમાં આપ્યાં હતાં. આ વ્યાખ્યાન-માળા આપણા સુપ્રતિષ્ઠિત વિદ્વાનોને સોંપાતી આવી છે. કવિશ્રી. ખબરદારની પ્રતિષ્ઠા ગુજરાત અને ગુજરાત બહાર પણ પહોંચેલી છે. એમના જીવનભરના અભ્યાસનો અને અનુભવનો લાભ ગુજરાતી સાહિત્યરસિક જનતાને આ વ્યાખ્યાનથી મળ્યો છે. 'બ્લડપ્રેસર'ની છેલ્લા દિવસની સખ્ત બિમારી હોવા છતાં વ્યાખ્યાનના દિવસોમાં કવિ સ્વસ્થ હતા, પ્રફુલ્લ હતા, સાંભળવા આવેલી સાહિત્યરસિક જનતાને જોતાં એમની વેદના મનોબળે પર થઇ હતી.

આ વ્યાખ્યાન અંગે આપણા અન્ય સામયિકોએ પણ સારી સરખી નોંધ કરેલી છે. 'જન્મભૂમિ'ના કલમ અને કિતાબ 'ના પાના પર એ વ્યાખ્યાનોની મીમાંસા કરતી લાંબી લેખમાળા આવેલી છે. પ્રતિષ્ઠિત "ગુજરાતી"માં આ વ્યાખ્યાનોનો મનનીય સારાંશ આવેલો છે અને બીજા કેટલાક લેખો પણ આવેલા છે. જ્યાં સુધી આખું ભાષણ ગ્રન્થસ્થ ન થાય ત્યાં સુધી બેશક આપણને પુરેપૂરો પરિચય કદિયે થઇ શકવાનો નથી. પણ જેટલો શક્ય પરિચય મળે તેટલો મેળવવા જ આપણે પ્રયત્ન કરવાનો રહ્યો. એમણે એ પાંચ વ્યાખ્યાનોને નીચે પ્રમાણે ગોઠવ્યાં હતાં. ૧. કવિતાનું અને કવિતા રચનાનું મૂળ ૨. પ્રાચીન અર્વાચીન ગુજરાતી કવિતામાં પદ્યવિકાસ ૩. અર્વાચીન કવિતામાં વિદેશી પદ્યસ્વરૂપો ૪. "અખંડ પદ્ય"ની રચનાના પ્રયોગો અને તેની શોધ ૫. કવિતાની રચના વિધિ અને ભાષાસરણી. આમ એમણે આ પાંચે વ્યાખ્યાનોની સંકલનાથી રચનાકળાનો પરિચય

કરાવ્યો હતો. અથવા કવિતામાં ઇષ્ટ રચનાકળા કેવી હોવી જોઇએ તે વિષે વિદ્વતાભર્યો મત એમણે વ્યક્ત કર્યો હતો.

પહેલા વ્યાખ્યાન 'કવિતાનું અને કવિતા રચનાનું મૂળ'માં એમણે કવિતાનું દિવ્ય દર્શન કરાવ્યું છે. કવિતા એ કવિહૃદયનો રસાનુભવ છે. સંસારની કે સંસારથી પર એવી કોઇ પણ વસ્તુની વિચારણાના સંસર્ગથી કવિહૃદયમાં જે આંદોલનો ઊભાં થાય અને તેમાંથી કવિને જે રસદર્શન થાય, તેનું વાણીના ખાસ નિયમિત રૂપમાં કવિ જે વર્ણન કરે, તે કવિતારૂપે પરિણમે છે.......કવિહૃદય પણ જ્યારે જોઇએ અને ગમે ત્યારે ઉત્તમ કવિતા કરી શકતું નથી, પણ બાહ્ય સૃષ્ટિના કોઇક અવયવ સાથે એનાં આંતરકિરણોનો અમુક અમુક સ્થિતિમાં સંયોગ થવા પામે, ત્યારે જ એ હૃદયની પ્રતિભા ત્યાં"પોતાનાં ઝગહળતાં દર્શન કરાવે છે." હવે એ કવિતાનો આત્મા કયો ? કવિતા વાણીમાં શબ્દ, અર્થ, અલંકાર, વ્યાકરણ, કલ્પના, ભાવ વગેરે બધાં કાવ્યાંગોને બાદ કરતાં જે કાંઇ અનિર્વચનીય શેષ રહે છે, અને જે શેષથી એ વાણીની તમામ શકિતઓ ખીલી ઊઠે છે અને કોઇ અલૌકિક આનંદ આપે છે, તે શેષ તે કવિપ્રતિભા એટલે કવિતાનો "આત્મા." પદ્ય એ કવિતાનું અવિભાજ્ય અંગ છે. પદ્યને તોડવાથી રસભંગ થાય છે."

કવિતા લખવાને માટે કવિને કારીગર બનવાની જરૂર છે. કવિ જો પોતાની કારીગરી ન જાણતો હોય તો તે પેલી અનિર્વચનીય પ્રતિભાને પરિપૂર્ણ ઓજસથી ઉતારી શકે નહિ. આ કારીગરી જાણવાને માટે એમણે કવિતાની રચનાકળાના મૂળ વિષે જાણવાની આવશ્યકતા જણાવી હતી. " કવિતા એ વાણીની કળા છે, એટલે આપણા વિષયને "શબ્દ"ની શકિત સાથે જ સંબંધ છે." વાણી અને સંગીતનું મૂળ

---

૧. 'કલમ અને કિતાબ'ના ( ૨૩/૧૨-૩૦/૧૨-૬/૧-૧૩/૧ ૨૦/૧- અને ૨૮/૧ )ના પાના પર શ્રી. મ. મ. ઝવેરીએ ચર્ચા કરેલી છે.

એમણે "શબ્દ"માં જ બતાવ્યું છે. સંગીત એ ભાવદર્શનનું પરિણામ છે અને વાણી તે વિચારદર્શનનું સાધન છે ક વિતા એ ભાવદર્શનનું પરિણામ છે અને એથી જ એનું મૂળ સંગીતમાં રહેલું છે. કવિતાના મૂળનું ઘણી સ્પષ્ટ રીતે એમણે સત્યદર્શન કરાવ્યું છે. " મૂળમાં તો કેવળ ઉંચા સૂરો જ હશે, પણ જેમ જેમ મનુષ્યબુધ્ધિનો વિકાસ થતો ગયો, તેમ તેમ વાણીના શબ્દો સંવાદિત સ્થિતિમાં એ સંગીતમાં ભળતા ગયા, અને ભાવદર્શન બુધ્ધિજન્ય શબ્દોમાં સંગીતમાં કે ગેય સ્વરૂપમાં ઉતરતું ગયું. એ જ કવિતાનું મૂળ." ભાવદર્શન કરાવવા માટે આપણે શબ્દોને પણ એમના યોગ્ય સ્થળે મુકવા જોઇએ. અમુક જગાએ જ એક શબ્દ મુકવાથી આપણે વધારે સ્પષ્ટતાથી ભાવદર્શન કરાવી શકીએ છીએ. એ એમણે દાખલાદલીલ સાથે બતાવ્યું હતું. એટલે એ ભાવદર્શન માટે લયની નિયમિતતા આવશ્યક છે, તે સાથે ભાવદર્શનવાળા મુખ્ય હૃદયનો સંબંધ એ લયમાં નિયમિતતા સાધતા તાલની સાથે રહેવો જોઇએ. કવિતા લયમય મુળથી કદી છુટી પડી શકે નહિ આમ ગેયતા ૨ એ કવિતાના મૂળમાં જ છે

કવિતાનું મૂળ નૃત્યમાંથી છે એ પણ એમણે આધારભૂત દ્દષ્ટાંતોથી જણાવ્યું હતુ. નૃત્યની ઠોકને અવાજના તાલની જરૂર લાગતાં કુદરતી રીતે નિયમીત અવાજ મનુષ્યે-ઠોકને અનુસરી કર્યો. એ ઉચ્ચારે શનૈઃ શનૈઃ સ્પષ્ટ સંજ્ઞાસૂચક અર્થનું સ્વરૂપ ધારણ કર્યું". એટલે શબ્દો (અર્થવાળા અવાજો)એ લય પ્રમાણે રૂપ લઇ-નિયમિતતા કેળવી. કવિતા આનંદ પણ ક્યારે આપે કે જો કવિએ કારીગરીથી પોતાની પ્રતિભાને ઉતારી હોય તો જ તે કવિતા આનંદ આપે. ગમે તેવા સુંદર વિચારોને પણ એ કારીગરીથી જ શોભાવવાનું છે. નહિ તો

૨. શ્રી. મનસુખલાલ ઝવેરી આ ગેયતા વિષે તા. ૩૦-૧૨-૩૯ના પાના પર લખે છે. "પણ કેટલીક વાર ગેયતા કાવ્યાર્થનું પોષક બનાવાને બદલે બાધક નીવડે છે.

એ સુંદર વિચારો ઉંદર જેવા દેખાઇ કાગળ પર ગુંદરથી જ ચોંટી રહેશે. પદ્યના નિયમિત ડોલનથી આપણે કવિતાને સ્મરણમાં રાખી શકીએ છીએ. આત્મા તો છે જ પણ તેની સાથે દેહની સંલગ્નતા અભિન્ન છે. સારો દેહ હશે તો જ આત્મા એમાં સુંદર દેખાશે. કોઇપણ કવિને ડોલનમય પદ્યનાં બંધન નડયાં નથી. સાચા કવિને એ કદી બંધન છે જ નહિ.

કવિવર ટાગોરનો 'કવિતામાં સંગીત' વિષેનો મત એમણે અહીં નોંધ્યો હતો. એમણે ભારપૂર્વક, જણાવ્યું છે કે સંગીતની આવશ્યકતા કવિતાને છે જ, કવિતા કદિયે 'અગેય' થઇ શકે જ નહિ. ટુંકમાં પદ્ય એ કવિતાનું અવિભાજ્ય અંગ છે. પદ્યને તોડવાથી રસભંગ થાય છે. કારણ કે કવિતાનો રસ પદ્યમાં થઇને જ ઊતરે છે. Sound and sense are inseperable.

બીજા વ્યાખ્યાન પદ્યવિકાસમાં ભાષા ઉચ્ચારની ઐતિહાસિક રેખા દોરી ગુજરાતી ભાષા ઉચ્ચારની આજની સ્થિતિ દેખાડી હતી. જનવર્ગને ભાષાની આવશ્યકતા છે કારણ કે ભાષા બોલાય તો જ તેમાં ભાવદર્શન પ્રમાણે સ્વરોનું આરોહઅવરોહવાળું ઉચ્ચારણ થાય, અને તો જ તેમાં પ્રયત્નતત્વ રહી શકે. રૂપમેળ રચનાઓ વિષે એમણે જણાવ્યું હતું કે જે જ ભાષામાં શબ્દોની તમામ શ્રુતિઓ સંપૂર્ણ સ્વર સાથે ઉચ્ચરાતી હોય તેમાં જ થઈ શકે. કવિતાવાણી એ શ્રવણકળા હોવાથી એની પદ્યરચના તે તે ભાષાના શબ્દોના ઉચ્ચાર પર જ અને શ્રુતિઓ પરનાં વજન પર જ રચાય ને રચાવી જોઇએ.

---

સીનેમાના અને નાટકોનાં ઘણાં ખરાં ગીતો, પ્રતિવર્ષે સંખ્યાબંધ લખાતા જતા રાસો, અને ચારણી ઢબનાં કાવ્યો: આ બધાં આનાં ઉદાહરણો છે." કવી શ્રી. ખબરદાર શ્રી. મનસુખલાલ જે ગેયના સમજ્યા છે તે વિષે કશું કહેતા જ નથી કવિશ્રી. ખબરદારે જે ગેયતાની વાત કરી છે તે એના 'સાદા સંવાદિત સ્વરૂપની' છે,

આપણા પ્રાચીન કવિઓએ પ્રાકૃત અને અપભ્રંશમાંથી 'દેશી'ની શોધ કીધી. આપણી ગુજરાતી ભાષામાં તો ચૌદમી સદીથી જ આપણા સર્વ કવિઓએ એ દેશીનો જ આશ્રય લીધેલો છે. આપણે આ જ ગુજરાતી ભાષામાં કવિતાઓ લખીએ અને પાછા વાપરીએ ત્યારે સંસ્કૃત રુપમેળ છદો તો આપણે આપણી ભાષાના ઉચ્ચારોને ઊંધીજ દિશામાં વાળીએ છીએ, એટલા માટે જ રૂપમેળ છંદ આપણી ભાષાને અનુકૂળ નથી. આપણા કેટલાક કવિ વિવેચકોએ આપણી ભાષામાંના પ્રયત્નની હસ્તી જ સ્વીકારવાની ના પાડી—પણ આપણી ભાષામાં પણ પ્રયત્ન છે જ એ એમણે મુક્તધારા પરના લેખમાં લખેલું છે.

ત્રીજા વ્યાખ્યાનમાં એમણે વિદેશી પદ્યસ્વરૂપોની વાત કરી હતી. જેમાં ગઝલ, ઓડ, સોનેટ પર એમણે વિસ્તારપૂર્વક સાધાર સિદ્ધાંતોથી મીમાંસા કરી હતી. ગઝલ ઉપર બોલતાં એમણે જણાવ્યું હતું કે ગઝલનો શુદ્ધ પ્રકાર આપણી ભાષામાં પ્રથમ બાલાસંકર અને મણિલાલની કોઇ કોઇ ગઝલમાં મળે છે. તે અગાઉ એનું બીજું રૂપ જે 'રેખતા'ને નામે બોલાતું હતું તે પ્રથમ દયારામ કવિની વ્રજભાષાની કવિતામાં વપરાયેલું છે. નર્મદ પછી એ 'રેખતા' હરિલાલ ધ્રુવે, ગોવર્ધનરામે, અને નરસિંહરાવે ઘણા લખ્યા છે. તેમાં હરિલાલ ધ્રુવે, અને નરસિંહરાવે સદોષ રચના કીધી છે. આપણા મુસ્લીમ કવિઓએ ગઝલના ઘણા પ્રકારો ગુજરાતી કવિતામાં સફળતાથી ઉતારેલા છે. અમારે મતે આપણા અનોખી પ્રતિભાશાળી યુવાન ગુજરાતી કવિ પતીલે પણ સફળતાથી ગઝલને એના વ્યક્તિત્વ સાથે ઉતારી છે.

'ઓડ' ઉપર બોલતાં એનું મૂળ એમણે બતાવ્યું હતું. યુરોપીય જુનામાં જુના સાહિત્યમાં આ "ઓડ"નો પ્રકાર પ્રથમ ગ્રીક કવિતામાં દર્શન દે છે. એમાં અનેક નાની મોટી પંક્તિઓથી બનેલા પદજુથના અનેક પદ્ય વિભાગો મળીને એક "ઓડ" લખાય છે. કોઇ ખાસ પ્રસંગને સંબોધીને આપણા સામાન્ય ખંડ કાવ્ય જેવું આ "ઓડ" કાવ્ય લખાય છે. ગુજરાતીમાં આ 'ઓડ'નો

પ્રથમ પ્રયોગ બાળુરાવ દેસાઇએ 'સ્નેહનું સ્વપ્ન' કાવ્યમાં કર્યો છે. આ જ નમૂના ઉપરથી કવિ નાનાલાલે 'ઘંટારવ', કવિશ્રી ખબરદારે 'મેઘને' લખ્યાં હતાં. બાળુરાવનો પ્રયોગ અબદ્ધ (Irregular) રૂપનો હતો, તેવો જ અબદ્ધ રૂપનો પ્રકાર કવિ નાનાલાલનો હતો. "મેઘને" કાવ્યવાળો પ્રકાર નિબન્ધરૂપમાં છે.

"સોનેટ"ની ઐતિહાસિક આલોચના આપી એમણે જણાવ્યું હતું કે યુરોપની બીજી ભાષાઓમાં એ સોનેટનું એક જ સ્વરૂપ છે. ત્યાર પછી એ સોનેટનુ રચનાવિધાન એમણે જણાવ્યું હતું. વૉટસ ડન્ટન અને હૉગલેન્ડના મત એમણે આધારભૂત ગણાવ્યા હતા. એ કાવ્યતત્વમાં શું શું જોઇએ? "આ (ધોરણ મુજબના પ્રાસ સાથની અષ્ટક અને ષટ્કની) કારીગરી તો અંતિમ આશયને સાધવાનું એકસાધન માત્ર છે. ખરી રીતે આ સાધન એવું છે કે વિચાર સમૃદ્ધિથી ભરેલા કે કલ્પના લાલિત્યની રેલછેલથી ઉભરાતાં કાવ્યનો એકજ મોજો શુધ્ધ 'લિરિક'ની ગતિ યા ચેષ્ટા ધારણ કરે, અને એકજ છંદોબધ્ધ વહન અને પ્રતિવહનમાં તે રૂપબધ્ધ રહે," ગુજરાતીમાં ઉતરેલા સોનેટ અંગે એમણે શ્રી. ચંદ્રવદન મહેતા અને શ્રી. પૂજાલાલનાં સોનેટોની પ્રશંસા કરી હતી. સોનેટના છંદ માટે એમણે મહાછંદ આપ્યો છે. જે છંદની સમજુતી હવે પછી વિગતથી જોઇશું. અંગ્રેજી સાહિત્યમાં બધાં જ સોનેટો એક જ છંદમાં છે તેમ આપણા સાહિત્યમાં પણ બધાં જ સોનેટો એક જ છંદમાં હોવાં જોઇએ. ૩

૩. શ્રી. મનસુખલાલ ઝવેરી કલમ અને કિતાબના તા. ૬-૧-૪૦ ના પાના પર લખે છે, "ઇંગ્લાંડમાં સોનેટ સ્વરૂપના નિયમો નક્કી થઇ ગયા છે. છતાં ત્યાં પણ વ્યક્તિગત કવિઓ એ નિયમોનો અનાદર કરી રહ્યા છે અને છતાં તેમને કોઇ અકવિ નથી કહેતું........ સામાન્ય પ્રાસસંકલનાનું સ્વરૂપ નક્કી કરવાને માટે શ્રી. ઉમાશંકર કહે છે તેમ અનેક પ્રયોગો થવાની જરૂર છે." આથી વધારે ભ્રામક વિધાનો શ્રી. મનસુખલાલ પાસેથી ક્યાં મળવાનાં હતાં? જેમણે સોનેટ

એમનું ચોથું વ્યાખ્યાન " અખંડ પદ્ય" પર હતું. નર્મદથી માંડી પ્રો ઠાકોર સુધીના આપણા વિદ્વાન કવિઓ આ અખંડ પદ્ય મેળવવા ભગીરથ પ્રયત્નો કરતા આ રહ્યા છે પણ એકકે પ્રયોગ સફળ નથી થયો તેનાં કારણો કવિશ્રી ખબરદારે એમના વ્યાખ્યાનમાં જણાવ્યાં હતાં. કવિ શ્રી. નાનાલાલના 'અપદ્યાગદ્ય' અને પ્રો. ઠાકોરના પૃથ્વી છંદની પણ વિસ્તારથી ચર્ચા કરી એમણે એની નિષ્ફળતાનાં કારણો જણાવ્યાં હતાં. પૃથ્વી છંદ અંગે બોલતાં એમણે જણાવ્યું હતું કે ઇ. સ. ના છઠ્ઠા શતક સુધી તો એ "પૃથ્વી છંદ" "વિલમ્બિત ગતિ"ના નામેજ ઓળખાતો એથી એમાંના વિલંબિત ખંડો ધીરે-થીજ બોલાય છે, એટલે કે લાંબા સંધિઓ બોલતાં વિલમ્બ થાય છે. એનો પ્રવાહ ધીરો અને સંધિએ સંધિએ અટકતો અને ખટકતો

---

નથી લખ્યાં તેમને જ અજય કવિ કોણે કહ્યા છે ? જેમણે કાવ્યો લખ્યાં છે તે કવિઓ કહેવાયા છે. અને કહેવાય છે, પણ તેઓ સોનેટકાર કહેવાતા નથી. સોનેટ એ તો કાવ્યનો એક પ્રકાર છે. જે સોનેટો એ સ્થાપિત નિયમ પ્રમાણે નથી લખાયાં તે સોનેટ તરીકે નથા જ સ્વીકારાયાં. અને કોઇ પણ પ્રતિષ્ઠિત સંપાદકની 'એન્થોલોજી'માં એવાં સોનેટોને સ્થાન નથી જ મળ્યું. અને એવા પ્રકારનાં સોનેટો પર ટીકા પણ થયેલી છે. ખુદ આજના નવીન અંગ્રેજ કવિઓએ પણ એ નિયમોનો સ્વીકાર કરેલોજ છે. કવિ તરીકે ગમે તેટલી પ્રતિષ્ઠા ધરાવતા કવિઓને માટે પણ તેમનાં સોનેટની ઉણપ માટે ટીકાઓ કરવામાં આવી છે. સર ફીલીપ સીડનીથી રૂપર્ટ બ્રુક સુધીના સોનેટકાર તરીકેની ખ્યાતિ ધરાવતા કવિઓએ જે નવીનતા અવારનવાર દાખલ કરી છે તે માત્ર પ્રાસમાં અને તે પણ અનિયમિતતામાં નહિ પણ નિયમિતતામાં જ. પ્રાસ સંકલનાનું સ્વરૂપ નક્કી કરવાને પ્રયોગોની જરૂર છે. પણ મૂળ સિધ્ધાંતને આઘા ખસેડીને પ્રયોગો કરો તો કયી સિધ્ધિ મળવાની હતી ? સાધના કરો તો આસન માંડીને સાધના કરો કે જેથી સિદ્ધિ મળે—પણ સિદ્ધાંતનું આસન આઘું ફેંકી પ્રયોગોની સાધનામાં કદિયે સિધ્ધિ સાધ્ય નથી.

લાગે છે, આ અખંડ પદ્ય માટે જે છંદ શોધાય તે એવો તો હોવો જ જોઇએ કે જેમાં સરખા આવર્તનવાળા સંધિઓ હોવા જોઇએ, જેથી પાઠ્યતામાં વાંધો ન પડે. કવિથી. ખબરદારે આ અખંડપદ્યની જે શોધ કરી તેની ભૂમિકા પ્રાકૃત ભાષાની 'દેશી'ઓ છે. એમાં જે અક્ષરો પર તાલ આવે તેની આજુબાજુના અક્ષરો બબ્બે માત્રાના હોવા છતાં માત્રા મેળમાં માત્રા વધી જવા છતાંએ એને ગાવામાં કશોએ વાંધો આવતો નથી. એટલે અમુક આવર્તન સંધિ પાડી નિયમિત શ્રુતિ પર તાલ રાખવામાં આવે તો આજુબાજુની શ્રુતિઓ દીર્ઘ હોય કે હ્રસ્વ હોય તેની સાથે છંદને બહુ લાગતું નથી અને એ વિધિ પરથી જ એમણે આ અખંડપદ્યની રચના કરી. એ અખંડપદ્યનાં જે આવશ્યક લક્ષણો ગણાવ્યાં તે આ પ્રમાણે છે. (૧) છંદ તો આયમ્બિક પૅન્ટામીટરની જેમ પાંચ સંધિવાળો હોવો જોઇએ. એ દરેક સંધિમાં ત્રણ શ્રુતિ જોઇએ. (૨) પાઠ્ય હોવો જોઇએ. (૩) એ સંધિની છેલ્લી શ્રુતિ પર તાલ આવવો જોઇએ. (૪) લાંબા વાક્ય સંદર્ભોને સમાવી શકે તેવી કોઇ પણ સંધિથી શરૂ થઇ અને પાછળથી અનેક પંક્તિઓ સુધી એક સરખી રહી શકે અને પંક્તિમાંના કોઇ પણ સંધિ આગળ પૂરી થઇ શકે એવી રચનાની સળંગ અખંડિતતા (૫) અર્થાનુસારી યતિ ગમે તે સંધિ પાછળ મૂકવાની યથેચ્છ સગવડ અને છૂટ (૬) કોઇ સંધિમાં પ્રયત્નમેળ લયબિંદુનું પરિવર્તન એકજ પંક્તિમાં બે સંધિથી વિશેષ સંધિમાં ન હોવું જોઇએ કે જેથી લયનો પાયો જ બદલાય.

આજ લક્ષણો ધરાવતો અખંડપદ્યનો મહાછંદ એમણે એમના 'મનુરાજ' નામના નાટકમાંથી સંભળાવ્યો હતો. તેમાંનું એક દૃષ્ટાંત અને એક સોનેટ આ અંકમાંજ અમે આપેલાં છે. ગુજરાતને જે અખંડ પદ્યની જરૂરિયાત હતી તે અખંડ પદ્ય આપણા આ કવિવરે આજે આપ્યું છે. અંગ્રેજી ભાષાનાં પદ્ય નાટકો–મહાકાવ્યો અને સોનેટો એકજ છંદ આયેમ્બિક પૅન્ટામીટરમાં લખાય છે. અને એ જ

પ્રમાણે આપણે ત્યાં પણ આ નજરે કાવ્યપ્રકારો આ એકજ મહા-છંદમાં ઉતરે તો સારું.

પાંચમા ભાષણમાં એમણે શબ્દ અને અર્થનું મહાત્મ્ય જણાવ્યું હતું. આજની અર્થપ્રધાન કવિતા શબ્દને ગૌણ રાખતાં કદિયે કવિત થઇ શકવાની નથી-સમાજના હૃદયને પહોંચી શકવાની નથી.૪ કવિતામાં અર્થ હોવો જ જોઇએ. ગેયતા અને માધુર્યનો પ્રસાદ જોઇએ જ. કવિતા અને લોકસમાજનું અંતર એ બે છુટાં ન જ પડવાં જોઇએ. સમાજ અને કાળ એજ કવિતાના સાચા કસોટી કરનાર છે. અને અંતમાં એમણે અંતરના ઊંડાણથી આર્દ્ર ગંભીર-પ્રેમભર્યા અવાજે આપણા યુવાન કવિઓને કવિતાની સર્વાંગ સુન્દર ઉપાસના કરવાની વિનંતી કરી હતી.

મગનલાલ લાલભાઇ દેસાઇ

## પંડિત બેચરદાસનાં વિસનજી વ્યાખ્યાનો

આ વર્ષના ફેબ્રુઆરીના બીજા સપ્તાહમાં પંડિત બેચરદાસ જીવરાજ દોશીએ "૧૨મા સૈકાની ૧૮મા સૈકાની ગૂજરાતી ભાષા" ઉપર પાંચ મનનીય વ્યાખ્યાનો આપ્યાં હતાં. પંડિત બેચરદાસ પ્રાકૃતના જાણીતા વિદ્વાન છે. વિદ્યાપીઠમાં એ પ્રાકૃતના અધ્યાપક હતા. હમણાં અમદાવાદની શેઠ ભોળાભાઇ દલપતભાઇ આર્ટસ કોલેજમાં અર્ધમાગધીના અધ્યાપક છે.

---

૪. શ્રી મનસુખલાલ ઝવેરી 'સમાજ'ને ભ્રામક શબ્દ જણાવે છે. જઇને પૂછો કવિ મેઘાણીને કે તમારાં ગીતો ક્યાં ગવાય છે? પૂછો કવિશ્રી નહનાલાલને કે તમારાં કાવ્યો કયા સમાજે વાંચ્યાં?

'કોઇનો લાડકવાયો અને બીજાં ગીતો' સરકારની મનાઇ હોવા છતાં મોઢે મોઢે પસાર થયાં અને ગૂજરાતના સર્વશ્રેષ્ઠ વિદ્વાનથી માંડી વગડાની ચાર શીમ જોનાર ખેડુત સુધી એ ગીતો પ્રસર્યાં છે: તે સમાજ! જે સમાજે નરસિંહ મીરાં-પ્રેમાનંદ-અને દયારામને અમર રાખ્યા છે તે જ સમાજ.

એમનાં વ્યાખ્યાનોમાંથી પહેલામાં સાઠ જેટલા શ્રોતાઓ હાજર હતા. પછીનાં વ્યાખ્યાનોમાં સરાસરી ત્રીસ પાંત્રીસ જેટલી સાંભળનારની સંખ્યા રહેતી જ. આવા શુષ્ક જણાતા કઠિન વિષયમાં આટલી સંખ્યા નવીન ગૂજરાતનો સંશોધનોના વિષયો પ્રત્યે વધતો જતો અનુરાગ દર્શાવે છે.

પ્રથમ વ્યાખ્યાનમાં વ્યાખ્યાતાએ ભાષાની સામાન્ય ચર્ચા કરી, અને વૈદિક સંસ્કૃત પ્રાકૃતો અને અપભ્રંશનો ઉત્તરોત્તર વિકાસ ક્રમ દર્શાવ્યો. તેઓ હેમચંદ્રની અપભ્રંશ ભાષાને ઉગતી ગૂજરાતી કહે છે. આ વ્યાખ્યાનમાં પાણિનિની અષ્ટાધ્યાયી. વૈદિકપ્રક્રિયા પાતંજલ મહાભાષ્ય, સિદ્ધહેમચંદ્ર તથા પ્રાકૃત વ્યાકરણોમાંથી આવશ્યક સ્થળોએ અવતરણો આપ્યાં હતાં. એમણે "આર્યવિદ્યા વ્યાખ્યાન માળા"માં વૈદિક સંસ્કૃત અને પ્રાકૃતો વચ્ચે જે નિકટ સામ્ય બતાવ્યું હતું તે આ વ્યાખ્યાનમાં વધારે વિસ્તારથી દર્શાવ્યું છે. આ વ્યાખ્યાનમાં પુષ્કળ માહિતી આપી હતી અને ઘણા અભ્યાસીઓને એ ઘણું ગમ્યુ હતું. બીજા વ્યાખ્યાનમાં એમણે બારમા ને તેરમા સૈકાની ગુજરાતી ભાષાનાં પુષ્કળ ઉદાહરણો આપીને તેનું બંધારણ, લાક્ષણિક શબ્દપ્રયોગો વગેરે સ્હમજાવ્યાં હતાં. ત્રીજા વ્યાખ્યાનમાં ચૌદમા અને પંદરમા શતકની ભાષાની, અને ચોથા વ્યાખ્યાનમાં સોળમા અને સત્તરમાં સૈકાની ભાષાની સમાલોચના કરી હતી. અંતિમ વ્યાખ્યાનમાં એમણે અઢારમા સૈકાની ભાષાનું સ્વરૂપ તપાસ્યું હતું. અને ઉપસંહારરૂપે ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ ટુંકામાં સ્હમજાવી હતી. છેવટે માતૃભાષાનો સરસ અભ્યાસ કરવાની અને એ અભ્યાસમાં વ્યુત્પત્તિશાસ્ત્રને યોગ્ય સ્થાન આપવાની ભલામણ કરી હતી.

એમનાં વ્યાખ્યાનોમાં સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર, વૈદિક પ્રક્રિયા અને પ્રાકૃતોનું એમનું તલસ્પર્શી અવગાહન રહેજે જણાઇ આવતું હતું. પ્રાકૃતોનાં ઉદાહરણો તથા જુની ગુજરાતીના બંધારણની અને વ્યાકરણની ચર્ચા પરત્વેનો એમનાં વ્યાખ્યાનો આકરગ્રંથ જેવાં થશે એમાં શંકા નથી.

વ્યાખ્યાનોમાં કેટલેક સ્થળે વ્યુત્પત્તિ ચર્ચામાં તેમણે સ્વ. નરસિંહરાવભાઇ તથા સ્વ. કેશવલાલ હ. ધ્રુવ જેવા વિદ્વાનોથી જુદો મત દર્શાવ્યો હતો. એવા સ્થળોએ એમણે આપેલાં કારણો જુના મતનું નિરસન કરવાને પૂરતાં નથી. દાખલા તરીકે જુઓ તસ્માથી "થી" નીકળ્યાની અને પ્રતિમાંથી "વડે" અને "પેટે" વ્યુત્પન્ન થવાની કલ્પના કરે છે. આ બંને સ્થળે અમનાં મન્તવ્યો અશાસ્ત્રીય લાગે છે.

"થી"ની વ્યુત્પત્તિ સ્થિતત્વામાંથી થૌઇ દ્વાર અને "વડે" ની વૃત્તિમાંથી નીકળવાનો જુનો મત વધારે સંભવિત લાગે છે. આવા સ્થળો ઘણાં હતાં અને વ્યાખ્યાનો છપાશે ત્યારે આ વિષયમાં વધારે ચર્ચા થવાનો સંભવ છે. સ્વ. નરસિંહરાવભાઇનાં મંતવ્યો ખૂબ શાસ્ત્રીય અને ચોકસાઇવાળાં હોઇ ગમે તેવી સૂક્ષ્મ કસોટીમાંથી પાર ઉતરી શકે તેવાં છે. બેશક, કેટલેક સ્થળે એમણે નવાં સાધનોની સહાયથી સ્વ. નરસિંહરાવભાઇની કેટલીક કલ્પનાઓને પુષ્ટિ પણ આપી છે.

આવાં વિદ્વતાપૂર્ણ સૂક્ષ્મ આલોચનાવાળાં વ્યાખ્યાનોમાં આવી કોઇક સ્થળે અપૂર્ણતા રહી ગઇ છે તેનું કારણ કદાચ પંડિત બેચરદાસને અંગ્રેજીનો પરિચય ન હોવાથી આ વિષયની અંગ્રેજીમાં થયેલી ચર્ચાઓ તેમની નજરે ન પડી હોય એ પણ હોઇ શકે. આપણી પૂર્વની પધ્ધતિની વિદ્વતાને શકય એટલી સંપૂર્ણ અને સર્વગ્રાહી છણાવટ આ વિષયમાં એમણે કરી હતી. એમનાં વ્યાખ્યાનો આ વિષયના ગ્રંથોમાં જુદી જ ભાત પાડે છે.

આથી વધારે વિસ્તૃત સમાલોચના તો એ વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રસિધ્ધ થાય ત્યારે જ થઇ શકે. છતાં એટલું અવશ્ય કહી શકાય કે નરસિંહરાવભાઇનાં ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો અને શ્રી. પટેલની "જૂની ગુજરાતી ભાષા" પછી આ વ્યાખ્યાનો વડે ગુજરાતી ભાષાશાસ્ત્રમાં એક આગળ પગલું ભરાયું છે. આવા નીરસ, શુષ્ક અને કઠિન વિષયમાં એમણે પુષ્કળ શ્રમ લઇને જે સંશોધન કર્યું છે તેને માટે આ વિષયના અભ્યાસીઓ એમના ખૂબ ઋણી છે.

પ્રો. કાન્તિલાલ બ. વ્યાસ

## વિવેચના*

છેલ્લાં ચારેક વર્ષમાં ગુજરાતીમાં વિવેચનગ્રન્થો ઠીકઠીક બહાર પડ્યા છે. જેમને સાહિત્યમાં પ્રવેશ્યે એક દેઢ દાયકો થયો છે એવા આપણા ગદ્ય પેઢીના વિવેચકોને વધુ ભાગ્યશાળી ગણવા જોઈએ, કેમકે તેમના વિવેચનલેખોના સંગ્રહો આટલા વહેલા બહાર પડવા માંડ્યા છે.

હમણાં હમણાં બહાર પડેલા સાતેક ૧ વિવેચનસંગ્રહોમાં, આ વિવેચનસંગ્રહનું સ્થાન ઉંચું છે. એમાં નર્મદ અને ખબરદાર ઉપર બબ્બે, ગોવર્ધનરામ ઉપર ચાર અને ક. દ ડા, નરસિંહરાવ, આનન્દશંકર, કુસુમાકર, લલિત, ચન્દ્રશંકર પંડ્યા અને જ્યોતીન્દ્ર દવે ઉપર એકેક લેખ છે. તો રાઈનો પર્વત, ગુજરાતનો નાથ, મહાસુદર્શન, મત્સ્યગંધા અને બીજાં નાટકો, આપણી કવિતાસમૃદ્ધિ, અમી, પારિજાત અને શેષનાં કાવ્યો જેવા ગ્રન્થો વિશે પણ એકેક લેખ છે. છેલ્લે પાંચ લેખ તત્ત્વાન્વેષણના ૨ છે. આમ. આ સંગ્રહમાં અમુક કર્તાઓનો સમગ્ર દૃષ્ટિએ અભ્યાસ, અમુક કૃતિઓનો વ્યક્તિગત અભ્યાસ તથા ત્રેત્રણ તાત્ત્વિક પ્રશ્નોનો અભ્યાસ આપણને મળે છે.

આમાંથી ગોવર્ધનરામની શૈલી ઉપરના બે લેખો, એમાં દેખાતી તલસ્પર્શી વિવેચનશક્તિથી આપણું ધ્યાન, સહુ પહેલાં જ, ખેંચે છે. આપણાં ગદ્યનો વિકાસ લગભગ પોણોસો વર્ષથી થયા કર્યો છે અને

---

* કર્તા: પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, કૉલેજ, સુરત, રૂા. ૨–૮–૦, ૧૯૩૯.

૧. નવલરામ ત્રિવેદી, રામનારાયણ પાઠક, વિજયરાય વૈદ્ય, રામચંદ્ર શુકલ, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ, વિશ્વનાથ ભટ્ટ વગેરેના.

૨. હમણાં બહાર પડેલા વિવેચનસંગ્રહોમાં, અમુક કર્તા કે કૃતિનાં વિવેચનો જ ઘણે ભાગે દેખાય છે. સાહિત્યનાં અનેકવિધ તત્ત્વોની શાસ્ત્રીય તપાસ કે ચર્ચા તો ક્વચિત જ દેખાય છે એ સ્થિતિ ધ્યાનમાં લેવા જેવી છે (રામનારાયણ પાઠક અને વિજયરાયને આના અપવાદ ગણવા જોઈએ.)

એટલા કાળમાં આપણને કેટલાક વિશિષ્ટ ગદ્યસ્વામીઓ મળ્યા પણ છે. છતાં આપણી ગદ્યશૈલીનો સમગ્ર[1] તેમ જ જુદા જુદા ગદ્યસ્વામીઓનો વ્યસ્ત અભ્યાસ હજી થયો જ નથી એમ કહેવાય. એવી સ્થિતિમાં વ્યક્તિગત ગદ્યસ્વામીઓની શૈલીનો અભ્યાસ, આરંભમાં થાય તે યોગ્ય જ છે. તેથી અહીંઆં આપણા ઉત્તમ ગદ્યસ્વામીની ગદ્યશૈલીનો અભ્યાસ આટલી વેધક રીતે અને આટલી વિશદ રીતે થયો જોઇને જરૂર આનન્દ થાય. મો. વિષ્ણુપ્રસાદની ઊંડી અવગાહન શક્તિ અને સ્પષ્ટ પૃથક્કરણશક્તિ આ લેખમાં અપૂર્વ રૂપમાં બહાર આવે છે ગોવર્ધનરામની શૈલી વિશેનો આ લેખ આપણાં સાહિત્યના અગ્રગણ્ય વિવેચન લેખોમાંનો એક છે. એમાં ગોવર્ધનરામની વિષયનિરૂપણશૈલી તેમ જ ભાવાશૈલી અને એ બન્નેનો સમન્વય સાધવાની કળા એ બધાંની સૂક્ષ્મ સમીક્ષા થઇ છે.

એવી જ પર્યેષક દૃષ્ટિ બતાવતો બીજો લેખ 'વિવેચક નરસિંહરાવ' ઉપરનો છે. એમાં એ વિવેચકનાં વિવેચનના ગુણો, દોષો, ખાસિયતો વગેરે બધાંનું નિરૂપણ ઘણી જ વિશદ રીતે થયુ છે. નર્મદ અને દલપત ઉપરના લેખોમાં, એ બન્નેનું, એમના જમાનાના પ્રતિનિધિ તરીકે, સુરેખ મૂલ્યાંકન છે.

વ્યક્તિગત ગ્રન્થોમાંથી રાઇનો પર્વત, આપણી કવિતાસમૃદ્ધિ, શેષનાં કાવ્યો અને પારિજાતનાં અવલોકનોમાં મો. વિષ્ણુપ્રસાદની નીરક્ષીર વિવેચનશક્તિનો આપણને સુન્દર પરિચય થાય છે. બાકીના લેખો ટુંકા અને કંઇક નોંધનુ રૂપ લઇ લે છે એવા છે.

મો. વિષ્ણુપ્રસાદની પોતાની શૈલી, એમના અહીંના ઉત્તમ લેખોમાં, સામાન્ય રીતે સ્વસ્થ, નહીં દીર્ઘસૂત્રી તેમ નહીં સમાસિત છતાં અર્થક્ષમ, ક્યાંક કટાક્ષ કે વિનોદની આછી છાંટથી હળવી બનતી[2] તો ક્યાંક કલ્પનાની ઉત્તેજનાથી અલંકૃત બનતી,[3] ક્યાંક

૧. રા. રા. હિંમતલાલ ગ. અંજારિયાનો એક પ્રયત્ન, વડોદરામાં એમણે 'ગુજરાતી ગદ્યના ઘડનારાઓ' ઉપર આપેલા ભાષણ રૂપે છપાયો છે તે નોંધપાત્ર છે. રા. વિશ્વનાથ ભટ્ટે 'નંદશંકરની શૈલી' ઉપર પ્રમાણભૂત લખાણ આપ્યું છે.

૨. જુઓ પૃ. ૨૪૪, લીં. ૨૦-૨૨; પૃ. ૧૬૪ લીં., ૧૭-૨૦,

૩. જુઓ પૃ. ૬૫-૬૬.




લાગણીમિશ્ર ૧ તો ક્યાંક ગમ્ભીર વિચારક્ષમ, ૨ ક્યાંક પ્રત્યક્ષ વાર્તાલાપનાં તત્વવાળી ૩ તો ક્યાંક અંગત સંબોધનનાં તત્વવાળી, ૪ આમ અનેકવિધ સ્વરૂપો બતાવતી નજરે પડે છે. ક્વચિત્ એ શિથિલબન્ધવાળી અને તેથી અસરમાં મોળી દેખાય છે, ૫ પણ સામાન્યતઃ એ ઇષ્ટાર્થને સચોટતાથી દર્શાવી શકે એટલી અનુરૂપ છે. ઇષ્ટાર્થને સાધવામાં એમાં કોઇકવાર ગુજરાતીમાં નવીન છતાં પરિચયે આત્મીય લાગે એવા પ્રયોગો ૬ કરવા પડયાં છે.

એમની શૈલીમાં ભાષ્યશૈલી કે વ્યાખ્યાશૈલીના અંશો નથી. આપણા નવા વિવેચકોમાંથી વિશ્વનાથ ભટ્ટમાં એ અંશ કંઇક દેખાય છે, બીજામાં નહીં. આ અંશના અભાવથી જેમ લાભ થાય છે, તેમ ગેરલાભ પણ થઃય છે. આ પુસ્તકમાં જ, કોઇવાર, વિવેચન વાંચી

---

૧. 'નર્મદ' ઉપરના પહેલા જ લેખમાં આના દૃષ્ટાન્ત મળશે.

૨. આના દૃષ્ટાન્તો તો ઘણી જગ્યાએ મળશે, ખાત્રી કરીને ગોવર્ધનરામની શૈલીના પહેલા લેખના શરૂવાતમાં

૩. પૃ. ૩, લી. ૨૩–૨૪ વગેરે

૪. પૃ. ૨૪૯ લી. ૧–૩. વગેરે.

૫. 'ગુજરાતનો નાથ'ની સાર્થકના ઉપરના લેખમાં.

૬. 'ન અન્યથા' પૃ. ૨૪૧ (જો કે બળવન્તરાય ઠાકોર, વિજયરાય આદિએ આ પ્રયોગ આગળ કર્યો છે.) 'તથૈવ,' 'પ્રત્યુત' પૃ. ૫૭. 'પ્રાકશિકસપિયરિક' પૃ. ૫૯ વગેરે. આવા જેને અતિસંસ્કૃત ગણાય તેવા પ્રયોગો આમાં મળે છે. તો જૂનાં ગુજરાતીના ગણાય તેવા કોઇક જ પ્રયોગ આમાં મળે છે.

૭. ગોવર્ધનરામની શૈલી ઉપર આમાં બે લેખો છે છતાં એવી અતૃપ્તિ મનમાં રહી જાય છે. દા. ત. આ બેમાંના પહેલા લેખને અન્તે ઉલ્લેખેલ ફકરા ઉપર કશી જ સમજુતી કે ચર્ચા નથી તેથી આખો લેખ, જાણે કે, અચાનક જ પૂરો થઇ જાય છે એમ અસર થાય છે. કદાચ, એ ફકરાનું વાતાવરણ ડહોળાઇ ન જાય માટે લેખકે એમ કર્યું હોય, પણ, મને તો, ઉપર નોંધી એવી અસર થઇ જાય છે.

લીધા પછી, વિષયની (એટલે કે ગ્રન્થની કે ગ્રન્થકર્તાની) અનુરૂપતા માગી લે તેનાં પ્રમાણમાં, વિવેચન કંઇક અધુરૂં છે એવી અતૃપ્તિ રહી જાય છે. ૭ એમાં દોષ વિવેચકનો ન યે હોય. કદાચ, અમુક સ્થળ મર્યાદામાં જ વિવેચન પૂરૂં કરવું છે એવાં બન્ધનથી પણ આમ થતું હોય. છતાં એ તત્વના અભાવને લીધે, નરસિંહરાવ, રમણભાઇ આદિનાં વિવેચનો વાંચતાં મન ભરાઇ જાય અને વિષયનું સાંગોપાંગ પરીક્ષણ થઇ ગયું છે એવો સંતોષ થાય તેમ આવાં વિવેચનમાં થતું નથી. પણ આપણાં સામયિકોની અવલોકનપદ્ધતિની એ મૂલગત મર્યાદા જ છે. ૧ પરન્તુ, અહીં 'વિવેચક નરસિંહરાવ'ના લેખમાં દેખાય છે એવી, નહીં વ્યાખ્યાશૈલી કે નહીં સૂત્રશૈલી એવી મધ્યમાર્ગની શૈલીથી લાભ પણ છે એથી વિવેચિત કૃતિની અથવા કર્તાની મુખ્ય ખૂબીઓ કે ઊણપો સ્પષ્ટ થઇ જાય છે અને અભ્યાસીને એ જ માર્ગે તે તે કૃતિ અથવા કર્તાનો વધુ અભ્યાસ કરવામાં પ્રેરણા અને દોરવણી મળે છે.

પ્રો. વિષ્ણુપ્રસાદના નિર્ણયોમાં ખાસ ઉતાવળ જણાતી નથી. મત ઉચ્ચારતાં પહેલાં ગમ્ભીર તુલના કર્યા પછી જ એ પોતાના નિર્ણયો નોંધે છે, તથા એમાં આત્મનમ્રપ્રત્યય પણ દેખાતો નથી. વિશાળ વાંચન અને એનાં ઊંડાં અવગાહનને લીધે નીપજતા આત્મપ્રત્યયથી એ પોતાના મતોને ધીરગમ્ભીરતાથી ઉચ્ચારતા જાય છે. ૨

૧. વિજયરાયે 'કૌમુદી'માં લાંબાં અવલોકનો આપવાની પ્રથા પાડી તે પછી આ સ્થિતિમાં કંઇક ફેર થયો છે. આગળ 'વસન્ત'માં એવાં લાંબાં અવલોકનો આવતાં, પણ લેખરૂપે, અવલોકનવિભાગમાં અવલોકનરૂપે નહીં.

૨. એમના કેટલાંક મન્તવ્યો નોંધપાત્ર છે. જુવો, પૃ. ૧૦, ૫–૯; પૃ. ૨૨, લી. ૪–૯, પૃ. ૩૫, લી ૬–૯, પૃ. ૪૧, લી. ૧–૩, પૃ. ૧૧૮, લી. ૪–૬, વગેરે. તેમાં પૃ. ૧૫૬ ઉપરનો આ મત તો ખાસ નોંધપાત્ર છેઃ

" પદ્ય નથી, પણ અંગ્રેજીમાંના 'બ્લેન્કવર્સ' જેવા પદ્યની લગભગ બધી જ મોહકતા, બધી જ હલનચલનને વલણની શક્તિઓ કવિનું અપદ્યાગદ્ય પ્રત્યક્ષ કરાવે છે એ હજુ સુધી પૂરેપૂર ન સમજવામાં ગુજરાતના વિવેચનની અપૂર્ણતા છે. "

આમ ગ્રન્થવિવેચનમાં કે કર્તૃવિવેચનમાં સિદ્ધહસ્ત વિવેચકની શક્તિ પ્રો. વિષ્ણુપ્રસાદ બતાવી શકે છે. તત્વચિન્તનમાં, આ પુસ્તકના છેલ્લા પાંચ લેખો ઉપરથી મત બાંધીએ તો, એમની અવગાહનશક્તિ ઊંડી છે અને ચિન્તનની ચિનગારી ઉત્તેજે એવા પ્રશ્ન પકડીને છણવા જેટલી તીવ્ર બુદ્ધિશક્તિ એમની છે છતાં વિષયનિરૂપણ જોઇએ તેટલું વિશદ થતું નથી અને વિષયપરીક્ષણ જોઇએ તેટલું સચોટ થતું નથી એમ લાગી જાય છે. એનું કારણ, આ લખાણો, સમગ્ર વિષયનું વિશાળ દૃષ્ટિએ નિરૂપણ કરવાના હેતુથી થએલાં નથી તે લાગે છે. નીરાંતે, વિષયનાં અંગેઅંગની વિવેચના કરીએ તો જ એ સિદ્ધિ પ્રાપ્ત થાય. એમના અહીં આવેલા આ પ્રકારના પાંચ લેખોમાંથી, પ્રતિરૂપ ઉપર બે લેખો છે. પણ એમણે એ વિષયને સમગ્ર દૃષ્ટિથી એક સાથે અહીં નિરૂપ્યો નથી. આ લેખોમાં વિષયનું નિરૂપણ, કેમ જાણે, કટકે કટકે થયું ન હોય એમ લાગી જાય છે. ગે.વર્ધનરામની શૈલી ઉપરના બે લેખોમાં પણ એવું લાગે છે. બંનેને એક લેખમાં સમાવી એક સામટું લખાણ કર્યું હોત તો વિષયનું નિરૂપણ સુંદર અને વધુ વિશદ થાત. મૂળ સામયિકમાં બે લેખો તરીકે છાપ્યું હોય તે લખાણ ગ્રંથાકારે છપાવતાં, જરૂર હોય તો ફરીથી લખીને પણ એમાં સળંગસૂત્રતા આવે એમ ગોઠવવું જોઇએ. સૌંદર્યના અનુભવમાં મર્યાદાના બે લેખો તો નોંધનું જ સ્વરૂપ લઇ લે છે, તો છેલ્લા લેખની વિચારણા સુરેખ અને સર્વસ્વીકાર્ય થવી જોઇએ એવી છે.

ડોલરરાય ર. માંકડ

---

૧. નોંધ જેવો આ લેખ એક ન ખેડાએલા વિષય તરફ આપણું ધ્યાન ખેંચે છે. પ્રકૃતિ આપણને કયા રસો આપી શકે છે ? વળી મૂળ ભાવ પરિસ્થિતિનું કલાત્મક નિરૂપણ થતાં જેનો આવિષ્કાર થાય તેને જ શાસ્ત્રીય રીતે રસ કહેવાય છે, તો પછી પ્રકૃતિદૃશ્યો ઉપરથી ઊઠતા રસને રસ કે રસનું ઉદ્‌ભવસ્થાન ગણાય એ પ્રશ્ન પણ વિચારણીય છે.

# કલ્પનારંગી કવિનાં કાવ્યો

## ગોરસી*

'ખંડિત મૂર્તિઓ'ના કવિનો આ બીજો કાવ્યસંગ્રહ આપણને મળે છે. આ કલ્પનારંગી કવિએ પોતાના પ્રથમ સંગ્રહથી જ કલ્પનાના રંગે ગુજરાતના કાવ્યને રંગ્યું હતું. એમના પહેલા સંગ્રહમાંનું 'ખંડિત મૂર્તિઓ'નું કાવ્ય આપણા કાવ્યસાહિત્યમાં સર્વોત્તમ કક્ષામાં ગણી શકાય એવાં કાવ્યોમાંનું એક છે. 'ગોરસી'નું માધુર્ય આસ્વાદતાં પણ 'ખંડિત મૂર્તિઓ'માંની પેલી મનોહર પંક્તિઓ અને ગગનગામી કલ્પનાઓ વિસરી શકાતી નથી.

શિલ્પીના ટાંકણે ટાંકણે શોભતી
કલ્પનામાં જડેલી કવિતા હતી,
પોળને પગથિયે પ્રેમની વારતા
રંગતી લેખણે હું લલિતા હતી.
કોઇનાં સ્મિતમાં તારિકાની સળી
કોઇનાં હૃદયનો હું વિસામો હતી,
કોઇની ઊંઘમાં સ્વપ્નમૂર્તિ સમી
જાગતાં નેનની હું ગુલાબી હતી.

×

હું હસું : સ્મિતનાં લાખ જ્યોતિઃ કણો
છાબડીમાં ભરીને ઉષા લઇ જતી,
છેક નીચી નમી પક્ષ્મની પીંછીએ
પૃથ્વીને પાટલે સાથીઆ ચીતરતી.

પ્રથમ કાવ્યસંગ્રહના આ શિખર જેવા કાવ્ય ઉપર ઉભા રહીને કાવ્યગિરિમાળાની બીજી હારમાળા ઉપર નજર કરીશું તો જરૂર મનોરમ દૃશ્ય નજરે પડશે પણ જે શિખર પર ઉભા છીએ એવું ઉંચુ શિખર આપણને દેખાશે નહિ. ગમે તેવી પ્રતિભા—મહોજ્જ્વલ મેધા અનુપમ કાવ્યો આપે પણ એવાં જ કાવ્યો હંમેશાં ન જ આપી શકે. એથી આપણે કવિનો દોષ કાઢવાની જરૂર નથી.

---

* કર્તા અને પ્રકાશક: ઇન્દુલાલ ગાંધી–સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી, કિંમત એક રૂપિયો ૧૬ ક્રાઉન–પૃષ્ઠ ૧૦૦

આ સંગ્રહમાં 'વીણાને વાગવા દેજે,' " ભાણી," "મધરાતનું ગીત," " કેવડો" 'મહાસાગરને કાંઠે,' 'કવિતાનો જન્મ,' 'બીલીપત્ર' જેવાં ગીતો સરસ છે. સંસ્કૃત છંદોબધ્ધ કાવ્યોમાં કવિએ 'શતદલ'-ના જ જેવી શિથિલતા આણી છે. છતાં 'ઉપરકોટ,' 'જુની નિશાળ' 'દર્શનત્રયી' 'અગ્નિકાળ,' જુનાં પગરખાં,' 'અંધાર થાળે,' 'પાનખરનો પ્રેમી,' 'ઉષાનું નૃત્ય,' 'વણુથંભી વાટમાં' 'પ્રદક્ષિણા,' 'મેનકા,' 'શકુન્તલા,' 'તારે ખોળે,' 'મૃત્યુની કથકલી,' 'જીવનબિંદુ જેવી,' 'ઝરૂખાની બત્તી,' 'ગુરુજી' 'સોબતણ' 'ગુલાબજાંબુ ખાતાં ખાતાં,' 'ધુળભરેલ શેરી,' જેવાં કાવ્યો ગમી જાય એવાં છે. એમાં જ્યાં જ્યાં કવિએ 'મિશ્રોપજાતિ-છંદ' લીધો છે ત્યાં એમની પ્રતિભાનાં પ્રતિબિમ્બ સ્પષ્ટ પડેલાં જણાય છે. કેટલાંક કાવ્યોમાં 'શિખરિણી' મનોરમ છે અને કેટલાકમાં શિથિલ પણ છે પણ એ એ કાવ્યમાં એ શિથિલતા નથી લાગતી તેનું કારણ એમની કલ્પના અને વસ્તુ છે.

શ્રી. ઇન્દુલાલનો કાવ્યસંગ્રહ વાંચતાં આપણે કલ્પનાના વિસ્તૃત પ્રદેશમાં વિહાર કરીશું. અને કવિ જાતે પણ કલ્પનાઓ કરવામાં એટલા તલ્લીન થાય છે કે ઘણીવાર વાચકને એનો અર્થ સમજવામાં પણ મુશ્કેલી નડે છે. પણ બધાં જ કાવ્યોમાં આ સ્થિતિ નથી જ. 'બીલીપત્ર' જેવા લાંબા ગીતમાં આ દશા સ્પષ્ટ છે. એમાં નાનાં ઊર્મિગીતો-છે-પણ બધાં ગીતોનું એ સળંગ કાવ્ય સ્પષ્ટ દર્શન નથી આપતું. અને એનું કારણ પણ કવિનો મુક્ત વિહાર જ હોય એમ લાગે છે. 'ભાણી' જેવા ગીતમાં અર્થ એટલો વિશદ છે-વાણી એટલી પ્રવાહી છે-અને લાગણી એમાં એટલા સરસ શબ્દોમાં વ્યક્ત કરી છે કે આખું ગીત એક વખત વાંચતાં જ આપણા અન્તરમાં એનો રણકો કાયમને માટે મૂકે છે. આવું જ સુંદર ગીત એમણે એમના 'ખંડિત મૂર્તિઓ' સંગ્રહમાં 'આંધળી માનો કાગળ' આપ્યું હતું. એ જ કક્ષાનું એથી વિશેષ શક્તિવાળું-દરિદ્રતાનો આબેહુબ ખ્યાલ આપતું આ ગીત સંગ્રહમાં આંખ આગળ જ રહે છે. 'જુની નિશાળ,' 'જુનાં પગરખાં,' 'ઝરૂખાની બત્તી,' 'ગુરુજી,' સોબતણ' જેવાં કાવ્યોમાં વિષયની વસ્તુ આનંદ આપે છે. 'ઉપર કોટ,' 'મેનકા,' 'શકુન્તલા,'

'પાનખરનો પ્રેમ,' 'મૃત્યુની કાવ્યકલી'માં ગંભીર-પ્રવાહી વાણીમાં ઉતારેલું કાવ્યત્વ છે.

'ઉપરકોટ' કાવ્યમાં કવિ એ અવશેષોને જોતાં કહે છે.

'અહીં હતું કાવ્ય પણે ફુલાણું'
હશે બધું. આજ કશું ન જીવતું:
સ્મશાન શી નિર્જનતા હસી હસી
ગઇ કાલની શૌર્ય કથા સુણાવતી.

આ ઐતિહાસિક અવશેષોનું કરેલું કાવ્યમય વર્ણન મનોહર છે. એના 'અડીકડી' ભાગમાં જઇ કાળના ઘસારાને કેવું સ્વરૂપ આપે છે!

આરોહણે સર્વ ગયાં ઘસાઇ
રડી કર્યું પત્થરનું ય પાણી,
રજે રજે ખેરવી જાગૃતિને
કાયા તણી તેં કરી ધૂળધાણી.

'અંધારથાળે' કાવ્યમાં એ શરૂઆતથી વર્ણન કરી અપરિચિતનો પરિચય આપે છે, પણ એ પરિચયથી નારીક કયી વાચનો ખ્યાલ કરશે? એનો ચમત્કાર કવિ તુરત પાછળની જ પંક્તિઓમાં લખે છે.

તે નિત્ય જાતી—
નવાં નવાં વસ્ત્ર અને નવા નવાં
આપભૂષણે અંગ ભરેલ રાખતી
સૌંદર્યની ચંચલ ચીનગારી
ડગે ડગે દિવસને જ્હકાવતી.
દ્વેષે નિરાશા હડધુત આશા
બેઠી હતી તોય પ્રસન્ન પોપચે
કલ્લોલતી અંતરને નચાવતી
ને જ્યાં જતી ત્યાં...
મદે ભરેલી મધરાત ગાજતી

અને એ હતી શ્મશાનની મોહક નારી આકૃતિ! 'પાનખરનો પ્રેમી'માં વસંતને કવિ ઋતુસકલની મોરકલગી' કહે છે. 'વણુ થંભી વાટમાં

અને 'ખાલી હાથે'માં કવિ પ્રભુના મંદિરની વાત કરે છે. પ્રભુ પ્રત્યેનો ધર્મ વ્યક્ત કરે છે.

ના બારણા બંધ કરો પ્રભુનાં
મંદિરને તે વળી હોય ચાવી ! (વણથંભી વાટમાં)

+

મેં શું માંગ્યું? મળી ગયું ગને શું! ન તે હું ય જાણું
ખાલી હાથે દરધરી પ્રભુ, આપ્યુ તારૂ વખાણું. (ખાલી હાથે)

'મેનકા'માં શબ્દલીલા છે અને મનોહર કલ્પના છે. 'શકુન્તલા' પણ એમ જ અને એવું મનોહર કાવ્ય છે. પણ શબ્દની મોહિનીમાં કવિ કેટલીક વાર એવું પણ કરી નાંખે છે કે વાચકને ગળે તે ન ઉતરે. 'શંકુતલા' કાવ્યમાંની જ આ કલ્પના

અંગાંગમાં રૂપ ભરી જતી ઉષા
ને પાનીઓ રંગતી સાંધ્યશણી;
હથેળીએ દીપક રાખી રાત્રિ
શોધી રહી'તી પગલાંની વાણી.

એમાં પગલાંની વાણી શોધવાને દીવાની જરૂર પડે ? એમાં તો કાન સાવધ હોય તો પગલાંની વાણી અગમ્ય દિશામાંથી પણ જણાશે. પણ 'વાણી' શબ્દની મોહિનીમાં અર્થની પરવા કર્યા વિના લખી નાંખ્યું. ને અહીં કવિએ છેલ્લી પંક્તિ આમ "શોધી રહી'તી પગલાં-નિશાની" મૂકી હોત તો આપણને સ્હેજે સમજાઇ જાત અને પેલી કલ્પના સાર્થ થાત-એટલું જ નહિ પણ એ નિશાની શોધવાને દીવાની આવશ્યકતા માટે એ મત રહેતે નહિ. 'ઝરૂખાની બત્તી'માં એ ઝરૂખામાં રહેનાર બાઈનું કરુણ ચિત્ર આલેખવામાં સફળ થાય છે. કવિ વિશાળ માનવ-ભાવથી માત્ર એની દયાનો આશક બને છે.

પડ્યુંનું બત્તીમાં હૃદય બળવા કામીજનનું,
લપેટાયું સૂકુ, શરીર શબ આછાં ગગનમાં;

ન'તી લાલી સ્ત્રીત્વે પ્રગટ પ્રભુતા યે નવ હતી,
હતી એનાં ગોરાં વદન પર જ્વાલા સળગતી.
પતિતા તું ? ના, ના; પતિત મન મારૂં જ નબળું,
અમારે તો તારી ચરણ રજથી પાવન થતું.

'જીવનબિંદુ જેવી' કાવ્ય ઘણું સરસ છે. કવિની સૃષ્ટિનો પરિચય કવિ ઘણી સરળ વિષય-ગૂંથણીથી આપે છે. 'તારાપરી'ના ઇતિહાસ માટે કવિઓની મહેફિલ કાવ્યચોકમાં મળી હતી. કલ્પનાની સૃષ્ટિમા એઓ તારાપરીનો ઇતિહાસ મેળવવા માંગે છે. કવિઓને જે ઇતિહાસ મળ્યો તે આ.

'હા, તું જ સંસાર તણાં અરણ્યે
ખોવાયલાં જીવનબિંદુ જેવી
તું કેટલે દૂર ?
હું કેમ તુંને નિરખીશ શોભના ?'
રેતાળ હૈયા પર કાવ્ય જેવી
આવી ચડી અમૃતવાદળી નવી.
ત્યાં બીજાએ કહ્યું
'સ્વપ્ન તણાં સરોવરે
મેં કૈક એવી નિરખેલ તારિકા !
પણ જે ખરો ઇતિહાસ જોયો તે

તો કવિએ પોતાના શબ્દોમાં કહ્યું છે.

પ્રકૃતિએ સ્વચ્છ કરી વિતાનને
તારાપરી વર્ચસદુર્ગમાં ચણી,
એચાર શબ્દે પકડી સુકાનને
કવિજને નિર્મલ કાવ્યમાં વણી.

હવે કવિએ આ સંગ્રહમાં અનેક મનોહર કલ્પનાઓ આપેલી છે એમાંની કેટલીક કલ્પનાઓ

"રાતના તારક ડુબી સાગરને તળિયે બનતાં મોતી" (આપણો મારગ)

+

તાજું પ્રભાત, નવચેતન અંગઅંગે
અર્પે અપૂર્વ કિરણાવલી અર્ચનાની,

ને રાત્રિના જલદ દર્દીન પ્રભા પતંગે
ગૂંથે વિરાટપટ શું દીપ ઈંદ્રિયોની.

×

સંધ્યાના આંસુમાંથી જાણે સાંપડયું વિભાવરીને પ્રભાત (બીલીપત્ર)

+

પધારજે યૌવન વાયુ હીંચકે
ઝુલાવતી અંગ, ધરા નચાવતી.
લઈ જજે સૂરજ તેજ સર્વાં
અંધારની ચાદરમાં લપેટી. (મેનકા)

+

વીર તો હીંચે છે નિત્ય વાદળીને હીંચકે,
વીજળીનો વેગ ભરી ગુંજવે છે રે.
ઇંદ્રનું ધનુષ્ય એક આંગળીએ ઊંચકે,
ધરતીના ખંડખંડ ધ્રુજવે છે રે (મહાસાગરને કાંઠે)

×

દીઠી ચંદ્રિકાને અધીર લટકાની ક્ષિતિજને
કિનારે, અંધારા રજની પટની કોર ઉંચકી
જતા દીઠા તારા ગગન ગરબામાં પલકવા ! (સોબતણ)

+

આકાશના તારકછિદ્ર આજે
બન્યા હતાં એક વિરાટ વાંસળીઃ
વસુંધરાના કિનખાબ ગાલીચે
મળી હતી સૌરભ રાસ મંડળી. (ફાલ્ગુની)

આ સંગ્રહમાંના સૌથી લાંબા 'બીલીપત્ર' કાવ્યમાં કવિએ જે સુંદરભાવનાઓ વ્યક્ત કરી છે જે છુટક છુટક મનુષ્ય અંતરની આરજુ અને શ્રધ્ધા વ્યક્ત કરે છે તે દિલને છીતે એવી છે. કવિના આ એકંદરે સુંદર કાંવ્યસંગ્રહમાં અનેક સારાં પણ કાવ્યો છે. ગઈ સાલમાં પ્રગટ થએલા કાવ્યગ્રંથોમાં આ ગ્રંથનો ફાળો ઘણો સારો છે. કવિની પ્રતિભા એક સરખી સંગ્રહમાં ચમકેલી છે. બેશક 'ખંડિત

મૂર્તિઓ' જેવું કાવ્ય અહીં નથી મળ્યું પણ એની સાથે જ 'ખંડિત મૂર્તિઓ'ના અન્ય કાવ્યો કરતાં ઘણાં સારાં કાવ્યો આ સંગ્રહમાં મળ્યાં છે. કેટલાક છંદોમાં અને (ખાસ કરીને મિશ્રોપજાતિમાં) અને ગીતોમાં એમની વાણીનું વ્યકિતત્વ આપણા આજના કવિઓમાં અનોખું છે. એમનો કલ્પનાવિહાર ખરા કવિની સૃષ્ટિનો છે. આટલું હોવા છતાંએ 'શતદલ'માં ઉતરેલા દોષોનું અહીં પણ પુનરાવર્તન છે. એ પુનરાવર્તન કરવું કે નહિ એ કવિની વાત છે. આપણે માટે તો એમના સર્જનની લીલા છે. એ લીલાનું આપણી સર્વ શકિતએ પાન કરવામાં જ આપણો ધર્મ છે. આ સમાલોચના પૂરી કરતાં 'બીલીપત્રમાં'ની જ ત્રણ કડીઓ નોંધી કવિને આ સંગ્રહ માટે અભિનંદનો આપીશું.

ભકિતના થાકે અકાળે દીક્ષા કર્યા વર્તમાનના વણાટ,
ભાવિની ભોગળ એકલે હાથે કેમ ઉઘાડીશ તાત!
ખૂટયું તેલ, તૂટી ગઇ વાટ.
અંતે, તારી પગકેડીએ દીઠું કિરણ નાચતું એક,
હૈયાનાં શૂન્ય સરોવરે એનાં વર્તુલ દોર્યાં અનેક:
કિરણે કહોળિયું તળિયું છેક.
વર્તુલે વર્તુલે ઉઘડી વાણી કિરણે કિરણે રંગ,
મેઘધનુષ્યની પણછે ચોતર્યાં પંથ ભરીને પતંગ:
નિરખ્યાં કાવ્યનાં નિર્મલ અંગ.

મગનલાલ લાલભાઈ દેસાઇ

---

**સુધારો**

પૃષ્ઠ, ૮૯; પંકિત પહેલી, 'પ્રેમ'ને બદલે 'પેમ'
" " " 'કાવ્યકલી' " 'કથકલી'
" " " ચોથી, 'ઝૂલાણું' " 'ફૂલાણું'
" " " આઠમી, 'અવશોષો' " 'અવશેષો'
" " " નવમી, જય " કવિ
" " " સોળમી, નારી કથી વાચનો કથી નારીનો વાચક
" " " વીસમી, આપભૂપણે આભૂષણો

# આલોચના

ગુલે પોલાંડ : તૈયાર કરનાર ઉમાશંકર જોષી, પ્રકાશક કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ, મૂલ્ય ૧ રૂા.

આ ગ્રંથમાં પોલિશ કવિ મિત્સકિયેવિચના 'ક્રિમિયન સોનેટ સ'નો અનુવાદ છે. અને પાછળના ભાગમાં લગભગ ચાલીસ પાનાંનો સોનેટ પરનો મનનીય નિબંધ છે. સોનેટોમાં 'બખ્શ-ઇ-સરાઇનાં ખંડેર,' 'રાત્રી કાળે' 'ગુલે પોલાંડ,' 'અજંપા' 'રાત્રિ દ્રશ્ય,' 'ચાતીર દાગ પર્વત', 'દાગ પર્વત જોઇ', 'બાલાકલાવાના કિલ્લાના ખંડેર', અને 'જયુઇડાના ખડક પરથી' જેવાં મજેનાં છે. એમાંનું ભૌગોલિક વાતાવરણ મનોરંજક છે.

તૈયાર કરનારે પ્રયત્નથી મૂળ અર્થ ઉતારવા મહેનત લીધી છે. કેટલીક પંક્તિઓ મનોહર કાવ્યમયી બની મૂળનું આબેહુબ પ્રતિબિમ્બ રાખે છે જ્યારે કેટલીક પંક્તિઓ ઉલટી દિશામાં છે. પણ એનું કારણ એની પદ્યભાષા છે. 'પહુંચે' 'જવ' 'બઢે,' 'મહલ' 'નમત' 'અડત' 'જવે' 'હ્રેશ' 'ગયબી' જેવા શબ્દોના વપરાશથી કેટલીક પંક્તિઓ કર્ણકટુ થઇ છે. જ્યારે કેટલાંક કાવ્યોમાં 'વિશ્વશાંતિ'ના જેવી લલિત-મધુર પદાવલી પણ ઉતરેલી છે.

આખો સોનેટ પરનો નિબંધ ખરેખર પ્રશંસનીય છે. અંગ્રેજી સાહિત્યના સઘળા સિધ્ધાંતો સાથે એમાં લેખક સંમત છે. ફક્ત બે જ મુદ્દા ચર્ચાસ્પદ છે, (૧) પ્રાસનો અસ્વીકાર, (૨)સીલેબલ (Syllable) અને ગુજરાતી 'શ્રુતિ'એ બેના સ્પષ્ટ ભેદના અસ્વીકારની દલીલોમાં સત્ય નથી. અંગ્રેજી 'સીલેબલ'માં ત્રણથી ચાર અક્ષરો સમાય છે જ્યારે આપણી શ્રુતિમાં એમ નથી. એટલે અંગ્રેજીમાં દશ શ્રુતિ હોય તો ગુજરાતી દશ શ્રુતિ આવે એટલે ચાલ્યું એ મત વાજબી નથી. ચર્ચાસ્પદ મુદ્દાઓ ગમે ત્યાં રહેશે જ પણ અહીં કવિને એમના આ માહિતીપૂર્ણ નિબંધ માટે અને પોલીશ કવિનો એનાં જ કાવ્યોદ્વારા કરાવેલા પરિચય માટે એમને અભિનંદન આપીએ છીએ.

મ. લા. દે.

**વળામણાં:** લેખક પન્નાલાલ પટેલ, પ્રકાશક: જયન્તિ દલાલ, ગતિ ગ્રંથમાળા, છૂટક કિંમત ૦-૮-૦, પાનાં ૧૩૬,

'વળામણાં' નવલકથા નહિ પણ અંગ્રેજીમાં જેને 'નુવેલ' કહે છે એ પ્રકારની લાંબી ટુંકીવાર્તા છે. બે એક ઘર માંડી બેઠેલી ઝમકુ એક બ્રાહ્મણ તલાટી જોડે નાસી જતાં ગામ આખું ખળભળી ઉઠે છે. થોડાક દહાડામાં ત્યાંથી યે હડધુત થતી એ પાછી પોતાને પિયર આવે છે. પણ એક મા સિવાય કોઇ એને સંઘરવા રાજી નથી. ગામના કલંક જેવી થઇ પડેલી ઝમકુને પીંખી નાખવા ગામ લોક ઉલટે છે, પણ મુખી મનોરદાની કુશળતાથી એ ત્યાંથી બચી જાય છે. મનોરદા એને ઠેકાણે પાડવા અમદાવાદ લઇ આવે છે. કોઇ ન જાણે એમ ઝમકુને સારી એવી કિમ્મતે વેચી નાખવાની વેતરણમાં પડેલા મનોરદા એને શહેરના રંગીલા જીવન ભણી આકર્ષવા ખુબ મથે છે પણ ઝમકુ કેમે કરી માનતી નથી. ગામનું કોઇ એને સંઘરે એમ નથી એ જાણતી છતાં એ પોતાને ગામ જવા ઝંખે છે. છેવટે ગામનો કુવો તો જાકારો નહિ જ દે ને! ઝમકુની આ મક્કમતા અને કરૂણતા આખરે મનોરદાની સ્વાર્થબુદ્ધિ પર વિજય મેળવી એના પાષાણ હૃદય નીચે વહેતા વાત્સલ્ય ઝરણને બહાર આણવા સમર્થ નીવડે છે. મનોરદા એને પાછી ગામ ભેળી કરે છે એટલું જ નહિ પણ એને એની જ નાતના એક મુરતિયા જોડે ઘરઘાવી, પોતાની પુત્રી પેઠે હોંશથી એનાં 'વળામણાં' કરે છે.' આ મુખ્ય ઘટનાની આસપાસ આખીય વાર્તાના પ્રસંગો ગૂંથાયા છે.

વાર્તાવસ્તુ, પાત્રાલેખન, અને નીરૂપણ જોતાં લેખકને આ તળપદા જીવનનો સારો એવો પરિચય હશે એમ લાગ્યા વિના રહેતું નથી. મનોરદા જેવું નામ ઠેઠ બંગાળમાંથી તળ ગુજરાતના એક ગામડામાંગી ક્યાંથી ભૂલું પડી ગયું એવો પ્રશ્ન ઊઠે તો નવાઇ નહિ. ઝમકુ—આ વાર્તાનું મુખ્ય પાત્ર—નું પાત્રાલેખન જોઇએ તેવું સુરેખ નથી ઉઠતું, એના કરતાં તો ગામમુખી મનોરદા વધુ સુરેખ અને અસરકારક ઉઠયા છે.

".નૈ"

**ગુજરાતની અસ્મિતા:**-લેખક: કનૈયાલાલ માણેકલાલ મુન્શી
પ્રકાશક, મંત્રીઓ ગુજરાતી સાહિત્ય
પરિષદ, મૂલ્ય. ૦-૪-૦.

ગુજરાતી સાહિત્યમાં અનોખી પ્રતિભા પાડનાર મુંબઇ સરકારના (એક વખતના) ગૃહસચીવ નામદાર કનૈયાલાલ મુન્શીને આજે કયો અભાગી ગુજરાતી પિછાનતો ન હોય! ગુજરાતના એ અજોડ નવલકથાકાર આજે પણ હિમાલયના સર્વોત્કૃષ્ટ શિખરની જેમ ગુર્જર સાહિત્યમાં અજેય છે;ને હજી તો લાંબા ભવિષ્ય સુધી એ અજેય રહેવા સરજાયલા લાગે છે.

શ્રી મુન્શીની વય પચાસ વર્ષની થઇ તે વેળા જ કરાંચીમાં એમના જ પ્રમુખપદે મળેલી ગુજરાતી સાહિત્ય પરીષદની બેઠકમાં એ પ્રસંગના સંભારણા માટે એક યોજના કરવાની સૂચના પસાર થઈ હતી. તે સુચનાનુસાર શ્રી. મુનશીની ઇચ્છાને પોષક એવું આ પુસ્તક આજે ગુજરાતી સાહિત્યમાં પરિષદે ગુજરાતી સાહિત્ય રસિકો સમક્ષ મૂક્યું છે ને સાથે જ શ્રી. મુનશીજીની સાહિત્ય સેવાની કદર કરી છે.

આ પુસ્તકની શરૂઆતમાંજ શ્રી. મુનશીનો જીવન પરિચય આપવામાં આવ્યો છે. બત્રીસ પાનાંના એ પરિચયમાં એના પીઢ લેખકે શ્રી. મુનસીને સઘળી રીતે સમજવાનો, ગુજરાતને તેમનો સર્વાંગી પરિચય કરાવવો તેમજ શ્રી. મુનશીના વિરોધીઓની ટીકાઓનો સચોટ જવાબ વાળવાનો નમ્ર અને સ્તુત્ય પ્રયાસ કર્યો છે. 'ગુજરાતની અસ્મિતા'ના ૭ ખંડો પાડવામાં આવ્યા છે. (૧) ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ (૨) મૂલ્ય પરિવર્તન. (૩) સ્વપ્ન સિદ્ધિની શોધમાં, (૪) ગુજરાત જૂનુ અને નવું, (૫) ગુજરાની એકતા, (૬) ગુજરાતની અસ્મિતાનો આદ્યદ્રષ્ટા હેમચંદ્રાચાર્ય. શ્રી. મુનશી ઇતિહાસના એક પ્રખર અભ્યાસી હોવાથી ભૂત, વર્તમાન અને ભવિષ્યને નજર સમક્ષ ખડો કરવાની અદ્દભુત શકિત તેઓ ધરાવે છે. એમની શૈલી આકર્ષક છે. ભાષા પરનું એમનું પ્રભુત્વ અદ્દભુત છે. 'પિપાસુ'

**સ્મૃતિ નિકુંજ :** કર્તા અને પ્રકાશક શ્રી. મૂળજીભાઇ પી. શાહ, રાવપુરા–વડોદરા મૂલ્ય આઠ આના.

રાસ સાહિત્યમાં આપણા પ્રસિદ્ધ રાસકવિ શ્રી. મૂળજીભાઇ શાહ, આ આઠમો ગ્રન્થ આપે છે. આ ગ્રન્થમાં એમણે બે ખંડ કાવ્યો આપ્યાં છે. પહેલા ખંડમાં વીતેલા પ્રેમજીવનના પડઘા છે અને બીજા કાવ્યમાં સમરાંગણમાં જવા ઉત્સુક થએલા વીરને તેની પ્રિયા વિદાય આપે છે. બંને કાવ્યોમાં એક સરખો માત્રામેળ છંદ રાખવાથી પ્રવાહ સળંગ રહે છે અને વાચકનો રસ સ્ખલિત થતો નથી. પદ્યભાષા પણ વિષયને અનુકૂળ છે. છટા રંગીલી છે.

પૂનમ તણી એ વાત રસીલી :
"હાલમ કેરી વાત રસીલી :
"જોબનિયાંની ભાત રસીલી
મહોબ્બતની મહોલાત રસીલી :

રસના રમતા રાસ સ્મરણમાં :
અંતરના ઉલ્લાસ સ્મરણમાં :

'સુશીલ'

**સહચરીની શોધમાં :** સંપાદક મામાસાહેબ મુરલીધર, પ્રકાશક જીવણલાલ એન્ડ સન્સ, મુંબઇ ૨.

આ પુસ્તકનું મુખપૃષ્ઠ જોતાં કોઇપણ માણસ પુસ્તકનાં પાનાં ફેરવ્યા વગર ન રહે. લગ્ન માટે નાયકની આકાંક્ષા અને લાયકાત એ પર આ પુસ્તકની સજાવટ સજવામાં આવી છે. એટલું જ નહિ પણ આવી જાતના માણસો પર એક સારો કટાક્ષ પણ કરવામાં આવ્યો છે. લેખક "શિરપેચ"થી માંડી છેવટ સુધી પુસ્તકને 'હળવા હાસ્ય'થી પોતાની ભાતવાળું બન્યુ છે. ઘણાંખરા પ્રકરણોમાં સજાક કરતાં પ્રતિકાવ્યો મૂકવામાં આવ્યાં છે. એ પ્રતિકાવ્યો જે જે પ્રકરણને મથાળે મૂકયાં છે તે તે પ્રકરણ સાથે એને સંબંધ છે. લોકરંજન શૈલીનું આ પુસ્તક વાચકને જરૂર આનંદ આપશે.

'સુશીલ'

**ખોલકી અને નાગરિકા:–લેખક: સુન્દરમ્; પ્રકાશક: જયન્તિ દલાલ ગતિ ગ્રંથમાળા–અમદાવાદ**

પહેલા સંગ્રહમાંથી બાતલ રહેલી 'ખોલકી' આ સંગ્રહમાં સ્થાન પામી છે. એટલું જ નહિ પણ સંગ્રહના નામમાં પણ 'નાગરિકા' જોડે એને સ્થાન મળ્યું છે. આ બે ઉપરાંત 'કુતરાં' 'નારસિંહ' અને 'પ્રેમના કૂવામાં' આટલી વાર્તાઓ સંગ્રહમાં છે. પાંચે વાર્તાઓમાં સીધી કે આડકતરી રીતે જાતીય પ્રશ્નની છણાવટ છે. પહેલી અને છેલ્લી–'નાગરિકા' અને 'ખોલકી'–માં, મિલનની રાત' એ વાર્તાવિષય બન્યા છે, 'કુતરાં'માં વિધવાબાઇ જમના અને ડેપ્યુટી કલેકટરના સંબંધનુ. અને દૂધવાળી રબારણની શનિયા માટેની કુંણી લાગણીનું સૂચન છે. "પ્રેમના કૂવામાં" પોતાને ચાહનારની ઉપેક્ષા કરતાં, ને ન ચાહનાર પાછળ 'ઘેલા' બનતાં ત્રણ પાત્રોની કરૂણ કથનીનું કંઇક હળવું આલેખન છે તો 'નારસિંહ'માં વળી સજાતીય સંબંધ હોટેલના છોકરાઓ વચ્ચેનો સંબંધ–છેડાયો છે,

શકય હોય તેટલી રીતે પોતાના પૂર્વગ્રહોમાંથી મુકત બની એ વાર્તાઓમાં આવતાં કેટલાંક પાત્રોને સમભાવથી સમજવાના પ્રમાણિક પ્રયત્નો કર્યા પછીય એટલું તો ચોકકસ લાગે છે કે પહેલી અને છેલ્લી વચ્ચેની વાર્તાઓ–'કુતરાં' 'નારસિંહ.' અને 'પ્રેમના કૂવામાં' કલાકૃતિ લેખે ખૂબ ઉતરતી કક્ષાની છે, અને તેથી પોતાના અખંડિત એકધારા રસ પ્રવાહમાં ખેંચી રાખવામાં પહેલી વાર્તાને મુકાબલે લગભગ નિષ્ફળ નીવડતી લાગે છે. 'નારસિંહ'માં આવતું 'ફોટોગ્રાફી' જેવું ઝીણી ઝીણી બાબતોનું વર્ણન, અને છેવટના ભાગનું કંઇક પ્રચારિયું બની જતું આલેખન, વાર્તારસ કથળાવે છે.'પ્રેમના કૂવામાં' અને 'કુતરાં' આ બંને વાર્તાઓનો વણાટ સુશ્લિષ્ટ નથી લાગતો. 'ખોલકી' આ ત્રણે કરતાં કંઇક વધુ અસરકારક બની છે.

'નાગરિકા' આ સંગ્રહની સર્વોત્તમ વાર્તા કહી શકાય. સુન્દરમ્‌ની અત્યાર સુધીમાં પ્રસિધ્ધ થયેલી ટુંકીવાર્તાઓમાં આગલી હરોળમાં મૂકી શકાય એવી ગણતર કૃતિઓમાં સ્થાન પામે એવી આ ગણી શકાય. નાયિકા–નાગરિકા–નું આત્મકથન ખૂબ સચોટ ઉતર્યું છે, અને એમાંના કોઇ કોઇ પ્રસંગો વાંચતાં તો આપણાથી કહેવાઇ જાય છે: " કવિ ! કવિ ! સ્ત્રી હૃદયની આ અમર વેદના તારા વિના બીજું કોણ આટલી અદ્‌ભુત રીતે કહી શકયું હોત ?–" નો.

પંખીગણો કોઈ નજીક ડાળે,
તું ભાઈ ! ત્યાં એ સહુને બતાવી-
દેખાડતો મૌન ધરી મજેનું
બંધુત્વ એ સૌ વનપંખીઓનું.

ને એક સાંજે-
શિખાવતો હું કવિતા તને હતો,
ત્યાં ચિત્ર પાના પરનું બતાવી-
મેં તો બતાવ્યું પ્રિય બાલ ત્યારે,
"જો જાય ઉડી રમણીય પંખી
ને છે રહ્યાં આ ત્રણ પંખી ડાળે ! "
તે ચિત્ર આજે ફરી યાદ આવે
તું ઊડતાં છોડી જઈ ત્રણેને !
ને હું ય તારો ગુરુ આજ મૂઢશો
બેસી રહું જોઈ જ ચિત્ર જીવને.
માતા પિતાને ઉરલાડ ઘેલો
તું આજ ચાલ્યો સહુથી અકેલો
આ બાગને ભાંડુ બધાંય છોડી
તું ઊપડયો અન્ય પ્રદીસ પંથે !

તું ઊગ્યો આથમ્યો તું યે, અંધારા શોકનાં રહ્યાં-
શોકલીન રહી રાત્રિ ધરી અંક શશીપ્રભા.
અમારે આંગણે આજે આથમ્યો ઉગશે ફરી
અન્ય કો દેવને દ્વારે દિવ્ય કાંતિ સદા ધરી !
તેજવન્તો ઊગ્યો તું ને રેલી તેજ ઉરે ગયો,
સંધ્યાના સૂર્યનો જ્યોતિ અસ્તાચલ વિષે થયો !

कोलक

* મારા શિષ્ય ચિ. શાહ સુરજમલના અવસાન નિમિત્તે.

# સાંધ્યગીત

## ત્રણ વિદ્વાન વિવેચકોના અભિપ્રાયો

વાહન અને નિરૂપણ પધ્ધતિના વિષયમા ગુજરાતી કવિતા, તેની ઘણી ઊંચી સિધ્ધિઓ છતા હજી પ્રયોગદશામા છે, તેનો સંક્રમણકાળ વીત્યો નથી, તેને કોઇ રાજમાર્ગ મળી ગયો છે એમ કહી શકાય નહી તેથી કવિતા વિષયમા આ જ સાચુ, આ જ સુંદર આ જ પધ્ધતિ એવો અભિનિવેશ વાજબી નથી આજે જે કવિઓમા વૈષમ્ય વધારે જોઇએ છીએ તેમા કાલે વધારે સામ્ય જોવાશે એટલે કોલક જેવા નવા કવિ કોઇ ભુલાતા પ્રવાહને બલવાન કરે તેમા અંતિમ પરિણામની દૃષ્ટિએ કશુ ખોટુ થતુ નથી

અર્થ વાધતો ના હોય તો ગેય કે અગેય કોઇ કૃતિ સરસ નહિ થવાની પણ અર્થવહનની રીત ગેય કાવ્યોમા 'કંઇક વિલક્ષણ હોય છે અથવા વિલક્ષણ હોય તો જ ટૂંકા ગેય કાવ્યો સુંદર લાગે શ્રી. કોલકના ગેય કાવ્યો દા ત 'તીડ,' 'જન્માષ્ટમી' 'તુ' શિષ્ટ પદ્ધતિ અનુસરે છે અને ચારુ બન્યા છે અને 'સ્થિતિનુ પરિવર્તન'ને "સૂનો ઝરૂખો" જેવા કાવ્યો તો કેવળ અદ્યતન પ્રણાલિકાનાં અને રમણીય છે"

**પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી**

'સાધ્યગીત'ના પ્રકાશનથી આપણા કવિતા સાહિત્યમાં એક પ્રતિભાશાળી કવિનો ઉમેરો થયો છે હમણાના બીજા કવિઓના કાવ્યસગ્રહોને મુકાબલે આમા વિષય વૈવિધ્ય સારી પેઠે દેખાય છે, તેથી એમ ગણાય કે કવિની કલા વધુ પક્વ થતા અને દૃષ્ટિ વધુ તલસ્પર્શી બનતા, કવિતા પ્રદેશના અનેક ક્ષેત્રોમા એમને સારી સિદ્ધિ મળશે

છન્દો ઉપરનુ પ્રભુત્વ અને કાવ્યના બાહ્યાંગોને ઘડવામા ઉપયોગી એવા ભાષાવ્યક્તિ શબ્દ પસંદગી અને સામાન્ય ચિત્ર તથા શુધ્ધિ વગેરે તત્વોમા તે અત્યારે પણ આ કવિની સિદ્ધિ સુન્દર કહેવાય તેવી છે

**પ્રો. ડોલરરાય ર. માંકડ**

વિષયને છંદોનુ વૈવિધ્ય, અકઠોર ને ઘણે ભાગે રુચિર પદાવલિ, અત્યારે બહુધા અભાવથી વધારે જાણીતો બનેલો વિશદતાનો ગુણ, દૃઢ પદવિન્યાસ ઇત્યાદિ ભાઇ કોલકની કવિતાને આકર્ષક બનાવે છે એમનામા સાચુ કવિત્વ હોવા ઉપરાંત તેને વ્યક્ત કરવાની કલા પણ એમણે સારા પ્રમાણમા સિધ્ધ કરી છે ટૂંકા "ગેય" કાવ્યોથી માંડી "અગેય" ગણાતા પૃથ્વીબધ્ધ 'સૉનેટ', ભજનો ને ઊર્મિકાવ્યો ઇત્યાદિ વિવિધ પ્રકારના ક્ષેત્રોમા એમણે સફળતાથી કલમ ચલાવી છે ભાઇ કોલક ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધતા રહે એમ ઇચ્છુ છુ

**જ્યોતીન્દ્ર હ દવે**

# માધુરી

સર્જન અને સમીક્ષાનું ત્રૈમાસિક

વર્ષ : ૩ :: ગ્રંથ : ૨ ☆ ઑક્ટોબર : ૧૯૪૦




ફોન : ૨૭૮૪૭

શિષ્ટ સાહિત્ય ભંડાર, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

લવાજમ
દેશમાં ત્રણ રૂપિયા

# માધુરી

લવાજમ
પરદેશમાં છ શીલીંગ

વર્ષ ૩ : અંક : ૨ અનુક્રમણિકા ઑકટોબર ૧૯૪૦



મોડલ સોપ કું. નો સિનેમા
**ગ્લેસરીન સાબુ**
ચામડીને સ્વચ્છ અને મખમલ
જેવી બનાવે છે.
દરેક દુકાને મળે છે.
એજન્ટસ: એલ. ઉત્તમચંદની કું.
૮૧, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨
**Khurraj Soap Depot**

સર્વોદય ચર્માલયના
**અહિંસક ચંપલ**
દેખાવમાં સુંદર, મજબુત
અને ટકાઉ હોય છે.
છતાં કિંમત
પ્રમાણમાં સસ્તી રહે છે.
ઉપયોગી વસ્તુ ભંડાર
આનંદભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ



કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર

[ છબી લેનાર : શ્રી. મોરારજી સંપટ]

# લખા ભગતના છપ્પા

લખો ભગત

સાક્ષરોના વાડા કેઇ પડ્યા, તંત્રીઓ વચ્ચોડે ચડ્યા,
નિજ મિત્રોના કરે વખાણ, અન્ય બધાની દાણાદાણ,
લખા એ સમજી લેજો સહુ, ઘેર દીકરી ને પરઘેર વહુ ! ૧

*

તું તારો નિરખી લે વેશ, કાં બની બેસે આપ મહેશ ?
પૂમડું કાને ખોસી ફરે, તેથી નહીં અત્તારી ઠરે,
સરવર તીરે બક પણ જાય, લખા ન તે સૌ હંસ ગણાય ! ૨

*

સહજ વસે વાણી ચૈતન્ય, તો જ બને કવિતા ત્યાં ધન્ય,
ઘસી ઘસી દે છોલી કપાળ, કવિતા નહિ ઉતરે કો કાન,
લખા પ્રયત્ને પૂતળું થાય, પણ નહીં અંદર જીવ મૂકાય ! ૩

*

કોણ વાદળમાં વીજળી ભરે ? કોણ હરણીને અંજન કરે ?
ક્યાંથી સુગંધ પામી કસ્તુરી ? કેમ ઇક્ષુને મળી માધુરી ?
મેઘે કેમ ધનુનું સૌન્દર્ય ? લખા એ સર્વ સહજ આશ્ચર્ય ! ૪

*

ભારી જબરા કરો પ્રયત્ન, નહીં બને કુદરતનું રત્ન,
સાક્ષરતા મથી કવિતા કરે, પણ પેની રવિતા નહીં વરે,
લખા ન મર્મ ઉરે આણિયો, આભને તોલે કોણ વાણિયો ? ૫

*

મોળ સ્વરો વ્યંજન છત્રીશ, વાણીનો વિસ્તાર વણીશ,
જ્યાંનાં ત્યાં મહીં રહે ગૂંથેલ, તે તો સૌ બ્યાચીના બેલ,
લખા ત્રેપનનો ફોડે પાર, ત્યાં વાણી વીજળી ચમકાર ! ૬

કવિ થયો તો વાણી છૂત, બાકી તો ધાણીની રીત;
ભાવ વિચાર ને કલ્પન નવું, નહીં કો પણ ઊંચકાવે ભવું;
લખા વાણીસિદ્ધિ એક પામ! કયાં રામાયણ વિણ રહે રામ ? ૭

*

ત્રણ ગુણથી કવિતા વિસ્તાર, ભાવ કલ્પના અને વિચાર;
પણ આત્મા તો છે રસવાણ, તે વિણ એ મૃત દેહ પ્રમાણ;
લખા કાવ્યનું એ ચૈતન્ય, છે જડ જેવાં લક્ષણ અન્ય. ૮

*

હું નહીં સાક્ષર કે વિદ્વાન, કવિને રહે કવિતાનું જ તાન;
મુજમાં કાવ્ય ને કાવ્યે હુંય, એ અદ્વૈતે પર ન કશુંય
કવિ કવે તે કવિતા, લખા! કવિતા લખે તે કવિ નહીં સખા! ૯

*

કવિની કવિતા એવી જાણ, રવિની રવિતા સિદ્ધ પ્રમાણ;
સૂરજમાંથી કિરણો ફૂટે, સાગરમાંથી મોજાં ઊઠે;
કિરણો પકડી ભેગાં કરો, મોજાં ઝીલી ખાડો ભરો:
નહીં એ રવિ કે સાગર થાય, લખા ખરા કવિ એમ પરખાય. ૧૦

*

કોઇ કહે પદ્યે શું થાય ? રસ વાક્યજ કવિતા કહેવાય;
કો કહે કવિતા અર્થપ્રવાહ, જેમ તેમ ગોઠવી પકડું રાહ;
કો કહે જુદું કવિતામાધુર્ય, કો દાખે ડોલનચાતુર્ય;
લખા અરસિકનાં એ વેવલાં, વૃષ્ટિ કરે છે શું નેવલાં ? ૧૧

*

ઊડનારો આકાશે ચઢે, તરનારો પાણીમાં પડે;
લડે ન વાયુ કે જળ સાથ, નિજ નિજ કળા કસે નિજ હાથ;
પદ્ય ન બંધન કવિતા તણાં, લખા એ તો રાંડયાં કવિપણાં ? ૧૨

*

કવિપદ લેવા મંથન કરે, પણ વાણી સિદ્ધિ નહિ વરે,
કવિ જન્મે ત્યાં કવિતા ફૂટે, કવિતા ફૂટતાં વાણી છૂટે;
નહીં એને ઇચ્છે ઉછરતી, લખા એ ભીંત ચીતરી સરસ્વતી! ૧૩

*

ચિત્ર ચીતારો જે ચીતરે, કલ્પનમાં રહ્યું ઊતરે કરે:
રંગ પૂરે કે રેખા ઘાટ, આંખે વસ્યું ઉતારે પાટ;
શું ચીતર્યું તે ઓળખવું પડે, લખા ચીતારો તે શું રડે ? ૧૪

દુનિયા અસલી રૂપ જણાય, સૃષ્ટિ અને બ્રહ્માંડ લખાય;
વૃષ્ટિ અને વરસાદ રાંકડા, બ્રિષા અને પ્રાવૃષ ફાંકડા;
સાક્ષરતા શી ગુજરાતીમાં ?–લખા સીતા રૂડી કે ફાતિમા ? ૧૫

*

નથી દોષ ગુર્જરજનતણો, ભાર વહ્યો સાક્ષરનો ઘણો;
ગૂંગો બોલે આખું અબ્દ, નહીં સમજે જન તેનો શબ્દ;
લોકહૃદય નીરસ શે કહે, ખુલ્લું બોલે તો સહુ લહે;
પદે પદે બોલાવે ક્યાંય, લખા એહ ગૂગાની માય ? ૧૬

*

મહાસાક્ષર ચોળીને શીર, સાત વર્ષે રાંધી રહે ખીર,
સાકર બદલે કાંકરા ભરી, જાય ગળે નહીં તે ઊતરી,
રોડાં બહુ આવે 'જ' વચેટ, નામ બહુ પાડયું સોનેટ:
લખા મિયાની ભેંસ એ થાય, તેને કેમ ડોબું કહેવાય ? ૧૭

*

ગયા પરણવા ઘેલાભાઇ, ભૂલ્યા સસરાનું ઘર ક્યાંહી ?
જાનૈયા બોલાવ્યા રૂઠે, ચાલે ચાલે ને માર્ગ ન પૂરે;
લખા ઘેલાની જાને જવું, ભૂખે મરીને હડધૂત થવું. ૧૮

# અશોક મંડપમાં[1]

ઇંદુલાલ ગાંધી

( અંજની )

ફૂલે ફૂલે ફોરમ રમતી'તી,
કુંજે ગીતસુધા ભમતી'તી :
કેડી નૃત્યે રૂમઝુમતી'તી
તો ય હતું પથશૂન્ય પ્રભાત.

કિરણવેલના છેડા ઝાલી,
સમીરણ કેરી સેના ચાલીઃ
કેસૂડાંની રંગ ઉજાણી
મહીં વસંત બની રળિયાત.

( અનુષ્ટુપ્ )

ત્યાં તો બંને પ્રવેશે છે, અગ્નિમિત્ર–વિદૂષક
પછી તે ઊતરે રંગ કેસૂડાંનો અચાનક.

( મિશ્રોપજાતિ )

તંતુધ્વનિ સ્હેજ થયો ઉતાવળો
પ્રવેશતાં વેંત ગયા ઝલાઇ
રાજા અને ફિલ્સૂફ મૂર્ખ બંને,
અશોકની કુંજ નજીક આવતાં.
'ડરો છ શું ?' બે ડગલાં હજી ભરો
ફિલ્સૂફના મોં પર હાસ્ય આવ્યુંઃ
ને ઝંખવાણો પડી અગ્નિમિત્ર
અશોકની પાંદડીઓ ગણી રહ્યો.
'મોડું થયું' ફિલ્સૂફ વ્યંગ–વાણી
ઉચ્ચારતો હાથની કાચલીનાં
નેવાં કરી દૂર નિહાળતો રહ્યો
વસંતનો વાવડવાંછુ ભોમિયો.

---

૧ શ્રીમતી મેનકાના 'માલવિકાગ્નિમિત્ર' નામક નૃત્યનાટક ઉપરથી.

ત્યાં તેજના ચકકરની ગુલાંટે
બની ગયું દર્શન દર્દભીનું:
સિતારના તારની કો સુરાવલિ
કરી ગઇ કાર્ય છૂપી દવાનું.

ઉદ્યાન ક્યાં ? ફૂલ સુગંધ ક્યાં છે ?
છાયા અને તેજની રંગગૂંથણી
ત્યાં અંગની ચંચલતાથી કો'કે
ચોદષ્ટ સૃષ્ટિ જીવતી કરેલી.

પરાગની શોમઃ પતંગિયાનાં
શરીર પ્હેરી હસતાં અશોક
લાવણ્ય એ ઓરસલી ગુલાબનું
બતાવતી આંગળીઓ અથોક.
કળી કળા દોરમહીં પરોવી
માળા બની હાથ તણી વળાંકની,
હથેળીઓની રમણીય મુદ્રા
રમી રહી પાંખડીઓની શોભા,
ઊઠ રહ્યું દર્શન મૂક ગાનનું
શોભી રહ્યું નર્તન ફૂલ પ્રાણનું.

( અનુષ્ટુપ )

ફિલ્સૂફે આવીને કીધું રાજાના કાનમાં કશું,
એ જ છે એ જ એ પેલી વિચારો છો હજુ ય શું ?

( ગુલબંકી )

જુઓ જુઓ—અને
પ્રેમને પ્રવેશવા ઊઘાડી બારીઓ પરે
ઉરની : અખંડ જાગતી તૃષા—તથા
ઘડી ઘડી સહર્ષ એ રહે નિહાળી માર્ગમાં
' વાયુને ય પૂછવા અધીર નેનની વ્યથા '
' અધીર તો ય ધૈર્યની કમાન હાથમાં '
પર્ણ પર્ણ આપડી ધ્વનિ કરે નવા નવા
એ સુગંધ સ્પર્શવા અડાડું દોડ ત્યાં
ને જતી છૂપાઇ પેલી સહીઅરોની બાથમાં. '

( મિશ્રોપજાતિ )
ત્યાં તો બકુલાવલીએ ધીમેથી
છૂપાયલી એ સખિ શોધી કાઢી
એ રંગવા આવી હતી નટીની
રજે ભરેલી સુકુમાર પાની
'ઊભી રહે બહેન, જરાક બે ઘડી
ભીના થયેલા પગ બુટ્ટીવેસરે
ધૂળે ભરાશે, બગડી જશે બધું
કરેલ આ રંગ વિધાન મોંઘું.
ત્યાં તો મૃદુ ચંચલ તારિકાસ્મિતે
હસી રહી મોહિની માલવિકાઃ
બની હતી ઓરસલી બહાવરી
અશોકના મંડપમાં અશોકા.
સૌન્દર્યની ચિત્ત વિક્ષોભ ચેતના
અંગાંગમાં આજ ભરેલ એણે
ગુમાનની આછી–અદીઠ રેખા
હોઠેથી ઊઠી, ઊઘડી'તી નેણે
( અનુષ્ટુપ )
શું કહેવું ? પૂછવું કોને ? કેમ આંહી થવું છતું ?
ચિંતન ત્રાજવું આમ ચિત્તને ચગડોળતું.
( મિશ્રોપજાતિ )
વિદૂષકનો ત્યાં કંઇ શબ્દ સાંભળ્યો
અવાજમાં રોષ હતો છલોછલ :
નાકે મૂકી આંગળી અગ્નિમિત્રે
સંકેતથી સાંકળ સાંધી વાતની.
' અહીં જ છે ? ' વિદૂષક સ્હેજ ઊંચો.
ચઢ્યો અને અર્ધ પ્રકાશમાંથી
જોઇ રહ્યો મંજુલ સુરમાલિકા
મેધાની ચારુ છબી દાર્શનિકા.
' રાજન્, આ સેવક તો બીચારો
શોધી વળ્યો સંગીત નૃત્ય ડાયરોઃ

નૂપુર શબ્દે કરી કર્યું સજ્જ
બેઠો હતો કુંજલતાની ઓથે.
ત્યાં નીકળી એની સખિ બકુલા
પૂછેલનો ઉત્તર આપવાની
ઇચ્છા નહિ કે નહિ લેશ ખેદના
મેં શબ્દની થપ્પડ ચોડી દીધી.
તમે રૂપાળા મુખને ગુમાનના
આકાશમાં અદ્ધર રાખતા ભલે
અમે નવી રૂપકિશોરીઓ
નમાવીએ નિત્ય નવીન ગાને.

(અનુષ્ટુપ)

બકુલાએ કહ્યું ત્યાં તો આવીને અગ્નિમિત્રને
શોધુ છું કયારની હું તો તમને ને ફિલ્સૂફને.

(મિશ્રોપજાતિ)

ત્યાં એક ઝંકાર થયો વીણાનો
ભોંઠો પડી ફિલ્સૂફ નાસી છૂટયો;
અશોકમાં અંગરખાની માળ
ભરાઇને એ પડતાં બચી ગયો.
એની દશા દેખી અતિ દયામણી
હસી પડી ત્યાં સુખિ સુંદરીની
એ હાસ્યમાં સ્મિત મિલાવી સૌમ્ય
આવી ચડી માલવિકા અજાણી.

(અંજની)

સિતારી વાગી કોકિલની
મધુબંસરી મલયાનિલની;
મૃદંગના આશ્ચર્ય મહીં બળી
સ્વરની જાજરમાન જમાત.
વ્યોમતરુની છાયા નીચે
હરિયાળી વનરાજિ ઊંચે:
ફૂલ અને સુરભિની વચ્ચે
કિરણોની ગૂંથાયલ ભાત.

# ભાવના થકી અનન્ય

પતીલ

(સૉનેટ)

: ચિત્ર છંદ :

મેં વગોવી જાત મારી, જિંદગી કરી હરાજ,
    ના પરોવ્યું ચિત્ત કારભાર માંહી અન્ય કોઇ;
    માત્ર અંગનો મરોડ તાહરો રહ્યો હું જોઇ.
લોક સાથ માહરે રહ્યો કશો ન લેપ આજ,
શુષ્ક શબ્દથી અનેક નિંદતો મને સમાજ:
    ખોઇ રોજી માહરી અને મહારી લાજ ખોઇ
    'થા પ્રસન્ન!' એમ પ્રાર્થતો તને રહ્યો હું રોઇ,
પ્હેરનાર પ્રેમનું પ્રતાપવંત દિવ્ય તાજ !

તેં બતાવી આંખ તારી, મેં બતાવ્યું મારું ધ્યેય,
    કોર માંહીં કાળજાની કૈંક વર્ષ સંઘરેલ
    મારું તોય મારું એકલાનું ના હવે રહેલ !
લે સ્વીકારી તેહને સુધારવા ઉભેનું શ્રેય;
    ના શકે મને બનાવી જેથી કો ગુલામ અન્ય
    ને રહું તને હું સેવી ભાવના થકી અનન્ય !

# વિવેચક વિજયરાય

અનંતરાય મ. રાવળ, એમ. એ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી થોડા માસ પર પ્રગટ થએલ 'આપણું વિવેચનસાહિત્ય' એ પુસ્તકમાં રા. વિજયરાયની વિવેચક તરીકે ઘટતી કદર થઇ નહિ તેની અંગે આપણા બે માનનીય તટસ્થ વિદ્વાનોએ[1] જાહેરમાં જે અંગુલિનિર્દેશ કર્યો છે તે એટલું તો અવશ્ય બતાવી આપે છે કે વિજયરાયની વિવેચનસેવા જેવી તેવી કે ઉપેક્ષણીય તો નથી જ. સને ૧૯૨૦ ની સાલમાં કૉલેજમાંથી અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન લઇ આવેલા તાજા ગ્રેજ્યુએટ વિજયરાયે ઉત્સાહભેર 'ચેતન' માસિકમાં સાહિત્યવિવેચનના પ્રયોગો આરંભ્યા ત્યારથી આજસુધીની તેમની અવિરત સાહિત્યસેવામાં કેટલાક સર્જનપ્રયોગો, નિબંધિકાઓ, પ્રવાસવર્ણન, અનુવાદો આદિ ગૌણ છૂટક પ્રયોગો સાથે પ્રધાનતઃ તો તેમનું વિવેચનકાર્ય લગભગ એકધારું ચાલ્યા કર્યું છે. આમ આપણા વિદ્યમાન વિવેચકોમાં વિવેચનકાર્યની સૌથી વહેલી શરૂઆત કરનારની આજકાલ કરતાં વીસ વરસની થઇ ગએલી વિવેચનસેવાને મૂલવવાનો અને તેની યોગ્ય કદર કરવાનો સમય હવે પાકી ચૂક્યો ગણાવો જોઇએ. તેમ કરવા માટે, તેમના 'બત્રીસના ગ્રંથસ્થ વાઙ્મય' પછી 'સાહિત્યદર્શન' અને 'જૂઇ અને કેતકી' એ બે[2] વિવેચનસંગ્રહો

---

૧ રા. વિશ્વનાથ ભટ્ટે, 'નિબંધમાળા'ના ઉપોદ્ઘાતમાં વિજયરાય વિશે લખતાં એ પુસ્તકને સ્પષ્ટ રીતે નિર્દેશ્યા વિના, પણ તેને જ લાગુ પડે તેવી રીતે ઇશારો કરીને; અને રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ, 'પ્રજાબંધુ'માં ચર્ચાપત્ર લખીને.

૨ ત્રીજો, મિતાક્ષરી મતદર્શી ગ્રંથપરિચાયિકાઓનો સંગ્રહ 'જૂઇની કળીઓ' નામથી પ્રગટ કરવાનો મનસૂબો તેમણે તાજેતરમાં 'માનસી' માં જાહેર કર્યો છે.

હવે બહાર પડી ચૂકયા છે તેથી 'ગુજરાત'–'કૌમુદી'ની ફાઇલો ઉથલાવવાની આપદા ટળી જઇ સારી સગવડ પણ થઇ છે. એ પુસ્તકોમાં જણાતા વિજયરાયના વિવેચકસ્વરૂપનું સમગ્રદર્શન કરવાનો આછોપાતળો પ્રયત્ન, ત્યારે, એક ફરજ લેખે, કરી લઇએ.

શરૂઆત એમની વિવેચનપદ્ધતિની તપાસથી કરીએ. એ સંબંધમાં વિશ્વનાથ ભટ્ટે પોતાનો બીજો વિવેચનસંગ્રહ 'વિવેચનમુકુર' વિજયરાયને સમર્પિત કરતાં તેમને 'ગુજરાતમાં આધુનિક વિવેચનકલાના આદ્યદ્રષ્ટા' કહ્યા છે તે ધ્યાનમાં રાખવું જરૂરી છે. એ શબ્દો માત્ર ઔપચારિક નથી પણ તેના અભ્યાસી લખનારનો વિવેચક વિજયરાય માટેનો ખરો પ્રામાણિક અભિપ્રાય જ છે. જેનું આદ્ય દર્શન અને અવતરણ ગુજરાતી સાહિત્યમાં વિજયરાયે કર્યું કહેવાયું તે આધુનિક વિવેચનકલાનાં મુખ્ય લક્ષણો આપણે પ્રથમ સમજી લેવાં જોઇએ. એને માટે વિજયરાયના જ ઉદ્‌ગારો કામમાં આવે તેમ છે. સૌ. લીલાવતી મુનશીનાં 'રેખાચિત્રો' ને અવલોકતાં

"...એકેએક લેખને વારાફરતી પોતાની સામે અદબ વાળેલા નિશાળિયા જેવો ઊભો રાખવો; તેની સખત કે ઉદાર પરીક્ષા ભાવના અને વિદ્વત્તાની નજરે કે માધુર્ય, ઓજસ ને પ્રસાદની નજરે લઇ નાખવી; પળપળમાં બદલાતા મિજાજને અનુસરી પ્રત્યેકના નામ સામે માર્ક મૂકયે જવા; અને અંતે પરીક્ષકના ભયજનક રિપોર્ટરૂપે એક લાંબું વાર્તિક સમગ્ર ગ્રંથ પર લખવાનો ભાર વહોરી લેવો–આવી આવી સાધારણ વિવેચકની માનીતી રમતોમાં પરોવાયા વિના, જે બે વિભાગોમાં –વાર્તાઓ તથા રેખાચિત્રોમાં–સર્ગશક્તિનો આવિર્ભાવ બીજી કૃતિઓ કરતાં વધારે સ્ફુટ અને પ્રભાવમય રૂપે થયો છે તેને જ વિષે જરા વિગતથી લખીશું; અને પછીથી કર્તાની સુંદર લેખનશૈલીનું નિરૂપણ રસલક્ષી તેમ જ શાસ્ત્રીય દૃષ્ટિએ કરીશું."

એ એક જ વાકયના પૂર્વાર્ધમાં રૂઢ વિવેચનપ્રણાલીને ઉલ્લેખી તેની પ્રત્યે પોતાની અરુચિ વ્યક્ત કરતા વિજયરાય ઉત્તરાર્ધમાં જેને સમજાવે છે તે તેમની વિવેચનરીતિને

"એમની વિવેચનશૈલી અર્વાચીન કાલને અનુરૂપ સંસ્કારભોગી ('ઇમ્પ્રેશનિસ્ટિક') પ્રકારની–જે રૂઢિઓ અને પુરાણાં ધોરણોથી પર રહીને કલાકૃતિ વિશેના સ્વકીય, પ્રાણવાન સંસ્કારોને રસાત્મક વાણીમાં ઊતારનારો વિવેચનપ્રકાર છે તેને સ્વીકારનારી છે."

એ સૌ. લીલાવતીની વિવેચનશૈલીની ઓળખ આપતું વાક્ય અક્ષરશઃ લાગુ પડે છે. જેને મુકાબલે આ વિવેચનપ્રકાર આધુનિક ગણાય તે રૂઢ શિષ્ટ વિવેચન ઉપરના પહેલા વાક્યમાં જણાવ્યા મુજબનું બહુધા પૃથક્કરણપ્રધાન અને તેથી વિસ્તારી વાર્તિકશૈલીનું હતું. એનો પંડિત વિવેચક એને ગંભીર બુદ્ધિલક્ષી શાસ્ત્રવ્યાપાર ગણતો હોવાથી પોતે ઊંચે બેસણે બેસી સ્વસ્થભાવે વિવેચનના ત્રાજવાની દાંડી ઝાલીને જાણે સાહિત્યકૃતિને તોળવા મથતો, એટલે વિવેચન ગંભીર અને થોડા સાહિત્યાભ્યાસીઓ સિવાય બીજાઓને તેનાથી ભડકાવી દૂર રાખે તેવું શુષ્ક પણ બની જતું. આધુનિક વિવેચન, વિવેચન કેવળ બુદ્ધિનો જ નહિ પણ સહૃદયતા, રસ અને ઊર્મિનો પણ વિષય છે એમ બતાવી તેને શાસ્ત્રની કોટિમાંથી કલાની કોટિમાં લઇ જાય છે. આધુનિક વિવેચક ઊંચે બેસણે બેસીને નહિ પણ વાચકોની સાથે ભળી તેમને જાણે વિશ્વાસમાં લઇ, આલોચ્ય કૃતિ વિશે લહેરથી વાતચીત કરતો હોય તેવા સૂરે, નિખાલસ દિલે, એ કૃતિએ પોતાના ચિત્ત પર પાડેલા સંસ્કારોનું સમન્વિત દર્શન, પોતાના બેધડક મતદર્શન સાથે, કરાવવા પ્રયત્ન કરતો હોય છે. લેખકના વ્યક્તિત્વની છાંટથી તથા શૈલીછટાથી વિવેચન હળવું, રસિક અને ક્યારેક થોડું સર્જનાત્મક પણ આવી બને છે.

આ વિવેચનપ્રકારમાં વિવેચકના વ્યક્તિત્વને વધુ અવકાશ ને મહત્ત્વ મળી જતાં, 'ક્લાસિકલ' વિવેચક પાસે સાહિત્યનો જે સ્થાયી નિરપેક્ષ માનદંડ રહેતો તેને બદલે અહીં વ્યક્તિગત ધોરણ અને તેના બિનંગત (Objective) વ્યાપારને સ્થાને અંગત (Subjective) રુચિ, દૃષ્ટિ, નિરૂપણ અને નિર્ણય આવી જાય, તથા વિવેચનના સંસ્કારગ્રાહી (Impressionistic) સ્વરૂપને લીધે વસ્તુનો તલસ્પર્શ, સાંગોપાંગ અશેષ નિરૂપણ, શાસ્ત્રકારનાં ગૌરવ અને ગાંભીર્ય તથા ચાટીલું શિલ્પવિધાન બહુ શક્ય ન રહે એ ખરું છે. પણ વિવેચકની વ્યક્તિતા તો એની વિશિષ્ટતા છે એટલું જ નહિ, સમયના વહેણ સાથે મનોવ્યાપાર બધાં ક્ષેત્રમાં જૂના નિરપેક્ષ ધોરણમાંથી સાપેક્ષતા તરફ દોડતો જાય છે[1] તેનું

[1] કૉલરિજનાં વખાણો પર બોલતાં વૉલ્ટર પેટરે આમ કહ્યું છે:—
"Modern thought is distinguished from ancient by its

એ વિવેચનક્ષેત્રે અનિવાર્ય પરિણામ પણ છે. માનવી મર્યાદાએથી બંધાયેલા વિવેચકના પૂર્વગ્રહો અને દષ્ટિની વધતીઓછી વિશાળતા તથા વેધકતા વિવેચનને મર્યાદિત બનાવી દે એ સંભવ સાચો, પણ એ તો જેવો વિવેચક અધિકારી, અભ્યાસી, સૂક્ષ્મદર્શી, ઊંચી રસવૃત્તિવાળો વિવેચકનું લખાણ વધુ પ્રમાણભૂત બન્યા વિના રહે જ નહિ. બીજે પક્ષે, આ પ્રકારના વિવેચનમાં જે રસ, ઊર્મિસંવેદનની ઉષ્મા, કથનની સરસતા, અને પ્રયોગવૈવિધ્ય આવે છે અને તેને પરિણામે અત્યાર સુધી અલ્પવાચ્ય રહેલા વિવેચનને જે બહોળો વાચકસમુદાય મળતો જાય છે તે લાભ જેવો તેવો નથી.

૨૧. વિશ્વનાથના સૂચવ્યા મુજબ આવું વિવેચન આપણે ત્યાં પહેલું વિજયરાયને હાથે લખાવું શરૂ થયું છે. શિષ્ટ (classical) અને આધુનિક અંગ્રેજી વિવેચનના પરિચય અને પરિશીલનથી એ પ્રકારને ગુજરાતી વિવેચનમાં ઉપયોજવાની જે દષ્ટિ ને વૃત્તિ એમને સાંપડી છે તેનું એ પરિણામ છે. "એ દષ્ટિ નિર્મલ છે, અરૂઢ છે, અને મર્મગામી છે. તેથી જ એની રચેલી સૃષ્ટિમાં ચૈતન્ય, તાજગી ને નવીનતા છે; 'સાહિત્યકારની પ્રેરકતા' પણ છે..."[૨]

## ૨

એવા વિવેચક તરીકે વિજયરાયનો પ્રથમ લાક્ષણિક ગુણ છે પ્રયોગ-શીલતા 'આત્મનિવેદન' અને 'કાકાની શશિ'નાં અવલોકનોની શરૂઆત, સંવત '૭૯–'૮૦ના ગ્રંથસ્થ વાઙ્મયદર્શનમાં યોજાએલી પત્રશૈલી, 'સંદેશિકા'માંના અપહરણને ચર્ચતા 'ત્રણેક શોધ'ની લખાવટ,

cultivation of the 'relative' spirit in place of the 'absolute'. Ancient philosophy sought to arrest every object in an eternal outline, to fix thought in a necessary formula, and types of life in a classification by 'kinds' or genera. To the modern spirit nothing is, or can be rightly known except relatively under conditions."

૨ ફરી પાછું સૌ. લીલાવતીને માટે વિજયરાયે કરેલું ગુણદર્શી વિધાન (જૂઈ અને કેતકી—પૃ. ૭૬) એમની વિવેચનદષ્ટિને બરાબર લાગુ પડી ગયું!

'પાંચસો'ક શબ્દોમાં' તથા 'હજારેક શબ્દોમાં'માંના ટૂંકાં અનુક્ષોકનોના પ્રયોગો,' અરૂઢ શૈલીનાં અવલોકન 'માં બીજો ને ત્રીજો લેખ, 'સ્નેહયજ્ઞ' પર રજૂ કરેલી ત્રણ દૃષ્ટિ— 'જૂઇ અને કેતકી ' માંનાં આ વિવેચનોમાં પ્રતીત થતી પ્રયોગવિવિધતાને લીધે વિવેચન એકધારું ને જડ બનતાં અટકી જઇ સજીવ અને રસભર બન્યું છે. ' સાહિત્યદર્શન ' માંના ' વાઙ્મયવિચાર ' અને ' સાહિત્ય ' જેવા લેખોમાં નિરૂપણપદ્ધતિ વળી જુદી છે. ઉચિત ઉદાહરણો ટાંકતા જઇ તેના પર રસદર્શી ભાષ્ય કરતા જઇ રસપ્રધાન, તર્કપ્રધાન અને વસ્તુપ્રધાન વાઙ્મયનાં લક્ષણો બાંધતા જઇ વિજયરાય તેમાં તેની તત્વચર્ચા કરે છે. ' કલાવિવેચનની ગૂંચ 'માં એક એક વિચારડગલું આગળ મૂકી તેના પર પગ સ્થિર કરી બીજું કદમ ભરી, વળી જરા આગળ જઈ કેટલું આગળ વધાયું તે જોઇ લેવાની અન્વેષણપદ્ધતિ યોજાઇ છે. આમ ' સાહિત્ય-દર્શન ' માંના લેખો બહુધા નિબંધાકારી અને ' જૂઈ ને કેતકી ' માંના રસાળ નિબંધિકાનાં લક્ષણોવાળા બની ગયા છે. આમ વિવેચનની કોઇ એકસૂર શૈલીને બદલે વિવેચને વિવેચને અભિનવ શૈલીપ્રયોગ વિજયરાય કરતા રહે છે. પરિણામે, વાચકોને લલિત વાઙ્મયની જેમ એમનાં વિવેચનો વાંચવાં ગમી જાય છે.

આ પ્રયોગશીલતા તેમના પત્રકારમાનસનું સંતાન છે. ' ચેતન ' અને ' ગુજરાત 'માં સહતંત્રી તરીકે કામ કર્યા બાદ, ' લંડન મર્ક્યુરી ' જેવાં અંગ્રેજી સાહિત્ય–સામયિકોનો આદર્શ ખયાલમાં રાખી, નવલરામે સૂચવેલા ગ્રંથવિવેચનના ત્રૈમાસિકની ખોટ પૂરી પાડવા તેમ જ નવસર્જનને સત્કારવા તથા દિશા દાખવવા, ' સાક્ષરી પત્રકાર ' બનવાના નિર્ધાર સાથે ' કૌમુદી ' શરૂ કરી કેટલાંક વરસ સારી રીતે ચલાવી હવે ' માનસી ' નો ભાર તે વહી રહ્યા છે તે બિના એમની પત્રકારી કારકિર્દી બતાવી આપે છે. આ પત્રકારત્વની અસર તેમના વિવેચન પર થોડી નથી થઇ. એ વ્યવસાય તેના ભક્તને વૃત્તિચાંચલ્ય અને લેખિનીલૌલ્યની અમોલી ભેટથી નવાજે છે એ જાણીતું છે. એને લીધે જ નિતનવા અખતરા કરવાની વૃત્તિ વિજયરાયની ટેવ જેવી બની ગઇ દેખાય છે. વાંચનારને લખાણ વાંચવે ગોઠવું જોઇએ એ ઇચ્છા વિવેચનની સાથે, ને કોઇ વાર આગળ પણ, ચાલતી હોય છે. આથી લેખોમાં વાંચનારને પોતા તરફ અભિમુખ કરી આકર્ષે તેવાં ચમક, રસાળતા,

ચાપલ્ય (Cleverness) વગેરે લાવવા તેઓ ઉપર કહ્યા તેવા તેમ જ હવે નોંધીશું તેવા શબ્દ ને શૈલીના પ્રયોગો હમેશ કરતા રહ્યા છે. પુસ્તકે પાડેલી સમગ્ર અસરને એક જ બિંદુમાં વ્યક્ત કરી દે તેવાં આકર્ષક શીર્ષકો+ (દા. ત. ' ન કથીર, ન કાંચન ', '.કથનકલાનો વિજય', ' સ્મરણીય સીમાચિહ્ન', ' ચિતાની ઝાળ ' વગેરે ) વિવેચનોને મથાળે મૂકવાની પ્રથા જે અંગ્રેજીનું જોઇને આપણે ત્યાં પહેલી વિજયરાયે શરૂ કરી છે તેમાં આ પત્રકારી દષ્ટિનો જ હિસ્સો મુખ્ય. ' મધ્યકાલીન દેશસ્થિતિ અને સાહિત્ય ' તથા ' સમકાલીન સાહિત્યનાં પ્રેરક તત્ત્વો '* જેવા લેખોમાં ખંડકવાર આકર્ષક મથાળાં મૂળ એ લેખો ' ગુજરાત ' માં છપાયા ત્યારે હતાં ( જે અહીં ' ગ્રંથના વાતાવરણને પ્રતિકૂળ' ગણી છોડી દેવાયાં છે, ) તેમાં પણ પત્રકારી અંશ.

આ પત્રકારજીવને વિજયરાયની શૈલી પર પણ અસર કરી છે, જે એમના વિવેચનને વ્યક્તિત્વ આપનાર તેમ જ રસાળ બનાવનાર ત્રીજું તત્ત્વ છે. શૈલીની શુષ્કતા સામે તો એમને બડી સૂગ છે જે 'સાહિત્યદર્શન'માં બેચાર ઠેકાણે તેમણે વ્યક્ત કરી પણ છે. એટલે એમણે કથનની સરસતાની તો ખાસ ચીવટ રાખી છે. એમની તેજીલી, પ્રસંગવશાત્ તીખી કે ખટમીઠી કે રમતિયાળ, અર્થઘન અને વાચાલ ભાષાશૈલીએ ગુજરાતી ગદ્યનું સારૂં ખેડાણ કરવા સાથે એમના વિવેચનને મસાલેદાર બનાવી સુવાચ્ય બનાવ્યું છે. વિવેચનમાં પોતપોતાની રીતે શૈલીને માટે ચીવટ રાખનારા વિવેચકો તો આપણે ત્યાં વિશ્વનાથ, વિષ્ણુપ્રસાદ અને વિજયરાય એ ત્રણ ' વિ ' ઓ જ છે. તેમાં વિજયરાયની શૈલી એની પોતીકી લાક્ષણિકતાઓથી સૌથી અનોખી છે. એના પર શરૂઆતમાં મુનશીના ગદ્યની અસર થઇ લાગે છે જે ' સમકાલીન સાહિત્યનાં પ્રેરકબળો ' જેવા લેખ પરથી જોઇ શકાય છે. મુનશીશૈલીનાં સરસતા ને જેમની સાથે પછી સાક્ષરતા ભળે છે ત્યારે પ્રયોગવીર વિજયરાયનું વલણ એમનાથી સવાયા પ્રયોગબહાદર ઠાકોરની

+ આપણાં જૂનાં વિવેચનો તો ' સરસ્વતીચંદ્રનું અવલોકન ' ' હૃદયવીણા ' નું અવલોકન ' એવાં સાદાં સીધાં નામથીજ બહુધા ઓળખાતાં.

* ' સાહિત્યદર્શન ' મા પૃષ્ઠ ૯૧ અને ૧૨૩ મે, અનુક્રમે.

શૈલી તરફ જાણે ઢળતું જતું લાગે છે. અલબત અત્યારે તેમાં એવી બહારની અસર કરતાં વિજયરાયત્વ જ વિશેષ લાગે છે. તેમનું શબ્દભંડોળ ખૂબ મોટું છે, છતાં ઘણીવાર તેઓ ભાષાને અને શબ્દોને લડાવી, કેટલીક વાર પ્રગલ્ભતાપૂર્વક નવા ( દા. ત. પંક્ચરો, નીરખ, અપ્રશ્નાસ્પદ, દેખાડીયા, ઇંગ્લીશજાણ્યુ વગેરે ) શબ્દપ્રયોગો કરતા જાય છે. વચમાં વિનોદલહરીઓ ફરકાવી જરાક આડા ફંટાઇ બીજી ત્રીજી વાતો કરતા જઇ રસયુક્ત નિબંધિકાનાં લક્ષણો પણ તે વિવેચનમાં પૂરતા જાય છે. એમની શૈલીમાં જાણે કોઇ વાર સ્ટ્રૉંગ સોડાનો, કોઇવાર રાસ્પબરીનો, કોઇવાર પીપ્પરમીન્ટનો, કોઇવાર જીંજરનો સ્વાદ આવે છે,* જે કોઇવાર લેખ લખતી વખતના એમના મનોભાવ ( mood ) ને યોગ્ય ઉઠાવ આપે છે તો કોઇવાર વિવેચનને સ-રસ બનાવે છે. થોડામાં ઝાઝું ઘનીભૂત કરવાની× ફાવટ આ શૈલીપ્રભુત્વે તેમને આપી છે, તો સામે પક્ષે કથનને કલમ-ખેલ, વિનોદલહરો વગેરેથી ફુલાવીને મોટું કરતાં પણ તેમને એથી ફાવે છે. એ સંબંધમાં 'પોયણાં' નું અવલોકન જોવા જેવું છે. આથી મુનશીએ વિજયરાયને Stylist કહ્યા છે તે બધી રીતે સમુચિત છે એમ લાગ્યા વિના રહેતું નથી.

આપણા સાક્ષરી પત્રકારના વ્યક્તિત્વમાંથી આવતાં આ ત્રણે તત્ત્વો

---

*તો પાઠક અને વિશ્વનાથની શૈલીને કેવી કહીશું ? અનુક્રમે, સાદાં નિર્મળ જળ જેવી અને સ્ટ્રોંગ લેમન જેવી એકધારી શિષ્ટ ને મિષ્ટ ?

×જુઓ 'પાંચસો'ક શબ્દોમાં' માં 'તણખા મં. ૨' અને 'ભણકાર-ધારા બીજી'માં, અને 'હજારેક શબ્દોમાં' માં 'જહાંગીર-નૂરજહાં'નું મિતાક્ષરી અવલોકન. પણ એક-જ વાક્યમાં પતાવાતું 'વીર નર્મદ'નું નીચેનું વિવેચન તો આ અર્થઘનતાનો ઉત્કૃષ્ટ નમૂનો છે :—

"...કે 'વીર નર્મદ'ને જ સર્વોત્તમ કહીશું ? છ જ નાનાં અને પરમ સજીવ પ્રકરણોમાં, સવાસોથી ય ઓછાં પાનામાં, અત્યારલગી વેરવિખેર પડેલી કે અતિદુર્લભ સામગ્રીને માનજનક રસવિવેકપૂર્વક વાપરીને, એકાદ ટીકાકારોને પ્રાગલ્ભ્ય લાગી જાય તેવી હિંમતથી રચાયલી એ સુઘાટી સ્મારકગ્રંથિકા જેમ નવલરામના 'કવિચરિત્ર' પછીનું સૌથી પહેલું નોંધપાત્ર ગ્રંથાકારી નર્મદજીવન છે—જીવનનું તેમ કવનનું ય કેટલુંક નિરૂપણ છે—તેમ, કર્તાએ આપણા સમગ્ર વાઙ્મયને તથા વિશેષ કરી ચરિત્રવાઙ્મયને કરેલું એક મોંઘામૂલું અર્પણ પણ છે." ('જૂઇ અને કેતકી'-પૃ: ૨૮૫)

( પ્રયોગશીલતા, પત્રકારી ચાપલ્ય અને શૈલીછટા ) તેમના સંસ્કારભોગી વિવેચનને રંગદર્શી અને રસાળ બનાવવામાં ઘણો મહત્વનો ફાળો આપે છે એ સાચું છે, પણ એમાંથી કોઇ કોઇના અતિયોગથી કેટલીકવાર તેમના વિવેચનને હાનિ પહોંચે છે તે પણ તેટલું જ સાચું છે. પ્રથમ 'વૈવિધ્યસાધના ખાતર કેળવેલી પ્રયોગશીલતા એટલી મોહક હોય છે કે બહુ સાવધ ન રહેવાયું તો તે ટેવ બની જાય, અને ટેવ બની જાય એટલે એવા અનેક અખતરાઓને અંતે લાધતી શૈલી તથા નિરૂપણની સ્થિર ભૂમિકા પર ઊભવાનું અશક્ય નહિ તો મુશ્કેલ બની જાય; પત્રકારવૃત્તિને લીધે ચાપલ્ય વધી જઇ સ્વસ્થતા ઓછી રહે અને લેખોમાં ભવિષ્યના કોઇ ગ્રંથના અવયવ બને એવી દૃષ્ટિ કરતાં તત્કાલદૃષ્ટિ વધુ આવી જાય; લેખિનીલૌલ્યને લીધે વિવેચનવ્યાપાર સાથે જ ગદ્યલેખનના પ્રયોગો લેખક સભાનપણે મલકાતાં મલકાતાં કરતા રહે એમ એ મનોવ્યાપાર એકબીજાને આંટી ભરાવતા હોય, અને એમાં કોઇવાર શૈલીચમત્કાર વિવેચનને ઘડીભર દાબી દઇ પોતે આગળ થઇ જાય; એવો શૈલીચમત્કાર સાધવા જતાં બધાં વિવેચનોનું પોત એક સરખું ઘટ્ટ અને કક્ષા એક સરખી ઊંચી રહી શકે નહિ : આવા આવા ગેરલાભ વિજયરાયને સાવ નડયા નથી એમ નથી. પરિણામે, ગંભીર સુશ્લિષ્ટ વિવેચન વાંચવા માગનારને કેટલીક વાર વિવેચન કરતાં વિવેચકનું આગળ ધૂસેલું વ્યક્તિત્વ ઇચ્છાએ કે અનિચ્છાએ જોવું પડે છે. આ વિવેચનપ્રકારની એ મર્યાદા છે, તેમ વિશિષ્ટતા પણ છે.

પણ એકલા રસલક્ષી ધોરણે વિજયરાય વિવેચન કરતા હોત તો એમના આવા વિવેચનલેખોમાં સ્થિર ટકાઉ ચિરંજીવી અંશો બહુ ન આવી શકત. રસલક્ષી ઉપરાંત સાક્ષરી શાસ્ત્રીય દૃષ્ટિનો પણ ઘટતો વિનિયોગ એ કરે છે તેથી પેલી સરસતામાં સંગીનતા પણ ઉમેરાય છે. માણસને વિવેચક બનાવવા માટે જોઇતા બધા ગુણો—અભ્યાસ, બહુશ્રુતતા, રસદૃષ્ટિ, ઊંચી રુચિ, વેધક દૃષ્ટિ, ઊંડી સાહિત્યભક્તિ, સ્પષ્ટવક્તૃત્વ—એમનામાં પૂરતા પ્રમાણમાં છે. એમનો અભ્યાસ ઓછો નથી. પાશ્ચાત્ય સાહિત્ય અને વિવેચનસિદ્ધાંતોની જ્ઞાતતા એ એમની મોટી મૂડી છે. સંવાદ, રેખાચિત્ર, પત્ર, વિવેચન, પત્રકારત્વ, વાર્તા, હાસ્યસાહિત્ય વગેરેનાં પુસ્તકોને વિવેચતી વેળા તે તે વિષયના યુરોપીય તેમજ આપણા સાહિત્યને અને તેમાં સારું

અર્પણ કરી જનાર સાહિત્યકારોને એ સંભારવા મંડી જાય છે, તે જ્ઞાનપ્રદર્શનની લાલસાનું નહિ પણ પોતાની પાસે સંઘરેલી એ માહિતીનું તેમને તે વેળા સ્મરણ થઇ જવા સાથે 'એને મુકાબલે આપણે ક્યાં ઊભા છીએ' એનું વાચકોને ભાન કરાવવાની વૃત્તિનું પરિણામ ગણાવું જોઇએ. અવલોકનોમાં પણ પુસ્તકને ભર્યાભર્યા પુસ્તકજગતમાંથી એકલું અતડું પાડી એ તપાસતા નથી, પણ તેને તેની નાતની પુરોગામી કૃતિઓની વચ્ચે ઊભું રાખીને જોવા મથે છે. આથી પુસ્તકસ્થ સામગ્રીના વિષયનું પુરોગામી સાહિત્ય સંક્ષેપમાં એ ત્યાં બતાવી આપે છે. 'સંવાદમાળા' પર લખતાં સંવાદકલાને તેના ગુજરાતી સાહિત્યનો, ધૂમકેતુ–મુનશીનું નવલિકાસર્જન મૂલવતી વેળા વાર્તાના ઇતિહાસનો, 'ભજનિકા' ને અવલોકતાં ભજનસાહિત્યનો, 'મેઘદૂત' ના 'વિહારી' કૃત ભાષાન્તરને વિચારતાં બીજા 'મેઘદૂત' નાં ભાષાંતરોનો, સ્વ. વિભાકરના કટાક્ષ વિશે બોલતાં બીજા આપણા કટાક્ષ–લેખકો વચ્ચે એ કેવા શોભે તેનો, અને ટોલસ્ટોયકૃત 'તમને એ નહિં સમજાય' વિશે લખવાનું પ્રાપ્ત થતાં 'સાક્ષરી પત્રકારની અલ્પસ્વાસ્થ્ય જિંદગીમાંથી ચોરેલી થોડી 'અભ્યાસ'ની પળોના ફળ' રૂપે ટોલ્સ્ટોયજીવનનો, ખ્યાલ વિજયરાય આપણને આપે છે તે જેમ એમની અભ્યાસી પ્રકૃતિ દેખાડી આપે છે તેમ 'મધ્યકાલીન સાહિત્ય', '૧૯૦૧–૨૫', તથા તેમની ત્રણ વાર્ષિક વાઙ્મયસમીક્ષાઓ[1] પણ દેખાડી આપે છે. અનેક પ્રયોગોની ઝડી વચ્ચે પણ 'ઊગતી જુવાની', 'રેખાચિત્રો', 'સંવાદમાલા', મુનશી તથા 'ધૂમકેતુ'ની વાર્તાઓ, 'કાકાની શશિ', 'હૃદયનાથ' અને 'ચિતાના અંગારા' પર સળંગ

૧ એ લેખોમાં તે તે સમયાવધિના વાઙ્મયનો અભ્યાસ છે ખરો, પણ લેખક વિહંગદૃષ્ટ્યા અવલોકન કરતા હોવાથી તે બધામાં ક્યાંક ક્યાંક દેખાતા વિવેચક-પ્રતિભાના ઝબકારા સિવાય સળંગ છાપ તેમની સંગીન પડતી નથી. પણ થોડી જગ્યામાં એટલી બધી માહિતી લેખક આપે છે કે પુસ્તકોની કે લેખકોની યાદી કે નામનોંધણી જ ત્યાં અપાતી હોય એમ ભાસે. અને લેખકે ક્યાંક ક્યાંક ઘટતું વિવેચન કર્યું છે. તે સંગીન હોવા છતાં, ખૂબ થોડી જગ્યા તે રોકતું હોવાથી, જાણે અપૂરતું લાગી જાય છે.

એ ત્રણ વાર્ષિક ગ્રંથસમીક્ષાઓ તે સંવત '૭૯, '૮૦ અને ઇ. સ. ૧૯૩૨ ના વાઙ્મયની.

અભ્યાસી વિવેચન એ આપી શકયા છે તે બતાવે છે કે લહેરી પત્રકાર નહિ પણ કોઇ અભ્યાસી વિદ્વાન અહીં કામ કરી રહ્યો છે. વળી એકલું અંગ્રેજી સાહિત્ય તથા વિવેચનનું નહિ, સંસ્કૃત કાવ્યશાસ્ત્ર તથા રસમીમાંસાનું પણ ખપ જોગું જ્ઞાનભંડોળ વિજયરાયે પોતાનું કર્યું છે એ 'સાહિત્યદર્શન'ના આરંભના લેખો બતાવી આપે છે. આમ પ્રસંગોપાત્ત તે જૂની સાક્ષરપેઢીને સ્મરાવે તેવું પાંડિત્ય બતાવી શકે છે. પણ એમની કથનરીતિને લીધે તે દેખાય છે હળવું.

એવું પાંડિત્ય સાહિત્ય–કલાનાં અન્વેષણમાં એ વિશેષતઃ દેખાડે છે. વિવેચકનું માપ એકલાં તેનાં ગ્રંથાવલોકનોથી પૂરું ન નીકળે. સર્જક જેમ પોતાની રીતે જીવનનો દ્રષ્ટા અને ફિલસૂફ છે તેમ વિવેચક સાહિત્યનો સ્મૃતિકાર ને દ્રષ્ટા છે. એટલે, ભિન્ન ભિન્ન સાહિત્યપ્રકારો, સાહિત્યનો જીવન અને નીતિ જોડેનો સંબંધ અને એવા પ્રશ્નો વિશે સ્વકીય ચિંતન–મનનને બળે એ જે કંઇ કહે તેની ગુણવત્તા પ્રમાણે વિવેચકની કીમત થાય. એવી જે સદ્દષ્ટાંત અને તેથી વિસ્તારી સાહિત્યતત્ત્વચર્ચા નવલરામની મોહન, શોધન અને બોધન ગ્રંથિઓની વિભાગયોજનાને અનુસરી વિજયરાયે રસપ્રધાન, તર્કપ્રધાન અને વસ્તુપ્રધાન વાઙ્મયસ્વરૂપોની કરી છે તથા સર્જનાત્મક વાઙ્મયને માટે જ 'સાહિત્ય' શબ્દને નિયંત્રિત કરવાની હિમાયત 'વાઙ્મયવિચાર' અને 'સાહિત્ય'[1] એ બે લેખોમાં કરી છે તે આ સંબંધમાં ઉલ્લેખપાત્ર છે જ, પણ તેથી ય વધુ નોંધપાત્ર છે. 'કલાવિવેચનની એક ગૂચ' એ નિબંધ.[2] જમાને જમાને ચર્ચાએલા કલા અને નીતિ વચ્ચેના પ્રશ્નની અરૂઢ રીતિએ,મૌલિક અને વ્યવસ્થિત વિચારણા કરી જોવાનો શુભનિષ્ઠ પ્રયાસ તેમાં થએલો છે. તેમાં કલા ને નીતિનાં સ્વરૂપ, કલાનું ધ્યેય, એ ધ્યેય જો આનંદ, તો તેમાંથી ઊભા થતા 'કલાને ખાતર કલા'ના વાદની ચર્ચા, કલ્પકના ચિત્તમાં રહેલી અમૂર્ત કલાશકિત મૂર્ત અવતાર ધરે ત્યારે સમાજ તેમાંની નીતિઅનીતિ પરત્વે કેવું વલણ અખત્યાર કરે તેની વિચારણા, નીતિ

[1] 'સાહિત્યદર્શન' પૃ. ૩, ૫૪.

[2] 'સાહિત્યદર્શન'ના બધા લેખોને લેખકે પાછળ સાલવારી આપતી વેળા નિબંધો તરીકે ગણાવ્યા છે.

પરત્વે કલાકાર પોતે સમાજ જોડે કેવી સંસ્થિતિમાં છે એ—આ બધા મુદ્દાઓની કોઈ પૃચ્છક કે મંથનશીલ આત્મા કરતો હોય તેવી અંકોડાબદ્ધ ચર્ચાનું પરિણામ એ લેખને પ્રમાણબદ્ધ ઘાટીલો નિબંધ બનાવવામાં આવ્યું છે. એ છે તો મંથન, (અને લેખને અંતે વળી મંથન જગાડે એવા પ્રશ્નો મૂકી વધુ વિચારણા ઉદ્દીપ્ત કરે એવું અસમાધાનનું તત્ત્વ પણ રજૂ કરાયું છે) પણ એમાંથી માખણની કેટલીક મોટી કણીઓ આપણા અન્વેષક મેળવી શક્યા છે. નિરૂપણપદ્ધતિની અને ભાષાશૈલીની અમુક વૈયક્તિક વિશિષ્ટતા છતાં એ લેખમાં આથી જેટલે સુધી એ આપણને લઈ જાય છે તેટલા પૂરતી વિશદતા આપી છે એ જોઈ શકાય છે. આ ઉપરાંત 'સાહિત્યદર્શન 'માંના 'ગઈ કાલના ધૂપછાંવ' વિભાગમાંના લેખો, જે મુંબઈ, કરાંચી વગેરે સ્થળે કરેલાં ભાષણો છે તેમાં સાહિત્યાનુરાગી[1] વિજયરાયનાં સાહિત્યભાવના અને સાહિત્યકારનો આદર્શ તથા સાંપ્રત (ઇ. સ. ૧૯૨૫–૨૬ ના અરસામાં પ્રવર્તમાન) સાહિત્યબળોની પરખ જોવા મળે છે એથી એ ખાસ તો આ સંબંધમાં ઉલ્લેખવાં જેવાં છે. સંવાદ, રેખાચિત્ર, મર્મ, કટાક્ષ, પત્ર, વિવેચન, નવલિકા, ભજન, નિબંધિકા, કવિતા, કવિતામાં સ્વાસ્થ્ય અને ભરતીનાં લક્ષણો, ઇતિહાસ, ગદ્યશૈલી, સાહિત્યકાર ને પાત્રસર્જન વગેરે વિષયો પર, તે તે પ્રકારનાં પુસ્તકો કે તેના લખનારાઓ વિશે વાત કરતાં 'જૂઇ અને કેતકી' માંના લેખોમાં આપણા વિવેચકે અવારનવાર કરેલાં મર્મસ્પર્શી, વ્યાપક, સુચિંતિત, ટૂંકાં, વિધાનો પણ અહીં સંભારવાં જોઈશે. એને સાહિત્યચિંતનો કહીશું? એ સાહિત્યચિંતનો માત્ર એક બે સ્થળે, ઉત્સાહમૂલક અતિવ્યાપ્તિનો દોષ વહોરી લે છે, બાકી બહુધા તો વિજયરાયની સાહિત્યદૃષ્ટિ તથા સાહિત્યનું શાસ્ત્રજ્ઞાન બતાવે છે. લંબાણભયે આવા સમગ્રદર્શી અવલોકનમાં એ ટાંકી શકાતાં નથી એ શોચનીય છે.[2]

---

૧ એમના એ અનન્ય સાહિત્યાનુરાગની વાત 'કૌમુદી સેવકગણ'ની ભાવના ને યોજના સમજાવતા લેખો કહે છે. એ સ્વપ્ન ઠીંગરાયું ન હોત તો?

૨ વાનગી લેખે એકબે જ નમૂના :—

"કવિતાનો આત્મા રસ છે; વાગ્મિતાનો અલંકાર. કવિ સત્ય અને સૌંદર્યનો અંતર્દષ્ટિથી સાક્ષાત્કાર કરીને કૃતિ રચે છે, વક્તા સત્યના અમુક જ સ્વરૂપને આવેશ ને છટાની મદદથી મનમોહક વાણીમાં મૂર્ત કરે છે." (જૂઇ ને કેતકી પૃ. ૯૦)

"પ્રાચીન કવિઓની મહોરછાપ પામીને સન્માનિત ને પુનિત થયેલાં કાવ્યરૂપો

જરા લાંબે ગાળે પણ થોડી થોડી વિવેચનસેવા એ કરતા જ રહે છે. એમની સાહિત્યભક્તિમાં નહિ પણ લેખનકાર્યરૂપી તેની ઉપાસનામાં સમયનો ભાગ પડાવનારું અધ્યાપનકાર્ય તેમને વધુ નિરાંત, સ્વાસ્થ્ય કે ફુરસદ રહેવા દેતું હશે નહિ. છતાં એમનું અત્યારસુધીનું કાર્ય જોતાં એકબે માગણી એમની પાસે મૂકી શકાય છે. પહેલી, જ્યારે સમય ને સંજોગો આવે ત્યારે ત્યારે તેમણે વિવેચનકાર્ય પરત્વે જૂના વિજયરાય બની જવું, અને બીજી, પોતે પચાસ વર્ષના થાય તે પહેલાં ચિરંજીવિતાની ઉમેદવારી કરે તેવા બેત્રણ શિષ્ટ ગ્રંથો તેમણે ગુજરાતને આપવા. એમની શક્તિ જોતાં આ માગણી કે આશા વધુ પડતી નથી. પણ આ સાથે એક સૂચના પણ નમ્રભાવે કરવાની છે. તે એ કે એ લખતી વેળા પત્રકારનો અંચળો ઉતારી નાખી રંગદર્શી પ્રયોગલાલસાને તેઓ હવે મ્યાન કરી દે. એમ થઈ શકશે ?*

---

*સૂચના થતાં થઇ ગઈ પણ એ નિરર્થક નથી ? ઘડાઈ ગએલી પ્રકૃતિ પલટી હશે ? બારડલા વિશ્વનાથ ગાંભીર્ય ઓઢું કરી વિજયરાયત્વ ખીલવી શકશે ? રામનારાયણ પાઠક પ્રમાણશાસ્ત્રી મટી જઇ વિવેચનમાં પૃથક્કરણવ્યાપારને થોડા વખત અળગો કરી કૃતિના સર્જકનું રસસંવેદન પોતે અનુભવી વાચકોને તેની ઉષ્મા સમેત અનુભવાવી શકવાના ? વિષ્ણુપ્રસાદ ત્રિવેદી વિવેચનોમાં પોતાનું ઓછાબોલાપણું ઓછું કરવાના ? અને નવલરામ ત્રિવેદી વધુ ઊંડાણના ઉપાસક બનશે ખરા ? ખરી વાત તો એ લાગે છે કે પરમાત્માએ હરેક વ્યક્તિને જુદીજુદી શક્તિ, વૃત્તિ ઇત્યાદિ બક્ષેલાં હોય છે. એવા ભિન્નભિન્ન શક્તિવૃત્તિવાળા સૌ પાસેથી જુદી જુદી સેવા મળવાનું નિર્માણ થએલું હોય છે. આથી રામનારાયણ, વિજયરાય, વિશ્વનાથ, વિષ્ણુપ્રસાદ અને નવલરામ જેવા અભ્યાસીઓ પોતપોતાના પ્રકૃતિદત્ત વ્યક્તિત્વને વફાદાર રહી જે આપ્યા કરે છે તે વિવેચનના જુદાજુદા પ્રકાર કે કક્ષા રજૂ કરી સમગ્ર દૃષ્ટિએ તો આપણા વિવેચનસાહિત્યને લાભ જ કરે છે એમ માનવું વધુ ઉચિત નહિ ?

# ખોવાયેલું સ્વપ્ન

ઇન્દુલાલ ગાંધી

[ આઘે આઘે વગડો : ઝરણાં વહેતાં દેખાય છે. ચારે કોરે હરિયાળી છે. પગવાટની નાનીનાની કેડીઓ પણ છે. એ કેડીઓ ઉપર આઘેથી કઠીઆરીઓનું ટોળું માથે ભાર ઉપાડીને આવતું દેખાય છે. ધીમે ધીમે ધૂમસ છવાતું હોય છે. ]

કઠીઆરીઓ :

ઝરમર ઝરમર ઝાકળ પાણી
રૂમઝુમ રૂમઝુમ ભોં હરિયાળી :
ઘરે ઘરે નેવાં ચૂવે
નાનાં નાનાં કૂંડાં રૂવે.
નાની નાની નદી દોડે
એ ક લી : અજાણી : ઝરમર.
ધરાતી હથેળી સૂકી
રાત જશે આંસુ મૂકી :
સૂરજ દાદાની એવી સાંભળેલ વાણી : ઝરમર.

[ પાંદડી કાંઇક શોધતી હોય તેમ પ્રવેશે છે.]

પાંખડી : ઊભી રહો, બ્હેનપણી ! ....
તમને કોઇ જડી ?

કઠીઆરી પહેલી : ખોવાયું છે શું અલી ?

કઠીઆરી બીજી : કોને શોધે છે એવી પાંખડી ગુલાબની ?

પાંખડી : મારી ખોવાણી બહેનું, સપનાની છાબડી.

કઠીઆરી ત્રીજી : ' સપનાની છાબ તારી કોણે ચોરી
કોણે ગુલાબ તણે વગડે દોરી ?
કઠીઆરી ચોથી : ઊંચી ઊંચી ભેખડો ને '
વચ્ચે નદીઓનાં પાણી

હું તો ધારું છું ધુતારી
છાબડી એમાં તણાણી.

કઠીઆરી પહેલી : હું યે ધારું છું બ્હેન,
કઠીઆરી બીજી : હું યે ધારું છું બ્હેન !
કઠીઆરી ત્રીજી : મેં તો જોયાં છે નિત્ય
નાચતાં નદીનાં વ્હેણ.
કઠીઆરી ચોથી : નદીના હૈયાંયે હીંચોળાતી
હશે બાપડી,
પાંખડી : હું તો શોધું છું બ્હેન, સપનાની છાબડી.
[કઠીઆરીઓ જાય છે. પાંખડી નદીને બૂમ મારતી મારતી દોડે છે.]
ધીરેધીરે ચાલ બ્હેન, દોડ ના ઊતાવળી
તારા હૈયામાં મારી સપનાંની છાબડી:
[આમથીતેમ દોડતી એક બાજુ ચાલી જાય છે. નદી ગાતીગાતી પ્રવેશે છે.]
નદી :
છલ છલે છલ મોરી અંજલિ છલકે .
પલકે પાંપણ પનઘટમાં
ધરતીની કરુણ માટી પણ,
હરખે હૈયાઘૂંઘટમાં :
ઝનન ઝનન બિન પવન બજાવે
છનન છનન નદી નૂપુર ગજાવે :
વ્યાકુલ મધુવન
વિપુલ પ્રકૃતિધન
સંજીવન બનીને સરવરિયાં
રમવા ઊપડે રમઝટમાં.

પાંખડી (પ્રવેશ કરી) :

આવું જલમંદિરિયું કોનું ?
આવું ઉત્સરવરિયું કોનું ?

નદી :

કોણ એલી પાંખડી !
ક્યાંથી તું ભૂલી પડી ?
થાકી ગઈ છું શું વિભાવરીમાં આથડી ?

પાંખડી :

વિકલ બની ભમું હું વનમાં
ખોયાં સુંદરતાનાં સ્વપ્નાં :
ઓ સરિતા, તારી ચૂંદડીએ
રંગ હશે તે શા ખપના ?

નદી :

એ રંગો તો છે સંધ્યાના,
રત્ન બનાવેલાં જલકણનાં :

પાંખડી :

મારાં ખોવાયેલાં સપનાં
રત્ન બની બેઠાં જલકણમાં;

હા જલકણ ઉપર રત્ન હતાં
ને કુસુમહૃદયનાં સ્વપ્ન હતાં!
એ રત્ન—
અમુલખ સ્વપ્ન લઈ ગઈ સંધ્યા
વેર્યાં એણે સૂરજપગમાં.

[પાંખડી દોડે છે. નદી ચાલી જાય છે.]

પાંખડી :

ઓ સંધ્યા, સંધ્યા, સંધ્યા !
જોને થંભી કંચનગંગા:

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ

નેપથ્યે : કેસૂડાંની રંગજમાતે
માંડયાં આસન વાદળપટે

સંધ્યાએ એનાં ફૂલોતેજ
મૂક્યાં રજનીગન્ધા સાથે.

સંધ્યા ( પ્રવેશીને ) : હૈયાં ઊતાવળાં
બ્હાવરાં આવે અલખમાં ઊડયાં :
મારાં હૈયાં ઊતાવળાં,

પ્રાણની ગંગના જ્યાં પડછંદા
પ્રેમના પ્રગટે જ્યાં રંગો ચૂનંદા,

પંથતી પ્રાણભરી પાંખે પલાણવા
મારાં હૈયાં ઊતાવળાં.
દેવનાં નયણાંના નેહ જ્યાં નમંતા

ઉરના ઉતરે ઉજાસ જ્યાં અનંતા :
સ્નેહની સુંદરતાને સોહાવવાં
મારાં હૈયાં ઊતાવળાં.

આત્માના ખડકોને ચૂમે ઉછંગે
ચંદ્રના પ્રાણ તેજ઼ધેરા પતંગે :

તારલીની આઘેરી મીટ ઊલેચવાં
મારાં હૈયાં ઊતાવળાં.

પાંખડી ( આવીને ) : ઊતાવળી તો હું ય સખિ !
તારાથી બ્હાવરી :
ઊભી રહેજે જરાક
ખાવા પરિશ્રમનો થાક.

સંધ્યા : પૂછો છો કેવું મને ?
રોકાવું કેમ બને ?
ઊઘાડું કેમ કરી બીડેલા પંકજને ?

પાંખડી : પંકજના કૈંક જીવ, સંજીવન પામશે;
સુરભિનું ઘેન પીને આંખડી આવશે :
મારું તો ઘેન ગયું
સામું સુખચેન ગયું, !
શોધનારને શું કદી ખોયું મળી આવશે ?
સંધ્યા : ખોયું શું એવું બ્હેન ?

સંકોચાયા વિના તું કરી દે જો આવતી
શ્યામલપટ રેન ધારી.

[અચાનક નાચતી નાચતી તારલી પ્રવેશે છે.]

તારલી : સોણું ખોવાણું બહેન, સોણું ખોવાણું
જાગેલી ધરતીને હાથ–
બહેન, મારું સોણું ખોવાણું,
સોણું ખોવાણું બહેન, સોણું ખોવાણું.
નાચંતી સરિતાની સાથ
બહેન, મારું સોણું ખોવાણું

[ આખી તારકમંડળી પ્રવેશે છે. સફેદ વસ્ત્રો પહેર્યાં છે. સૌએ હાથમાં કરેણની ડાળખીઓ લીધી છે. આખું વૃંદ નાચતું નાચતું પ્રવેશે છે. ]

તારકમંડળી : કોઇ પૂછો ગુલાબને શાં પાંખડીનાં મૂલ્ય ?
તારી પાંખડીનાં મૂલ્ય ?
કોઇ પૂછો :

કોઇ કહેશે કે સાગરો ઊલેચવાની હોંસ મને
પીવાની હોંસ મને

કોણે ઊલેચ્યા, કોણે પીધાં ?
ઓ બહેન, કોઇ પૂછો.
સપનાં તો આવે ને જાય, એનાં ઓરતા
અંતરમાં રાખે શું પાલવે ?

ઝાકળ ભરેલ ફૂલક્યારીઓને પૂછી જો
મોતીનાં મૂલ્ય કોણ મૂલવે ?
ચેલાં તુષારબિંદુ
ફૂલનો સપનેલ સિંધુ:
ફૂલડાં એ ઝાકળની મોતીબજારને
માથે ઉપાડીને ક્યાં ફરે ?
કોઇ પૂછો !
ઓ બહેન, કોઇ પૂછો.

[પાંખડી એમની નજીક આવે છે : ધીમે ધીમે થાકી ગઇ હોય તેમ તમામ તારક કન્યાઓ જવાની તૈયારી કરે છે. પાંખડી એને રોકે છે ]

પાંખડી : બોલ્યાં અદકેરાં વેણ,
કીધું નહિ એક કહેણ :
તોયે ઊંચકજો તેણે
સુણવા ફરિયાદ મારી;
તારલી (આગળ આવી) : શી છે ફરિયાદ તારી ?
પાંખડી : (નરમ પડી); એટલું જ કે શું તમે સપનાંને જોયાં છે ?
એનાં સરવરિયાંની પાળે બેસીને તમે
રોતાં સુધી ધોયાં છે ?
તારલી ( મૂંઝળી સાથે ) ના, ના, ના, ના !
પાંખડી : સુંદરવા સ્મિત નથી હોઠે કે અંતરે
ચંદરવા બાંધો છો નયણે શાને ?
વાણીનાં બંધનોથી વીંટો છો કેમ મને ?
પૂછો છો ઘેલી બની શમણે શાને ?
તારલી : છટક્યા તાર વીણાના,
આજે છટક્યા તાર વીણાના.
પાંખડી : તારે તારે અંતર ગૂંથ્યાં
એ તૂટ્યાં અડતામાં ...

એ પણ તૂટયાં અડતામાં.
આજે છટકયાં તાર વીણાના.

તારલી : તું જીવનની જાદુગરણી,
સપનાંની સંચાલક તરણી :
સૌમ્ય કરુણાશોભન ધરણી,
ઝૂરતી એકલતામાં :
હવે છટકયા તાર વીણાના.

પાંખડી : પવન પવનને હું પૂછું છું
ફૂલફૂલનાં આંસુ લૂછું છું
શોધું છું હું
. છો ને એ સપનાં સુંદરતાનાં–

તારકમંડળીઃ છટકયા તાર વીણાના.

[તારકમંડળી જાય છે.]

નેપથ્યે : જાગી સૂરજરાણી જાગી
જાગ્યાં કિરણો પણ વરણાગી :
રાત ઉપાડી અંચલ જૂનાં
નાસી ગઇ ધરતીને ત્યાગી.

[ પૂર્વની લાલીમા સહેજ દેખાય છે. પાંખડી ઘુંટણીએ પડી, સંપુટવાળી એને જોઇ રહે છે.

પાંખડી : આથમતા રંગ શેણે વાળવા સુરજદેવ !
આતમનાં કમાડ મારે રંગવાં શેણે ?

ઊંડી ઊંડી જાતી રાતી ક્ષિતિજની કેડીએ
આધાર વિનાના મારે ઊભવાં શેણે ?

કંચનનગરની હું તો ચિત્રલેખા નાનકડી
રંગનાં અનેક પાત્ર ઢુંઘી ગયા છ ઢળી :
પીછીઓએ કયાં પડી ?
નાખી કોણે આજ બંધનમાં બેવડી ?

[ આભને અંગેઅંગે કિરણાવલિઓ પ્રગટે છે. ]

કિરણાવલિઓ :

ટહૂકે એના હૈયામાં મોર
પડછાયે બેસે પારેવડાં.

અંગે અંગે ઊડે રૂપની છોળ
ઉરનાં અધખુલ્લાં ખુલે બારણાં.

કિરણની ભરી કલા
ઉધારાણી એકલાં :

આવે હીંચોળાતાં ક્ષિતિજને હીંચકે,
એનો હીંડોળ બ્હેન, કોણ તે ઝીલી શકે ?

નાની નાની પગલીએ પરોઢ
આવે ઝીલંતુ વાયુ વારણાં.

[ એક કિરણકન્યા નજીક આવે છેઃ ને સૌના કાનમાં ધીમે ધીમે બોલે છે. ]

કન્યા : સાંભળજો, સૌ સાંભળજો તમે
એક નવીન હું લાવી વાત :
દીઠાં કોઇ અજાણ્યાં સપનાં
કેડી પર જાતાં પૂરપાટ.

પાંખડી ( આગળ આવી ) :
કોણે દીઠી એ પગદંડી ?
કોણે દીઠી પગની ધૂળ ?
કિરણની કેડીપર જઇને
માંડી કોણે મીટ મધુર ?

કન્યા : મેં દીઠી પગદંડી એવી
મેં દીઠી સખિ, સ્વપ્નધૂલિ

કોઇ સુકોમલરેખા જાણે
આવી અહીંઆં માર્ગ ભૂલી.

પાંખડી (હતાશ થઇ): એજ એજ મારી રેખા, સોણલાની છાબડી
અંતરની મંગલ હથેળીએ સરી પડી.

કિરણાવલિઓ ( દૂર બતાવીને ):
એ જાય, એ જાય, એ જાય,
પેલી સ્વપ્ન ધૂલિ.

સૂરજરાણીની આંખે
ફૂલપરિમલની પાંખે,
પડી કિરણોની રજ શે ભૂલિ ?
એ જાય, એ જાય, એ જાય !

રજનીએ ઢોળી થાળી
મોરપગો ગૂંથે જાળી :
એને શોધી શકે કયમ અંગુલિ
એ જાય, એ જાય, એ જાય.

[હાથ લંબાવી સૌ પૂર્વ તરફ જોઇ રહે છે.]

[ પડદો ]



# ગુજરાતી કવિતામાં ગેયત્વ

રામપ્રસાદ પ્રે. બક્ષી

કાવ્ય માત્ર ગેય બની શકે, અગેય જેવું કાંઇ છે જ નહિ એ અભિપ્રાય કોઇપણ છન્દ, વૃત કે અન્યપ્રકારના માપમાં રચાયેલા કાવ્ય પૂરતો તો સ્વીકારી શકાય. એ અભિપ્રાયને અંગે ચર્ચાનો વિષય ગદ્યકાવ્ય પૂરતો-કે અપદ્ય કાવ્ય પૂરતો જ રહે. આ લેખ એ ચર્ચાસ્પદ પ્રદેશમાં જતો નથી. જે કાવ્યનું સ્વરૂપ ગાઇ શકાય તેવું હોય એને 'ગેયકાવ્ય' તરીકે સ્વીકારીને -અગેય કે પાઠ્યની ચર્ચામાં ઉતર્યા વગર-ખાસ ગાવાને માટે જ (ગાઇ શકાય તે રીતે અને તે હેતુથી જ) રચાયલાં કાવ્યો અર્થાત ગીતો પૈકી સંગીતના પ્રદેશમાં આદર પામે તેવાં-રાગરાગિણીનાં વાહન બને તેવાં-ગીતો વિશે-એ ગીતોની ગુજરાતીમાં અછત વિશે લખવાનો હેતુ છે.

ગુજરાતી કાવ્યોની વાત કરતાં કહેવું જોઇએ કે ગુજરાતીમાં જૂના જમાનાથી જ કાવ્ય ઓછેવત્તે અંશે ગેય જ હોય છે. ગેયતાની આકાંક્ષા વિના કાવ્યો રચવાની પદ્ધતિ નવીન છે.

પ્રાચીન ગુજરાતી કાવ્યો બધાં ગેય હતાં તો તેમાંનાં કોઇ કાવ્યો Lyric હતાં કે નહિ? ગેયત્વ ઉપરાંત Lyric ને યોગ્ય અન્ય સામગ્રી હોવાને કારણે Lyrics એ પ્રાચીન કાવ્યસમૂહમાં હતાં કે નહિ?

આ પ્રશ્નનો ઉત્તર શ્રી. હિંમતલાલ અંજારિયાએ નકારમાં આપ્યો છે. એમણે કહ્યું છે કે ગુજરાતી ભાષામાં Lyric નો પ્રથમ પ્રાદુર્ભાવ ૧૯ મી સદીના અન્ત ભાગમાં થયો.

એક મત એવો હમણાં હમણાં રજુ થયો છે કે પ્રાચીન કાવ્યોમાં ઊર્મિગીતો હતાં.

આ બે મતમાં કયો મત ખરો?

બંને ખરા છે. કારણ-Lyrics નહોતાં, અને હતાં તે ઊર્મિગીતો હતાં. અર્થાત, "ઊર્મિગીત" એ નામ સ્વીકારતાં જે બે તત્ત્વોનો સ્વીકાર થઇ

જાય છે–ઊર્મિ અને ગેયત્વ–એ બે તત્ત્વવાળાં કાવ્યો પ્રાચીન સમયમાં હતાં. પણ પશ્ચિમના Lyricની જ વ્યાખ્યાને સર્વાંશે અનુસરતાં કાવ્યો પ્રાચીન સમયમાં ન્હોતાં રચાયાં. ઊર્મિગીત એટલે Lyric બીજો કોઈ પ્રકાર નહિ એવો આગ્રહ રાખવામાં આવે તો પ્રસ્તુત પ્રશ્નનો ઉત્તર ચર્ચાસ્પદ બને છે અને એ ચર્ચામાં ન ઉતરિએ તો એ પ્રશ્ન અનુત્તર રહે છે. પણ Lyric ને માટે ઊર્મિગીત પર્યાય સ્વીકારતાં, એ ગુજરાતી (વસ્તુતઃ સંસ્કૃત) શબ્દનો જ યૌગિક અર્થ મનસમક્ષ આગળ આવીને ઉભો રહે છે–એટલે 'ઊર્મિગીત' એ નામ સર્વથા Lyric નહિ તેવાં કાંઇક અંશે પરલક્ષી કે વર્ણનયુક્ત હોય તેવાં –પણ ઊર્મિમય અને ગેય પ્રકારનાં–કાવ્યોને આપોઆપ લાગુ પડી જાય છે. "ઊર્મિગીત" એ નામ નીચે; વક્તાની ખાસ ઇચ્છા વગર લગભગ અજાણતાં આપમેળે જ, ગીતો આવીને ઊભાં રહે છે. 'ગીત' શબ્દથી વિવક્ષિત ગેયત્વ અને ઊર્મિ એ બે તત્ત્વો જ ઊર્મિગીતના લક્ષણરૂપ બની જાય છે. અને "અગેય" એવાં કોઇ કાવ્યોનું અસ્તિત્વ શક્ય હોય તો તે કાવ્યો એ અગેયતાને કારણે ઊર્મિગીતના વર્ગમાંથી બહિષ્કૃત બની જવાના ભયમાં આવી પડે છે.

આ સ્થિતિ ઉત્પન્ન થવાનો સંભવ "ઊર્મિગીત" શબ્દના યૌગિક અર્થને અંગે જ ઉપસ્થિત થાય છે. એ શબ્દ કાળક્રમે Lyric એવો જ રૂઢાર્થ પ્રાપ્ત કરે તો અગેયકાવ્યોનો અગેય Lyrics નો એમાં સમાવેશ થઇ જશે.

ઊર્મિગીતનો એક પ્રકાર એવો છે કે જેમાં પ્રણય, વિરહ, હર્ષ, શોક કે એવી કોઇ એક લાગણીને વિષય હોય અને જેનું સંપૂર્ણતઃ સ્વરૂપ ગેય હોય સાધારણ રીતે આવાં ગેયત્વપ્રધાન ઊર્મિગીતનો વિસ્તાર–એનું પ્રમાણ અથવા કદ–બહુ સંક્ષિપ્ત હોય છે. આ પ્રકારને ગીત કહીએ છીએ. ગીતના ભજન, હાલરડાં, ગરબા વગેરે અનેક પ્રકારો શક્ય છે, છતાં એ સર્વથી ભિન્ન અને સંગીતનો વિષય બને તેવું–રાગરાગિણીમાં ગાઇ શકાય તેવું જેને ગાયન કહીએ છીએ તે ગીત પોતાનું અનન્ય અને વિશિષ્ટ સ્વરૂપ જાળવી રહે છે.

ગુજરાતી સાહિત્યનું આ અંગ જોઈએ તેટલું ખીલ્યું નથી. ગીતો

ગુજરાતીમાં છે–પણ ગીતસ્વરૂપનો વિકાસ અનેક કારણે કુંઠિત રહ્યો છે. એ કુંઠિતતાનાં કારણો ભાષાની પોતાની શરીરઘટનામાં, જનસમાજની રુચિમર્યાદામાં, અને સાહિત્યકારોની બૌદ્ધિક અને માનસિક સ્થિતિમાં રહેલાં છે. આ ત્રણે તત્ત્વો–ભાષાનું શરીર, જનરુચિ, અને સાહિત્યમાં પ્રવર્તતી બુદ્ધિ અને મનોવૃત્તિ એ ત્રણે તત્ત્વો–ગીત રચનાને સર્વથા પ્રતિકૂલ નથી; ગીતો ઘણાં રચાયાં છે અને રચાય છે, ગવાયાં છે અને ગવાય છે. પણ સંગીતના પ્રદેશમાં સ્થાન મેળવે; રાગરાગિણીના પ્રદેશ અને પ્રકાશ માટે યોગ્ય પાત્ર બને; સંગીતપ્રિય અને ગીતપ્રિય સ્ત્રીપુરુષોના અને યુવકયુવતિના કંઠમાં સ્થિર રહી શોભાસ્પદ બને; એમના જીવનમાં ઉઠતી પ્રત્યેક ઊર્મિ લહરીનું અને વ્યાપક બનતા ભાવનું–વાહન થાય; એવાં ગીતોનો ગુજરાતીમાં વિકાસ નથી થયો.

પરિણામે જીવનમાં, ઉત્સવોમાં, સમારંભોમાં–અને રેડિયોપ્રોગ્રામમાં પણ સંગીત કે ગીતની જરૂરિયાત હોય તે ગુજરાતી ભાષાદ્વારા, ગુજરાતી ગાયકદ્વારા, પૂરી પાડી શકાતી નથી. અને એ પ્રસંગે જો ગીતો મળી શકતાં હોય તો તે અમુક પ્રકારનાં જ હોઇને ગુજરાતી ભાષામાં ગીતવિકાસની કુંઠિતતાનું જ ભાન ફરી ફરીને કરાવે છે.

કવિઓ છે તેટલા ગાયકો નથી–સંગીતદૃષ્ટિએ ગાયક નથી એવું વક્તવ્ય નથી, પણ તેઓ ગીત વિધાયક નથી એ કહેવાનું છે. ગીત વિધાયકો ઉપજ્યા છે તેઓનાં ગીતો વિષયપરત્વે અને સ્વરૂપપરત્વે મર્યાદિત ક્ષેત્રમાં રહ્યાં છે. મીરાં, નરસિંહ, દયારામ અને નાનાલાલ એ આપણા ગીત વિધાયકોમાં અગ્રસ્થાને છે. એમાંના પ્રથમ ત્રણનાં ગીતોનો વિષય એક જ છે–ભક્તિ. ભક્તિને અંગે, પ્રસંગની વિવિધતાને પરિણામે, વસ્તુની થોડીક વિવિધતા એમનાં ગીતોમાં આવી હશે–પણ એમનાં ગીતોનો વ્યાપકભાવ તો એક જ, ભક્તિભાવ. એ ગીતોના ગાનારા પણ થોડા–ભક્તિપરાયણ લોકો.

કવિ નાનાલાલનાં ગીતોમાં વિષયની વિવિધતા આવે છે–પણ છતાં એ ગીતોમાં પણ વિષયની એક પ્રકારની મર્યાદા તો છે, જેથી એમનાં ગીતો જેટલે અંશે ગુજરાતણોના કંઠમાં વસ્યાં છે તેટલે અંશે ગુજરાતના પુરુષવર્ગને આકર્ષી શક્યાં નથી.

આજે ગુજરાતનો કુમાર અને ગુજરાતની કન્યા સિનેમાનાં ગીતો લલકારે છે. સિનેમાનાં ગીતોનો ફેલાવ થયો તે અગાઉ પણ એણે ગુજરાતી ગીતો તો ક્વચિત્ જ ગાયાં હશે. ગુજરાતનો યુવક–સંગીતપ્રિય યુવક–આજે સિનેમાનાં ગીતો ગાય છે, કે હિન્દુસ્તાની અથવા હિન્દી ઉસ્તાદી ગીતો ગાય છે; દશકા પહેલાં એ યુવક ગુજરાતી રંગભૂમિમાંથી મેળવેલાં ગાયનો ગાતો; બે દશકા પહેલાં સાધારણ રુચિવાળો યુવક નાટકનાં જ ગાયનો ગાતો રહ્યો પણ સંગીતની વિશિષ્ટ અભિરુચિવાળો યુવક ગીતો માટે ગુજરાતી રંગભૂમિ તજીને મહારાષ્ટ્રી રંગભૂમિને સેવવા લાગ્યો. અર્ધી સદી પહેલાંની ગુજરાતણ પદો અને આખ્યાનો ગાતી તેનો નહિં જેવો અવશેષ આજે કોઇ કોઈ ઘરના રસોડામાં કે હિંડોળાપર પ્રત્યક્ષ થાય છે. ગુજરાતમાં જીવનને ગીતમય બનાવનારી ગુજરાતણ પણ આજે લગ્નપ્રસંગે ગીતો મુક્તકંઠે ગાતી નથી, પણ દબાયેલ સૂરે ગણગણે છે અથવા ચોપડીમાંથી વાંચે છે. પુરુષ તો બિચારો નિશાળિયા તરીકે ગાયેલી કવિતા શિવાય, ઘડપણમાં ગાયેલાં ભજનો શિવાય–બીજાં ભાવમય ગીતો ગાવા પામ્યો જ નથી.

ગુજરાતીમાં ગીત વિકાસ આ રીતે કુંઠિત રહેવાનાં કારણોને ભાષાની શરીરઘટના, સમાજની રુચિમર્યાદા અને સાહિત્યકારોની બૌદ્ધિક અને માનસિક સ્થિતિ, એ કારણોને વિશેષ તપાસીએ.

ગીતરચનાના પ્રકારનો અને વિકાસનો આધાર ભાષાની શરીરઘટના પર રહે એ સ્વભાવિક છે. ગેયતા, માધુર્ય, લાલિત્ય, ભાવસમર્પણ એ તત્ત્વોના આવિર્ભાવ માટે જે પ્રકારની અંગઘટ જોઇએ તેવી પ્રત્યેક ભાષાની હોતી નથી. સંસ્કૃત ભાષામાં એ યોગ્યતા નથી. ઉપસર્ગ અને પ્રત્યયોથી લાંબા બનેલા અને ઘનરૂપ પામેલા શબ્દો, સ્વરસંધિ વ્યંજનસંધિ અને વિસર્ગસંધિ વગેરે વ્યાપારોથી સંકળાયેલી–કડપચેન જેવી અક્કડ બની જતી વાક્યરચના–અને મૂલથી જ ફારસીને મુકાબલે કોમલતામાં ઊતરતી અને સંયોગોથી–જોડાક્ષરોથી–રૂક્ષ બનેલી ઉપરાંત દ્રાવિડ અસરથી પ્રાપ્ત કરેલા ટ–ડ વગેરે અક્ષરોથી કર્કશ બનેલી વર્ણસામગ્રી; આ વસ્તુસ્થિતિ ગીતને ઉચિત પ્રવાહિતાને અનુકૂળ નથી. પરિણામે સંસ્કૃતમાં

સંગીતની ભૂમિ બને તેવી ગીતરચના નથી. ભાગવતમાં ગીતો છે; ગોપિકાગીત, ભ્રમરગીત, યુગલગીત, એ ગીતમાં આનંદ શક્તિ છે; વાંચનાર અને સાંભળનારના મનને આવર્જિત કરવાની પ્રભુતા છે; એ શક્તિ અને પ્રભુતા ભાવસંપત્તિમાં, ભાવવાહી ભાષામાં, શબ્દોની લલિતતામાં રહેલી છે. પણ એ ભાવસંપત્તિ ગીતોચિતભાવ કરતાં વિશેષ પ્રચુર છે, એ ભાષા લોકભોગ્ય નથી, અને એ લાલિત્ય તે લાલિત્ય રહીને જ અટકે છે–ગીતને યોગ્ય પ્રવાહિતા પ્રાપ્ત કરતું નથી. સંસ્કૃતમાં ઘણા સુંદર સ્તોત્રો છે, જે અનેક પ્રકારે છટાથી ગાઇ શકાય છે પણ જેટલી છટા એ સ્તોત્રોને ગાવામાં વ્યકત કરી શકાય છે તેટલી જ અને કવચિત વિશેષ–છટા એનો પાઠ કરવામાં, ચારણી કવિતા માફક ભભકથી બોલવામાં, પ્રકટ થઇ શકે છે. અર્થાત એ સ્તોત્રો તાલપ્રધાન હોઇને મુખ્યત્વે પાઠય છે અને એ પાઠયતા જોડે ગેયતાનો નહિ પણ રાગધ્વનિનો (Chantingનો) મેળ શકય છે. રાગધ્વનિનું વાહન બને તેટલાથી જ એ ગીત ન બને.

સંસ્કૃતભાષાની આ પ્રકારની ઉણપ દૂર કરવાના પ્રયત્ન નથી થયા તેમ નહિ. મોગલદરબારમાં બેસતા પંડિત જગન્નાથે, ત્યાં પોતે સાંભળેલી ફારસી વાણીનો મુકાબલો કરવાને, સંસ્કૃતભાષામાં પણ કોમળ લલિત વર્ણો અને મધુર શબ્દો ચૂંટી ચૂંટીને પોતાની કવિતામાં અપૂર્વ લાલિત્ય ઉતાર્યું છે. પણ છતાં ગીતો એણે નથી રચ્યાં. ગીતરચનાનો અપૂર્વ, અનન્ય અને ઘણે અંશે સફળ પ્રયોગ કરવાનો જશ મેળવનાર એક જ સંસ્કૃત કવિ છે–જયદેવ. એના ગીતગોવિન્દમાં અષ્ટપદીઓ છે તે માત્ર રાગધ્વનિથી નહિ પણ રાગની પૂર્ણ અભિવ્યક્તિથી ગાઇ શકાય છે, જે નીચેના ઉદાહરણથી–એ ઉદાહરણ ગાઇ જોવાથી–સ્પષ્ટ થશે :–

सा विरहे तव दीना ।
माधव ! मनसिजविशिख भयादिव भावनया त्वयि लीना ।
सा विरहे तवदीना ॥
निन्दति चन्दनमिन्दुकिरणमनु विन्दति खेदमधीरम् ।
व्यालनिलयमिलनेन गरलमिव कलयति मलयसमीरम् ॥

આ સુંદર ગીત कर्णाट રાગમાં–અર્થાત કનડામાં–બહુ સારી રીતે

માઇ શકાય છે. જયદેવની मधुरकोमलकान्तपदावलि સંગીતપૂર્ણ છે; એમાં શંકા નથી. જયદેવે અશક્યને શક્ય કરી બતાવ્યું છે એ ખરૂં. છતાં એની આવી મધુર રચનામાં પણ સંસ્કૃતભાષામાં રહેલ અગેયત્વ વારંવાર ડોકિયું કરી જાય છે. એ શી રીતે તે જોઇએ.

જયદેવે સંસ્કૃતભાષાને ગીતસ્વરૂપમાં ઉતારવા માટે એ ભાષામાં આવતાં અસુભગ લાગતાં, નામનાં અને ક્રિયાપદનાં રૂપાન્તરોનો બહિષ્કાર કર્યો છે; સંધિકાર્યને–એના રુક્ષપ્રકારોને–દૂર રાખ્યા છે; અને આ હેતુ સિદ્ધ કરવા માટે એણે સમાસનો આશ્રય લીધો છે. કોમલ, મધુર અને મનોહર વર્ણો જોડાક્ષરરહિત શબ્દોને કઠોર સંધિકાર્યથી બચાવીને સમાસરૂપે ગોઠવીને એણે આવી પદાવલિ પેદા કરી છે. પણ એ પદાવલિની પ્રશંસામાં બીજાં અનેક પ્રશંસાવચનો સાથે એક પ્રશંસાવચન એવું વાપરવું પડે છે કે જેના ગર્ભમાં–પ્રશંસાના જ ગર્ભમાં–દોષલેશ સમાવેશ પામે છે. એ પ્રશંસાવચન તે–સુશ્લિષ્ટ. આ સમાસમય રચના સુશ્લિષ્ટ છે. અને સુશ્લિષ્ટ છે તેથી જ ગાવામાં સ્વરવિલંબનને યોગે એ સુશ્લિષ્ટતાનો મેળ રહેતો નથી. અર્થાત્ કાં તો સુશ્લિષ્ટતા જાળવવા જતાં વિલંબન પર નિયન્ત્રણ પડે છે, અથવા સ્વર–વિલંબન મનમોજ મુજબ કરવા જતાં સમાસના અંકોડામાં શિથિલતા આવે છે. આ સ્થિતિ નભાવી લઇએ એ જૂદી વાત છે–પણ જયદેવનો નહિં પણ સંસ્કૃત ભાષાનો એ દોષ તો ઊભો જ રહે છે.

અંગ્રેજી ભાષા પણ આપણાં ભારતીય ગીતો જેવી ગીતરચના માટે અનુકૂળ નથી. એ ભાષામાં accent સ્વરભાર એ ઉપયોગી તત્ત્વ છે અને એ તત્ત્વનો સ્વર વિલંબન જોડે–આલાપ કે પલટા તો બાજૂ રહ્યા પણ મીંડ જોડે પણ–મેળ આવતો જ નથી એ સ્પષ્ટ છે. "Must musings" નામે એક પુસ્તક જેમણે જોયું હશે તેમને ખાતરી થઇ હશે કે અંગ્રેજી રચનાને આપણી હિંદી ઢબે ગેય કરવાનો થી. ભાઇ ભરતનો એ અખતરો કેવો અજુગતો થયો છે. અંગ્રેજી અને અન્ય યુરોપીય ભાષામાં પ્રવર્તતા accent રૂપ તત્ત્વને લીધે એ ભાષાઓમાં યુદ્ધગીત અને Marching Tunesના ગીતો સારાં રચાય છે. જેમ ગુજરાતીને તેમ ગુજરાતી ભાષાને

યુદ્ધનો સ્વાંગ હજી તો બંધબેસતો નથી થયો.

સંસ્કૃતમાં ગેયતા આણવી જેટલી મુશ્કેલ છે તેટલી ગુજરાતીમાં નથી એ વાત, મુકાબલે જોતાં, કબૂલ કરવી પડશે. કારણ સ્પષ્ટ છે: સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા આવેલા શબ્દોમાં વિકાસક્રમે ઉપસર્ગ ક્ષીણ થઈને-અંતશઃ ઘસાઈને-શબ્દ શરીરમાં ભળી ગયો છે; મધ્યવર્તી વ્યંજનનો લોપ થતાં શબ્દદેહ કૂણો બન્યો છે. ગુજરાતી ભાષામાં પ્રવાહિતા છે. છતાં ગુજરાતી ગીતો હિન્દીગીતોને મુકાબલે મીઠાશમાં તેમજ જોમમાં ઉતરતાં જણાય છે એનું શું કારણ? મને આટલાં કારણો જણાય છે; હિન્દીને મુકાબલે દીર્ઘ સ્વરની પ્રચુરતા-શબ્દના મધ્યમાં; અને હ્રસ્વ સ્વરની પ્રચુરતા-શબ્દના અન્તમાં અનેક શબ્દો એવા છે કે જેમાનો "આ" ગુજરાતીમાં શબ્દના આદિમાં કે મધ્યમાં અવિચલ રહ્યો હોય, અને હિન્દીમાં એ હ્રસ્વ બન્યો હોય. એથી ઉલટું, ગુજરાતીમાં કરીશ, જઈશ વગેરે રૂપો તેમજ નાન્યતર જાતિના શબ્દોને અંતે હિન્દી રૂપો કે હિંદી નરજાતિના શબ્દો જેવો વિલંબનક્ષમ દીર્ઘસ્વર નથી. આથી આદિમાં કે મધ્યમાં દીર્ઘસ્વરથી-અને પરિણામે સ્વરભારથી-યુક્ત ગુજરાતી શબ્દો ગીતમાં અન્તે સ્વરભારવાળા હિન્દી શબ્દો જેવા શોભી ઉઠતા નથી. બીજું, હિન્દીમાં જે મહાપ્રાણ ઉચ્ચાર જોમ અર્પનારો બને છે તે ગુજરાતીમાં ઘસાઈ ગયો છે-લુપ્ત થયો છે અથવા નિર્બળ બન્યો છે. તે ઉપરાંત કેટલીક નાની નાની બાબતો પણ ગુજરાતીમાં નડતરરૂપ બને છે-જેમકે "છે" ક્રિયાપદ. આ "છે" ક્રિયાપદ હિન્દીના "હૈ" જેટલું સુભગ નથી એ તો ઉચ્ચારમાત્રથી સ્પષ્ટ થાય છે અને વિશેષમાં જ્યાં બને ત્યાં એ "છે" થી બચવાની ગુજરાતી કવિઓની વૃત્તિથી પણ પુરવાર થાય છે. પણ ગુજરાતી ભાષાની નડતરો અલ્પ છે; ભાષામાં ગેયતાનો અભાવ નથી. ગુજરાતી ગીતો હિન્દી ગીતો જેટલાં મીઠાં ન લાગતાં હોય તો તેનું કારણ-ભાષામાં પોતામાં હોવા ઉપરાંત-આપણી રુચિમાં પણ હશે. હિંદુસ્તાની સંગીત પદ્ધતિની સાથેસાથ આવેલાં અને પ્રચાર પામેલાં હિંદી ગીતોથી રેવાઈ જઈને આપણે ગુજરાતી ભાષામાં રહેલી-રહેલી પણ વ્યક્ત ન થયેલી-મીઠાશ જોઈ ન શકતા હોઈએ એ પણ સંભવિત છે. જે ગદ્યમાં બન્યું તે ગીતોમાં પણ બને-કોઈ સમર્થ પુરુષ ગુજરાતી ભાષાને ગીતમય કરે અને ગીતયોગ્ય પુરવાર કરે તો તેમાં કાંઈ નવાઈ નથી. કવિવર રવીન્દ્રનાથે

ગુજરાતીને મળતી બંગાળીમાં જે કર્યું તે આપણે ત્યાં પણ કોઈ રવીન્દ્રનાથ કરે તો ના નહિ.

અને એવો કોઈ ગાયકવર ઉત્પન્ન થશે તો ભાષાની ગીત યોગ્યતા પુરવાર કરશે એટલું જ નહિ પણ અત્યારે ગીત વિકાસને પ્રતિકૂળ રહેલી જનસમાજની અભિરુચિને પણ ગીત તે અનુકૂળ બનાવશે.

વસ્તુતઃ આપણે ત્યાં ગીતોનો ફાલ અને પ્રચાર નથી એની જવાબદારી ભાષા કરતાં લોક ઉપર વિશેષ છે. ઉત્તર હિંદુસ્તાનમાં અને અન્ય પ્રાંતોમાં સંગીતનો શોખ છે. અને કેળવાયો કે તેના મુકાબલામાં ગુજરાતી પ્રજા એ બાબતમાં ઘણી પછાત છે. સંગીતની અભિરુચિને અભાવે ગીતની અછત રહે એ સ્વાભાવિક છે.

પણ આ રુચિમન્દતા શાસ્ત્રીય સંગીત પૂરતી હતી અને ગીત પરત્વે વ્યાપક ન્હોતી. સ્તોત્રો ગાતો બ્રાહ્મણ, કે પદો અને ગોપી પ્રેમનાં ગીતો ગાતો વૈષ્ણવજન શહેરમાં હતો. પણ એની ગીતપ્રીતિ એટલામાં જ પર્યાપ્ત થતી. પોતાના શૈશવનો તરવરાટ, કે યૌવનનો તનમનાટ, કે હર્ષશોકાદિ ભાવો કે પ્રેમની લગની ગીતદ્વારા પ્રકટ કરવા જેટલી રસવૃત્તિ શહેરી ગુજરાતીમાં ન્હોતી. છતાં ગીતો હતાં અને છે—ખૂબઃ પણ એ હતાં સ્ત્રીઓમાં અને ગામડિયાઓમાં ગુજરાતનાં ગીતોનો સંગ્રહ કરીએ તો—ભક્તિનાં ગીતો અને ભજનો બાદ કરતાં—લોકગીતોની સંખ્યા વધી જાય. મુક્તકંઠે ગીતો ગાવાનો શોખ ગુજરાતીના પુરુષવર્ગમાં કોઈએ—વ્યાપક અને ચાલુ પ્રણાલિકારૂપે-સેવ્યો હોય તો ગ્રામવાસીએ જ સેવ્યો છે.

ગીતની ઉપાસના ગુજરાતણે પણ ઘણી કરી છે. પરંપરાથી કર્ણોપકર્ણ અને કંઠોપકંઠ ઉતરી આવતી વિશાળ ગીતસમૃદ્ધિ ગુજરાતણે સંઘરી રાખી છે. ભજનો, પદો, આખ્યાનો; લગનના નાના મોટા અનેક પ્રસંગોનાં ગીતો; અને ગુજરાતણનો વિશિષ્ટ વારસો બની રહેલા ગરબાઓ, ગુજરાતમાં ગીત–ગુંજારવ અવિચ્છિન્ન રાખવાનો યશ નારીને છે.

પુરુષવર્ગની ગીત સંગીત પ્રત્યેની ઉપેક્ષા, અને ગુજરાતણની ગીત-પ્રિયતા—એ પરિસ્થિતિ ગુજરાતના ગીતવિકાસની કુંઠિતતા માટે અને એક-પક્ષીય વિકાસ માટે જવાબદાર છે. ગુજરાતી કવિએ ગીતો રચ્યાં છે તો તે નારી માટે લખ્યાં છે.

આ પ્રકારે લોકની રુચિ–અરુચિની અસર લેખકો પર થયેલી છે. લેખક અને સાહિત્યકારની મનોવૃત્તિ જ એ પ્રકારની–ગરબાઓ રચવાની –બની ગઈ છે. આજનો કવિ પણ લખશે તો બુદ્ધિગમ્ય–અર્થઘન–કાવ્ય અથવા ગેય પ્રકાર લખે તો ગરબો. ગુજરાતણની કૃપાદષ્ટિના કોડીલા અનેક તરુણ કવિઓ સુંદર ગરબા રચવાનાં સ્વપ્નાં સેવ્યા કરે છે.

ગુજરાતનાં ગીતોની નારીપરાયણતાનું આ એક કારણ થયું. બીજું પણ છે-વૈષ્ણવ ધર્મ. વૈષ્ણવ સંપ્રદાયે વસ્ત્ર અને ભોજનમાં શુદ્ધિ શીખવી, જીવનમાં કલા ખીલવી, તે સાથે સાથે સાહિત્યમાં ગીતરુચિ કેળવી છે. પણ એ સંપ્રદાયના મન્તવ્યોને પરિણામે એ ગીતો પણ નારી દષ્ટિએ લખાયાં છે. વૈષ્ણવ ભક્તકવિ પોતે પુરુષ હોય તો પુરુષ મટી સ્ત્રી બન્યો છે. નરસિંહ, દયારામ વગેરે કવિઓએ ગોપીરૂપે ગીતો ગાયાં છે કે ગોપીદ્વારા ગાયાં છે.

આ પ્રકારે, ભક્તકવિનો વૈષ્ણવ સંપ્રદાય અને ગીતો પ્રત્યે પુરુષના કરતાં સ્ત્રીઓનો અધિક આદર એ બે કારણોથી ગુજરાતની ગીતસમૃદ્ધિ એકપક્ષી બની છે; ગુજરાતમાં ગીતનો વિકાસ કુંઠિત રહ્યો છે. ગુજરાતણની ગરબી–પ્રિયતાની અસર એવી તો પ્રબળ છે કે આજે પણ કવિ નાનાલાલે ગુજરાતણ તરફ વિશેષ પક્ષપાત દર્શાવ્યો છે.–અને, સાથે સાથે કબૂલ કરવું જોઈએ કે–ગુજરાતણોએ પણ કવિ તરફ વિશેષ પક્ષપાત–પુરુષોને મુકાબલે ઘણો વિશેષ પક્ષપાત દર્શાવ્યો છે.

ભાષાશરીર, લોકરુચિ, સાહિત્યકારોની એટલે કે કવિઓની માનસ્થિતિઃ ગીતવિકાસને અંગે આ ત્રણ બાધક તત્ત્વો આપણે જોયાં. એમાંનું પ્રથમ તત્ત્વ ભાષા બાધક જણાય છે પણ ન યે હોયઃ કોઈ સિદ્ધહસ્ત કવિના હાથમાં એ ભાષાસાધન અપૂર્વ સ્વરૂપે ખીલી ઉઠે એ અસંભવિત નથી. લોકરુચિને પણ એવો જ કોઈ કવિ કેળવી શકે–જેમ બંગાળના કવિવરે કર્યું છે તેમ. અર્થાત્ પહેલાં બે તત્ત્વો ગૌણ બને છે–અને કવિની બૌદ્ધિક અને માનસિક પરિસ્થિતિ મુખ્ય તત્ત્વ રહે છે.

---

# ભગવાનનો અનુભવ

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

## ટાગોર અને એન્સ્ટીન વચ્ચે સંવાદ

(૧)

### સત્યનું સ્વરૂપ

એન્સ્ટીન—તમે દિવ્યને જગતથી જુદું ગણો છો ?

ટાગોર—જુદું નથી ગણતો. પણ મનુષ્યમાં રહેલો પુરુષ, જગતને સમજી શકે છે. પુરુષથી અથવા નરથી,× પોતાની દૃષ્ટિના નિયમોમાં લાવીને સમજી ન શકાય એવું આ જગતમાં કંઈ જ નથી. અને આ વાત એટલું સિદ્ધ કરે છે કે જગતમાં જે સત્ય રહેલું છે તે માનુષી છે.

આના દષ્ટાંત સારૂં મેં વૈજ્ઞાનિક હકીકત લીધી છે. દ્રવ્ય એ પ્રોટોન અને ઇલેક્ટ્રોન જાતનાં વિદ્યુત અણુઓથી બન્યું છે પરન્તુ એ અણુઓની વચમાં જગા રહે છે છતાં દ્રવ્ય નક્કર દેખાય છે.

એ જ પ્રમાણે જનતા વ્યક્તિઓની બની છે પરન્તુ એ વ્યક્તિ વ્યક્તિની વચમાં માનુષી સંબંધો રહેલા છે એને લીધે માનવ જગત એક જીવંત જથ્થામાં રહેલું દેખાય છે.

આખું જગત્ એ જ રીતે આપણી સાથે જોડાયલું છે અને તેથી જ હું એને માનુષીજગત કહું છું.

કલા, સાહિત્ય અને ધર્મનાં ક્ષેત્રોમાં, મનુષ્યોને જે સત્યનું ભાન થાય છે તેના ખ્યાલ પરથી મેં આ વિચાર ગ્રહણ કર્યો છે.

એન્સ્ટીન—જગતનાં સ્વરૂપ વિષે બે જાતના મત પ્રચલિત છે :—

×એમાં નારી પણ આવી જાય છે એમ સમજવું. (હ.)

એક મનુષ્યને આધારે રચાયલું જગત્ અને બીજો મત તે મનુષ્યથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતું જગત.

ટાગોર–જ્યારે આપણું જગત્ મનુષ્ય સાથે સંવાદી હોય ત્યારે આપણે એને સત્યરૂપે સમજીએ છીએ.

અને એ સુન્દર છે એમ પણ આપણને ત્યારે જ લાગે છે.

એન્સ્ટીન—આ જગતનો માનુષી ખ્યાલ થયો.

ટાગોર—બીજો ખ્યાલ હોઇ શકે નહીં. આ જગત્ માનુષી છે.

વિજ્ઞાનીની દૃષ્ટિએ–વિજ્ઞાની જુવે છે–એ, જગત્ વિષેનો એનો ખ્યાલ થયો.

જગતને સમજવાનું એક ધોરણ છે તે બુદ્ધિ અને ઉપભોગનું છે.

ઉપભોગથી અને તર્કથી એનું સત્ય પ્રાપ્ત થાય છે.

માનુષી અનુભવો, આપણા અનુભવોની મારફતે મળે છે. અનંત કાળથી ચાલતું આવતું માનવી તત્ત્વ, એને ધોરણ ગણે છે.

એન્સ્ટીન—આ, આખી માનવતાને એક ગણીને, એના સમગ્ર અનુભવની વાત થઇ.

ટાગોર—હા. એક અનંત જનતા, એને આપણી લાગણીઓ અને કર્મોથી અનુભવવી પડે છે. વ્યકિતગત મર્યાદાઓથી પર, એવા પરમપુરૂષનો અનુભવ, આપણે આપણી મર્યાદાઓમાં રહીને કરવો પડે છે.

વિજ્ઞાનને વ્યકિતગત મર્યાદાઓમાં બંધાઇને, સત્યનું દર્શન કરવાની જરૂર નથી. એ ભાવવભાવોરહિત જોવાતાં સત્યોની માનવી દૃષ્ટિ છે.

ધર્મ, આ સત્યોનો અનુભવ કરે છે અને આપણી ઊંડી જરૂરીઆતોની સાથે એને સંકળીત કરે છે.

સત્યનું આપણું વ્યકિતગત જ્ઞાન, સર્વસામાન્ય મહત્તા ધારણ કરે છે, ધર્મ સત્યનું મૂલ્ય આંકે છે અને એ સત્યને આપણે, " સારુ " એટલા માટે કહીએ છીએ કે આપણો એની સાથે સંવાદ જામે છે.

એન્સ્ટીન—ત્યારે સત્ય કે સૌન્દર્ય એ મનુષ્યથી સ્વતંત્ર નથી ?

ટાગોર—ના.

એન્સ્ટીન—ત્યારે માણસો નહીં હોય તે વખતે "એપોલો" કે "બેલ્વેડર" સુંદર નહીં રહે?

ટાગોર—ના.

એન્સ્ટીન—સૌન્દર્યના આવા ખ્યાલ સાથે હું તમારી સાથે એક મત થવું પણ સત્યના આવા ખ્યાલ સાથે નથી થતો.

ટાગોર—કેમ નથી થતા?

સત્ય, મનુષ્યદ્વારા જ અનુભવાય છે.

એન્સ્ટીન—હું કહું છું તે ખરૂં છે એમ હું સાબીત તો નહીં કરી શકું પણ એ તો મારો ધર્મ છે.

ટાગોર—બ્રહ્મના ખ્યાલમાં સંપૂર્ણ સંવાદ (માધુર્ય)નો આદર્શ રહેલો છે. તે સૌન્દર્ય છે. અને બ્રહ્મના પરમ ચેતનમાં જે સંપૂર્ણ જ્ઞાન રહેલું છે તે સત્યનું સ્વરૂપ છે.

વ્યક્તિરૂપે એ સત્યને પામતાં આપણે ઘણા દોષો અને ભુલો કરીએ છીએ.

આપણા એકત્ર થયેલા અનુભવ ઉપરથી પ્રકાશ પામેલા, આપણા ચેતનદ્વારા એ સત્ય સમજાય છે. નહીં તો બીજી કંઇ રીતે આપણે એ સત્યને પામીએ?

એન્સ્ટીન—મનુષ્યથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા સત્યને આપણે ખરા સત્ય તરીખે સમજવું જોઇએ, એ શાસ્ત્રીય રીતે સાબીત નથી કરી શકતો પણ હું દઢતાપૂર્વક શ્રદ્ધાથી માનું છું ખરો.

દષ્ટાંત તરીખે ભૂમિતિનો પાયથેગોરાસનો 'થિઓરેમ'–સિદ્ધાંત–જે સિદ્ધ કરે છે તે એકંદરે ખરૂં છે એમ હું માનું છું. એ "થિયોરેમ" મનુષ્યના અસ્તિત્વથી સ્વતંત્ર છે.

ગમે તેમ પણ મનુષ્યથી સ્વતંત્ર અસ્તિત્વ હોય તો એ અસ્તિત્વને લાગતું સત્ય પણ સ્વતંત્ર હોવું જોઇએ.

સ્વતંત્ર અસ્તિત્વની ના પાડો તો જ સ્વતંત્ર સત્યની તમે ના પાડી શકો.

ટાગોર—બ્રહ્મની સાથે જે સત્ય છે તે તત્વતઃ માનુષી છે. નહીં તો આપણે માનવો, જેને સત્યરૂપે અનુભવીએ છીએ તે સત્ય કહેવાત નહીં. હું એ સત્યની વાત કહું છું કે જે શાસ્ત્રિય છે, તર્કથી જે પમાય છે.

બીજા શબ્દોમાં માનુષી વીચારોનું સાધન, જે જ્ઞાનેન્દ્રિયો છે તેનાથી જે સત્ય પામી શકાય છે તે વિષે હું બોલું છું.

હિન્દી તત્વજ્ઞાન પ્રમાણે અપરોક્ષ બ્રહ્મ છે તે વ્યકિતના છુટક મનથી જાણી શકાય એવો નથી. એનું શબ્દોથી વર્ણન થઇ શકતું નથી, પણ એના અનંત સ્વરૂપમાં સંપૂર્ણપણે મળી જવાથી એનો અનુભવ થાય પરન્તુ આવું સત્ય વિજ્ઞાન સ્વીકારે નહીં.

સત્યનું જે સ્વરૂપ આપણે વિચારી રહ્યા છીએ એ દેખાવ છે. એટલે માનવદષ્ટિને એ ખરા તરીકે દેખાય છે. તેથી મેં એને માનુષી કહ્યું. એને માયા કે ભાસ પણ કહી શકાય.

એન્સ્ટીન—ત્યારે તમારા માનવા પ્રમાણે અને હિન્દના માનવા પ્રમાણે એ ભાસ, તે એક વ્યકિતનો ભાસ નહીં પણ આખી માનવ જાતિનો એ ભાસ કે માયા ગણાય.

ટાગોર—વિજ્ઞાનમાં, આપણાં વ્યકિતગત મનોની માનુષી મર્યાદાઓ, કહાડતાં, કહાડતાં આગળ વધીએ છીએ, અને આખરે સત્યનું એવું સ્વરૂપ પકડી શકીએ છીએ, કે જે સ્વરૂપ સર્વવ્યાપી મનુષ્ય પુરૂષોત્તમમાં રહેલું છે.

એન્સ્ટીન—ત્યારે સિદ્ધ કરવાનું તો હવે એ આવે છે કે સત્ય આપણા (મનુષ્યના) જ્ઞાનથી સ્વતંત્ર છે કે નહીં ?

ટાગોર—આપણે જેને સત્ય કહીએ છીએ તે, અસ્તિત્વમાંના, જ્ઞાતા અને જ્ઞેયની વચ્ચે બુદ્ધિપૂર્વક રચાતો સંવાદ છે. અને એ બન્ને જ્ઞાતા અને જ્ઞેય-પરમ પુરૂષના તાબામાં છે.

એન્સ્ટીન—નિત્ય વ્યવહારમાં, જે પદાર્થો આપણે વાપરીએ છીએ, તેનું સ્વતંત્ર અસ્તિત્વ, આપણે સ્વીકારવું પડે છે. આપણી ઇન્દ્રિયોના અનુભવોનો, વિવેક બુદ્ધિ જ જાણે, એ પ્રમાણે ખુલાસો કરી આપે છે. દાખલા

તરીકે, આ ઘરમાં કોઇ માણસ હોઇ નહીં તો પણ પેલું ટેબલ તો જ્યાં છે ત્યાં રહેવાનું.

ટાગોર—હા. માણસના મનથી, આઘે, રહે ખરૂં. પણ સર્વવ્યાપી મન કે ચેતન તત્ત્વની બહાર એ નથી રહી શકતું. જે ટેબલ હું જોઉં છું તે મારામાં જેવું ચેતન છે એવા જ ચેતનવાળા બીજા કોઇથી જોવાશે.

એન્સ્ટીન—જનતાથી અલગ, જે અસ્તિત્વ રહેલું છે તેના વિષેના આપણા કુદરતી દષ્ટિબિંદુને, સમજાવી શકાય એમ નથી કે સાબીત કરાય એમ નથી. પરન્તુ એવું અસ્તિત્વ છે એ વિષેની આપણી શ્રદ્ધા મનુષ્ય માત્રમાં છે, જંગલી લોકો સુદ્ધામાં: સત્યને આપણે બધા મનુષ્યથી પર એવી જ્ઞેય વસ્તુ માનીએ છીએ. એમ માન્યા વગર તો ચાલે એમ જ નથી. અસ્તિત્વનું આ સ્વતંત્ર સ્વરૂપ, આપણે હોઇએ કે ના હોઇએ, આપણા અનુભવમાં આવે કે ન આવે; આપણું મન સમજે કે ના સમજે, તો પણ છે એમાં તો શંકાજ નથી. એને સમજવું અશક્ય છે.

ટાગોર—વિજ્ઞાને સાબીત કર્યું છે કે નક્કર પદાર્થરૂપે ટેબલ, એ તો માત્ર માયા છે. દેખાવ માત્ર છે. અને તેથી માણસનું મન જેને ટેબલરૂપે જુવે છે તે ટેબલનું રૂપ; મનુષ્યનું મન એને જોનાર નહીં હોય તો રહી શકતું નથી.

જડ ટેબલનું આખરનું અસ્તિત્વ, વિદ્યુત શક્તિઓનાં ગોળ ગોળ ફરતાં અસંખ્ય અણુ પરમાણુઓ છે બીજું કંઇ નથી. પરન્તુ ટેબલનું આ આખરી સ્વરૂપ સમજનાર પણ મનુષ્યનું મન છે.

સત્યનું જ્ઞાન, જગતમાં રહેલાં જનતાનાં મનથી જે પમાય છે અને એક વ્યક્તિમાં રહેલા એવા જ મનથી જે પામી શકાય છે તેની વચ્ચે, અનંતકાળથી તકરાર ચાલ્યાં કરે છે. એ સદાકાળથી ચાલતી આવતી તકરાર મટાડવાના પ્રયત્ન આપણા વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનમાં ચાલી રહ્યા છે. નીતિશાસ્ત્ર પણ એ જ માટે રચાયાં છે. કોઇપણ રીતે જનતાથી અસંબદ્ધ એવું કોઇ સત્ય હોય તો એ સત્ય આપણે માટે બિલકુલ નથી જ.

એવા કોઇ મનની કલ્પના કરવી અઘરી નથી કે જેનાથી વસ્તુઓનું સ્વરૂપ, દિક્‌ની મારફતે નહીં પણ કાળની મારફતે પ્રાપ્ત કરાતું હોય. જેમ સંગીતના નાદની પરંપરામાં થાય છે એ રીતે.

આવા મનનું અસ્તિત્વ વિષેનું જ્ઞાન, સંગીતના નાદના અસ્તિત્વ જેવું હોવાનું. ત્યાં પાયથેગોરાસની ભૂમિતિના સિદ્ધાંતનો કંઈ અર્થ નથી.

કાગળોની વાત કરો. સાધારણ કોરી ચોપડીઓના કાગળોનું અસ્તિત્વ છે; અને કાવ્ય સાહિત્ય કે નાટકનાં પુસ્તકોના કાગળોનું પણ અસ્તિત્વ છે. પરંતુ એકલા કાગળો અને સાહિત્યના કાગળોમાં કેટલો બધો ફેર છે?

ઉધાઇને મન તો કાગળો એ ખાવાની વસ્તુ છે અને સાહિત્યના કાગળ પણ ખાવાની વસ્તુ છે. ઉધાઇને મન સાહિત્યનું જુદું અસ્તિત્વ નથી. પરન્તુ મનુષ્યને મન, સાહિત્યની કોરા કાગળો કરતાં વિશેષ કિંમત છે.

આજ પ્રમાણે એવું કોઇ સત્ય હોય કે જેને ઇન્દ્રિયદ્વારા કે બુદ્ધિદ્વારા માણસો સમજી શકે નહીં, તો એવું સત્ય હમેશાં આપણે જ્યાં સુધી માણસ રહીએ ત્યાં સુધી નહીં જેવું જ છે.

ઍન્સ્ટીન—ત્યારે હું તમારા કરતાં વિશેષ ધાર્મિક તો ખરો.

ટાગોર—મારો ધર્મ, પરમ પુરુષનું જગતમાં વ્યાપેલું માનુષી ચેતન, અને મારા એક દેહમાં રહેલું ચેતન એ બેની વચ્ચે સમાધાન મેળવવાનો છે. મારાં " હિબર્ટ ભાષણો "નો તેથી તો મેં એ જ વિષય રાખ્યો છે. એને મેં " માણસનો ધર્મ " એવું નામ રાખ્યું છે.

## [ ૨ ]

## ( નિકોલાસ રૉરીકનાં વચનામૃતો )

### અગ્નિયોગ

"સૌન્દર્યના દ્વારથી પ્રવેશ કરીને જ્ઞાન અને શાન્તિ મેળવો" એ નિકોલસ રૉરીકનો જીવન સંદેશ છે.

જેમણે અમદાવાદ અને મુંબઇમાં એમનાં હિમાલયનાં તથા બીજાં ચિત્રોનું પ્રદર્શન જોયું હશે તેમને આ સંદેશ કંઇક અંશે સમજાયો હશે.

પોતે હિમાલયના કુલુવેલીમાં ઉરુસ્વતી આશ્રમ બાંધીને રહે છે. હિમાલયના સૌન્દર્ય દ્વારા પોતે અપાર જ્ઞાન અને અદ્દભુત શાન્તિ મેળવી રહ્યા છે. એક રશિયાથી પોતે અમેરીકા, યુરોપ, એશિયા અને ટીબેટ વગેરે

ફરીને હિન્દને પોતાનું વતન કરી રહ્યા છે. પરન્તુ ઋષિજીવનમાં પણ પોતે નિવૃત્તિ ન સેવતાં પોતાનાં ચિત્રો અને લેખો દ્વારા જગતને ઊંડા આધ્યાત્મિક સત્યો સમજાવ્યા કરે છે. એમની મહત્ત્વાકાંક્ષાને સીમા નથી. એ કહે છે " સુકાં રણ છે તે બધાંને મારે જળ સીંચીને ફળદ્રૂપ કરવાં છે. કેદખાનામાં પડેલા કેદીઓને મારે છોડાવવા છે. તરવારો મારે ભાગી નાખવી છે. રસ્તે રસ્તે મારે દીવા મૂકવા છે.".

જ્યાં જ્યાં આંસુ પડતાં હોય, ત્યાં ત્યાં મારે જાતે જઇને એ આંસુને લુછવાં છે, દેશેદેશ મારે ફરવું છે અને આખી માનવ જાત માટે મારે એક ધર્મપુસ્તક લખવું છે. × × ×"

એમનાં થોડાંક વચનામૃતો નીચે મુજબ છે :—

" સંસાર, સુખ પાછળ ફાંફાં મારે છે પણ ખરૂં સુખ બહાર નથી અંતરમાં છે.

આત્માને મૂકી જેઓ બહાર રઝળવા નીકળે છે તેમને દુઃખ અને સંતાપ અને પરિતાપ જ મળવાનાં છે.

ક્રોધ ઝેર છે. ક્રોધના આવેશમાં આવેલાંઓએ, :" સંસાર કેવો સુંદર છે સંસાર કેવો સુંદર છે " એમ જ જપ કર્યા કરવો જોઇએ.

સૂર્યનારાયણના અખૂટ તેજનાં અનંત વેગી કિરણો, આપણાં મસ્તક પર સદાકાળ પડયાં જ કરે છે તેમ છતાં એ દ્રવ્યથી આપણી શક્તિઓનો વિકાસ નહીં થાય એમ કહેનાર મૂર્ખને મારી પાસે લાવો.

સર્જન કરવાની શક્તિઓમાં વિચાર સૌથી ઉત્તમ છે. વિચાર એ તો અમૂલ્ય હીરો છે.

જેમને એ હીરો પ્રાપ્ત કર્યો છે તેમની પાસે જ્ઞાનની ચોકસાઇ હોવ છે. એની ચોકસાઇમાંથી જીવનનાં સૂત્રો હાથ લાગે છે અને જીવન સૂત્રોને અનુસરવાથી નવાં નવાં સર્જન કરી શકાય છે.

તમે જે કંઇ નવું કહો કે સર્જો, તે ગૂઢ નહોવું જોઇએ. વિના વિલંબે એનો જીવનમાં ઉપયોગ થઇ શકે એવું હોવું જોઇએ. હવાઇ કિલ્લાથી અમે થાકયા છીએ. વિશ્વની દૂર દૂરની ભૂમિઓને પણ ઇન્દ્રિય ગમ્ય કરી આપો.

બરફનો કકડો કે સૂર્યનાં કિરણોનું રસાયણ અમારી સમજમાં બરાબર આવવું, જોઇએ.

આધ્યાત્મિક સુખ મેળવતાં વાર થાય છે તેનું કારણ આપણે સંસારના બનાવો અને કુદરતના દેખાવો તરફ રેડિયાળ જેવું ધ્યાન આપીએ છીએ તે છે.

અવલોકન કરવાની શક્તિ ખીલવતાં નથી એટલે સમન્વય કરતાં આપણને આવડતો નથી.

સમન્વય એટલે જુદી જુદી વસ્તુઓ જોઇ હોય અથવા બનાવોનું અવલોકન કર્યું હોય તેમાંથી બોધ લેવાની આવડત, સારગ્રહણ.

મારી પ્રાર્થના છે કે "જ્ઞાનના ઘંટનાદ બંધન થાવ! ભુવનેશ્વરીના સંગીતમાં આપણે ભળો! અનંત આકાશનાં મધુર સંગીતને આવો, આપણે શ્રવણ કરીએ!

આત્મવિકાસને માટે જે જુસ્સો આપણામાં ગુપ્ત રહેલો છે તેને વારંવાર આપણે પ્રદીપ્ત કરતા રહો!

વિચારને તેજસ્વી કરવાથી સૌન્દર્ય ઉત્પન્ન થાય છે. ભક્તિની જ્વાળામાં વિચારનું બળ ભળે તો નવી નવી દુનિયાઓ ઉત્પન્ન થાય છે.

જ્ઞાન માર્ગનું એક એક પગથિયું રાજ અને ભક્તિયોગનો લાભ આપે છે.

હઠયોગ પુરતો નથી. જ્ઞાનયોગ પણ એકલો પુરતો નથી. કયો જ્ઞાનયોગી પ્રેમનો ઉમરાવ થવા નહીં ઇચ્છે? ભગવાન સાથેનો યોગરૂપી કિલ્લો બાંધી લ્યો. તમારૂં આખું જીવન નવા અવતારના પ્રાણથી ભરી દ્યો!

સંસારને વિકાસ માર્ગે ચડાવવાનો ખ્યાલ સ્પષ્ટ હોય એટલે નવો યુગ બેઠો એમ માનવું.

દુન્યવીલાભ પણ માણસ માત્રને એક સરખાં મળે એ સિદ્ધાંત યોગીઓએ પણ સ્વીકારવાની જરૂર છે.

તુચ્છ વ્યવહારૂ લાભોની દરકાર કરવાની જરૂર નથી. લાભાલાભમાં પણ ગુણ જોવાની આવશ્યકતા છે.

અવ્યક્તને વ્યક્ત સ્વરૂપે અનુભવવાની એક માર્ગ એ છે કે વિવેક કેળવવો અને આભારવૃત્તિ ખીલવવી. નિષ્ઠુર હૃદયવાળાં ને પ્રભુના પ્રેમનો અનુભવ નહીં થાય.

દિક અને કાળમાં વ્યાપેલા પ્રેમ અને કલ્યાણને જોઇ.

તમારા અંતરમાં જે આધ્યાત્મિક શક્તિ મુક્ત થવા નિર્માણ થયેલી છે તેને મુક્ત કરો ! એ પરમ દૈવત તમારું છે. તમારૂં છે જે તમે લ્યો !

આધ્યાત્મિક શક્તિનો અનાદર કરશો નહીં એ તો પ્રભુ પ્રાપ્તિને માટે પુલ જેવી છે.

એ દૈવિ અંતરાત્માને ઓળખો. એની શક્તિઓનો સંગ્રહ કરો અને વાપરો !

અંતરદષ્ટિ ખુલ્યા પછી જાણે નિંદ્રા ઊડી ગઈ હોય એવું લાગશે. દીવો પ્રકટશે. નિરાશા દૂર થશે અને ધીરજ આવશે. પછી વિચારોને પણ યોગ્ય માર્ગે વાળી શકાશે.

જીવનનો સાચો ઉપદેશ પામીને એને અનુસરવા માંડીશું એટલે જ સાચા યોગી જેવું જીવન ભોગવી શકીશું.

દૈવી શક્તિ સાથે યોગ થાય એને હું અગ્નિયોગ કહું છું.

મુમુક્ષુજનો ! અંતરપ્રકાશ સાથે અનુસંધાન કરીને, જીવન નિર્ગમન કરો. તમને હું સાચા અગ્નિયોગી બનાવું.

જેમાંથી પરિપૂર્ણતા મળવાની છે તેના ભાનથી જ આપણે જીવનમાં નવું નવું કરી બતાવીશું. ઇચ્છા કરો અને મળશે. આત્માના સૌન્દર્ય પર ઝાંખ ન વળવા દેશો. આનન્દના લ્હાણાનો સત્કાર કરો !

સંસારનું એકેએક કર્મ, આત્માના પરાક્રમ જેવું બનાવી શકાય એમ છે !

મિત્રો ! આનન્દ મંદિરમાં આવો ! પુષ્પ ખીલ્યાં છે ! યંત્રો ગતિમાન થયાં છે ! પરબ્રહ્મની સ્તુતિનો સામવેદ મારે નવો રચવો છે ! તમે પણ રચો !

અરે ગરીબડાઓ ! તમને સ્વાર્થી થવાનો શાપ કોણે આપ્યો છે ?

પરમાર્થિક વૃત્તિનો વિકાસ સંકુચિતપણાના રોગને મટાડશે.

દેહને શુદ્ધ કરવાનો માર્ગ પણ ઉપકારવૃત્તિ ખીલવવાથી મળશે.

તમારા ઉપર કોના કોના ઉપકાર છે એ તો જરા વિચારો! હવા, પાણી, દાણા, ફળ, ઇ. કેટલાં સંભાળપૂર્વક તમને અપાય છે ?

આભારવૃત્તિના વિકાસથી તમારા ઘણા ઘા રૂઝાઈ જશે.

તમારા જીવને ઉન્નતિનો માર્ગ બતાવો! એ માર્ગ હાથ લાગે, તો જીવનની એકેએક ઘડી સંપૂર્ણતા તરફ જ લઈ જશે.

સંસારનાં સાધન સંપત્તિનો સ્વીકાર કરવામાં હરકત નથી. પણ એ, એકેએક વસ્તુ એની જવાબદારી સમજીને રાખો!

પ્રજાની દૈવી સંપત્તિ શોધો. દરેક પ્રજા પાસે એ હોય છે. એની લોકકથાઓમાં, કહેવત કહાણીઓમાં, પૌરાણિક માન્યતાઓમાં અને સૂત્રો-માંથી તે તે પ્રજાના આધ્યાત્મિક અનુભવો જડે છે.

એ વારસો ખોવા જેવો નથી. તમે બધા, પોતપોતાની દૈવી સંપત્તિની "જોઇન્ટ સ્ટોક કંપની" કહાડો. પોતપોતાના અનુભવ જ્ઞાનને એકત્ર કરો! એથી તો નવી માનવજાતિ ઉત્પન્ન થશે.

તમારા, ઉત્તમ વિચાર પ્રવાહોથી ભવિષ્યની પ્રજાનું આરોગ્ય ઘડાશે.

પ્રજાઓની ચડતી થશે કે પડતી, તેનાં ચિન્હો હોય છે.

જે પ્રજા પોતાની ઉન્નતિનાં સ્વપ્ન જોતી હોય છે, વીર પુરૂષો જન્મશે એવી આશા રાખે છે તે મહાન થાય છે, પણ અધોગતિને માર્ગે જે પ્રજા હોય છે તે તો કોઇ અવતારી પુરૂષોમાં માનતી જ નથી.

આશાવાદ બાળપણથી ઘડાવવો જોઇએ અને જ્ઞાન વિજ્ઞાનની પ્રયોગ શાળાઓમાં એને પાકો કરવો જોઇએ.

જીવનને સુધારાના માર્ગ પર મૂકવાથી આત્મવિશ્વાસ અને આત્મ-ગૌરવના અસાધારણ ગુણો ખીલશે. ઉપયોગિતા સમજતાં સમજતાં સૌન્દર્ય હાથ લાગશે.

આદર્શ જડશે તો આદર્શો પ્રાપ્ત કરવાની લાયકી ( goal fitness) પણ મેળવાશે.

બેડીઓ તુટી એટલે સ્વતંત્ર માણસ સાહસ કરશે અને પરાક્રમ શિખશે. ઉન્નત, વીર બનવાનો તો બધાને અધિકાર છે.

આપણા અંતઃકરણમાં ચેતનની જ્યોત બળે છે; એ જ આપણને ઊંચે અને વધારે ઊંચે જવા પ્રેરી રહી છે!

ભગવાન સાથે બુદ્ધિપૂર્વક સહકાર કરો અને આદર્શોને પ્રાપ્ત કરવાને લાયક થાવ!

તમે જે નવી સૃષ્ટિ ઘડવાના હો તો માનસિક ચક્ષુસમીપ ખડી કરો! નિરાશાઓને ત્યજી દો!

જગદંબાને ગયો જમાનો વિસરી ગયો હતો, આપણે જગદંબાને ફરી સ્મરણમાં લાવો!

અનંત નારાયણીનું સ્મરણ કરો! જ્ઞાનના વિસ્તારથી જ આનંદ પ્રાપ્ત થાય છે.



## મૃત્યુ*

છે આ સૌનાં જીવન મહીં જો મૃત્યુનો રંગ છેલ્લો!
આવે એ તો નીરવ પગલે નિત્ય મોડો વહેલો.
પેલો પ્રેમી પ્રભુ ત્યહીં રહ્યો દૂર તે વિશ્વપારે;
ત્યાંથી રેલે અમૃત જગમાં એ સદા એક ધારે.

આ ઊગેલાં તરુ અમી મહીં ઊંચકી આજ આંહીં,
રોપે મૃત્યુ તરુ ફરી મહા વિશ્વ ક્યારે જ ત્યાંહીં.
રોપાયાં એ સહુ તરુ ત્યહીં પૂર્ણ ઊગી રહેશે,–
ના કો દા'ડે ત્યહીં તરુ તણો નાશ તે પુણ્યદેશે.

ફોલ્લક

* કર્તાના એક સળંગ અપ્રસિદ્ધ 'પ્રેમધનુષ્ય' નામના કાવ્યમાંથી.

# માંદી નયનતારા

ધૂમકેતુ... 

ધંધાની બાબતમાં માથું મારવાનો સ્ત્રીઓનો અધિકાર બહુ પરિમિત લેખાય છે; છતાં જ્યારે શેઠ પ્રાણવલ્લભે એક શિખાઉ, સામાન્ય સ્થિતિના યુવાન જયકિશોરને ભાગીદાર તરીકે જોડવાની વાત જાહેર કરી ત્યારે તેની કાએલ પત્ની નયનતારાથી બોલ્યા વિના રહેવાયું નહિ. કુમારી લાવણ્યવતી થોડાક દિવસને માટે મોસાળ ગઇ હતી, અને ઇન્દુ તો હજી બોલતાં સાંભળતાં પણ શીખ્યો ન હતો, એટલે સીધે સીધી અને સ્પષ્ટ વાત કહી નાખવામાં લગારે સંકોચ રાખવો, તેના ધારવા પ્રમાણે છેક જ નિષ્પ્રયોજન હતું.

જમીને આડા પડેલા પતિદેવની સંગીન પ્રતિમા પાસે પોતાનું સ્થાન લઇને ચઢી આવેલા વાદળ જેવો ચહેરો તેના ચહેરા ઉપર ઝુકાવીને આંખમાંથી અનેક વીજળીનો અવિર્ભાવ પ્રત્યક્ષ કરતી તે બોલી :

"હવે તો તમે જે કંઇ કરો છો તે તમારા એકલાની જ મરજીથી કરો છો–કોને પૂછવું છે ને કોને ગાછવું છે? જાણે કે અમે તો ઘરનાં માણસ જ નહિ હોઇએ!"

"એવું તો તું તારી પોતાની મેળે જ માની લેતી હોય તો ખરૂં." પ્રાણવલ્લભે બેદરકારીથી જવાબ આપવાનો પ્રયત્ન કરતાં જણાવ્યું, "મારા મનમાં તો એવું કાંઇ જ નથી."

"તો વિજયવતીના છોકરાને ભાગ આપવાની વાત મને પહેલાં કેમ ન કહી?"

"મને એ એટલી બધી મુદ્દાની નહિ લાગેલી તેથી."

"એટલે તમારૂં કહેવું એ જ છે ને, કે મારે તમને એવી બાબતમાં કશું જ પૂછવું નહિ?"

"હૃદયેશ્વરી માટે એવો પ્રતિબંધ તે કદી હોઇ શકે ખરો?" પત્નીના કોમળ વાર્તાલાપથી ઉત્તેજિત થઇ જીંદગીની કરેલી મજલનો ખ્યાલ તત્ક્ષણ

ભૂલી જઇ, નવપરિણીત કિશોરની અદાથી પોતાના જમણા હાથથી તે સુમધ્યમાની કટિને અવગુણ્ઠિત કરી તે કંઇ કહેવા જતો હતો; પણ તે પહેલાં જ તેના બાહુપાશમાંથી ખસવાનો પ્રયત્ન કર્યા સિવાય, પોતાનો અધિકાર સંપૂર્ણપણે જામી ગયાની ખાત્રી કરીને, પાંજરામાં પુરાયલી સુંદર પંખીણી જેવો દેખાવ રજુ કરતી તે બોલી: "મારાથી અજાણ નથી, પ્રાણેશ, તમારી ઉદાર વૃત્તિઓ; પરંતુ તમારો અવિભક્ત પ્રેમ મેળવવામાં મારે નિષ્ફળતા જ અનુભવવી રહી હતી અને રહી છે, તેની તમે ના પાડી શકો એમ છો ? પરિણીત. જીવનની શરૂઆત કર્યા પછી કયા વિશેષ હક્કો મારે ફાળે આવી શક્યા છે તે હું જ જાણું ! આજકાલના પતિઓને ધણીયાણી માત્ર એક ઉપયોગપુરતા રમકડાની જ ગરજ સારી શકે છે, તેનો હું એક પ્રત્યક્ષ પુરાવો છું. તમે જાણો છો જ કે તમારી કોઇપણ જાતની આદર્શસિદ્ધિને આડે હું કદિ પણ આવી નથી. પરંતુ વિજયાના છોકરાની બાબતના તમારા વલણ માટે મને સખત અણગમો છે. પછી તો જેવી તમારી મરજી."

"હું સમજી શકતો નથી કે શા માટે તું આ બાબતમાં આટલો બધો રસ લઇ રહી છે! મને લાગે છે કે કોઇ અપ્રસ્તુત કુશંકાએ તને પોતાની કરી છે."

"એ તો જે હૈયે તે જ હોઠે. યુવાન જયકિશોરને ભાગીદાર બનાવી તેની લગભગ યુવાન જેવી જ માતાનો પરિચય વધારવાની લાલસા તમને થઇ આવી ન હોય તેની શી ખાત્રી ?"

પ્રાણવલ્લભે શો જવાબ આપ્યો અને પતિપત્ની વચ્ચેનો એ સંવાદ ક્યાં સુધી ચાલ્યો તે જણાવવા કરતાં અહીં એ કહેવું વિશેષ આવશ્યક છે કે જયકિશોરનો બાપ પ્રાણવલ્લભની જ જ્ઞાતિનો પરંતુ સામાન્ય સ્થિતિનો માણસ હતો. જીવ્યો ત્યાં સુધી જાહોજલાલી અને ફત્તેહમંદી જેવું કાંઇ જ જોયું ન હતું પરંતુ માથે કશું કરજ તેમજ લાંબો ઘર ખર્ચ ન હોવાથી થોડી ઘણી બચત રકમની હિસ્સાદારી કેટલીક જાણીતી પેઢીઓમાં સ્વીકાર્યા ઉપરાંત જીવન સલામતીની સરકાર મદદરૂપ વ્યાપારી મંડળીઓમાં જમાનાના શિરસ્તા પ્રમાણે પોતાના હક્ક સુરક્ષિત કરાવી શક્યો હતો. તેથી તેનું આકસ્મિક મૃત્યુ પત્નીને વૈધવ્યનો કાયમનો રંગ લગાડનારું હોવા છતાં, પુત્રના હક્કમાં એક આશિર્વાદ સમુ નિવડ્યું હતું; કારણ કે તેના માતમ ખર્ચની રકમ બાદ જતાં જયકિશોરના હાથમાં ચોકખી રૂપિયા આઠ હજારની

સીલક રહેવા પામી. ઉપરાંત તેજ અરસામાં, વિજયવતીની માતા તરફથી તેને બે મકાનો અને થોડીક જમીન વારસામાં મળી ગઇ. એટલે ઘરનો ખર્ચ ચલાવવામાં તેમને કશી પણ મુશ્કેલી નડે એમ ન હતું. ઉપરોક્ત બધી જ સિલીક સાથે કામ કરવાની શરતે સુપ્રત કરીને ચોકખો . એઓની ભાગ સ્વીકારવાના કરાર થયા ત્યારે જયકિશોર ઉપયોગ પૂરતુ શિક્ષણ લઇ ચુકયો હતો.

વહેમી નયનતારાની શંકાઓ દિવસે દિવસે વધારેને વધારે બળવાન થતી ગઇ. સ્વામીની સ્વાભાવિક શુષ્ક વર્તણુંક તેને વધારે પડતી શુષ્ક લાગવા માંડી. પતિના મરણને બાર માસ પૂરા થયા વિના વિજયવતીથી બહાર નીકળી શકાતું નહિ એટલે ગૃહવ્યવસ્થાની પરચુરણ મુશ્કેલીઓનો તોડ લાવવામાં જમીન વ્યવસ્થામાં તેમજ મકાન મરામત વગેરેના ઉપક્રમમાં પ્રાણવલ્લભને અગ્રભાગ લેવો પડતો; અને તેથી જયકિશોરની હાજરીમાં અગર ગેરહાજરીમાં વિના સંકોચ તે ત્યાં જઇ શકતો, એટલું જ નહિ પણ પ્રસંગાનુસાર ચાહ નાસ્તો તેમ જ ભોજનપાણી પણ સ્વીકારતો. તેમાં એક બે વખત એવું બની ગયું કે ઘેર જમવાની તેણે આગળથી ના કહેવડાવી. અને વધારામાં પૂરૂં, બહારગામથી પાછા આવતાં એક વખત વિજયવતીએ મંગાવેલી કેટલીક રકમો ઘેરથી પહોંચાડવાની તકલીફમાં ઉતરવું ન પડે એટલા માટે ગાડી પણ તેને આંગણે જ પહેલી થોભવવી પડી. એ બધા કારણોથી નયનતારા ઘાસની ગંજીની માફક સળગી જતી હતી. પરંતુ લગભગ ઉંમરે પહોંચવા આવેલી લાવણ્યવતી મોસાળેથી પાછી આવી એટલે પતિપત્નીના ખાનગી વિસંવાદને જાહેર પ્રસિદ્ધિનો અવકાશ ન મળ્યો તે ન જ મળ્યો.

કેટલાક દિવસો, કેટલાક અઠવાડિયાંઓ અને કેટલાક મહિના ઉત્તરોત્તર કાળના વર્તુળનો વ્યાસ નિયતક્રમે વધારતાં ગયાં. પતિની કલાકની ગેરહાજરી પણ તેને કટકારૂપ થઇ પડવા લાગી. દરેક વખત એક જ અનુમાન પર આવીને બધો દોષ તે વિજયવતી ઉપર જ ઢોળતી. તેને અનેક વખત એમ જ થયા કરતું કે પ્રસંગ મળે હું તેની ઝાટકણી બરાબર કાઢું ! પરંતુ ઘણા પ્રસંગ મળ્યા છતાં એવી વાત શી રીતે ઉપાડવી તે જ તેના મગજમાં આવી શક્યું નહિ. જો તે અભણ કે અર્ધશિક્ષિત હોત તો તેણે કંઇનું કંઇ કરી નાંખ્યું હોત. એમ એ મનમાં ને મનમાં કહેતી અને સર્વ પ્રસંગે તેને બેલગામ જીભવાળી બિનકેળવાયલી સ્ત્રીઓનું સ્થાન પોતાથી ઉચ્ચતર

લાગતું. પુસ્તકો વગેરે વાંચવામાં તેને કંટાળો આવવા લાગ્યો. અને બાળક ઇન્દુને નોકરવર્ગને કે લાવણ્યવતીને સોંપી પોતાના માની લીધેલા અનિષ્ટનો ઉપચાર શોધવામાં દિવસનો ઘણો ભાગ વ્યતીત કરતી. પહેલાંની માફક પતિની અભ્યર્થના કરવામાં તેને પોતાની જાતને હલકી પાડવા જેવું લાગ્યું; એટલે બોલાવ્યા કે પૂછ્યા વિના તે કદી પણ કાંઈ કહેતી નહિ. અને પ્રાણ-વલ્લભને પણ તેમ કરવાની ઝાઝી પડી ન હોય એમ લાગવાથી દિવસે દિવસે બંને વચ્ચેનું અંતર વધતું ગયું, અને પરિણામે એક જ ઘરમાં બે અજાણી વ્યક્તિઓની માફક તેઓ રહેવા લાગ્યાં. તેનું વિશેષ અંજામ એ આવ્યું કે થોડા વખતમાં તે દુર્ભાગી સ્ત્રીને ધીમો વિચિત્ર રોગ લાગુ પડયો.

લાવણ્યવતી કિશોરાવસ્થા તજીને હવે મુગ્ધા બની હતી. માતાની પાસે વધારે વખત બેસતાં તેને શરમ લાગતી. પોતાનો અવાજ જાણે બગડી નહિ ગયો હોય એવા ભયથી વડીલો સાથે પહેલાંની છૂટથી તે બોલી શકતી નહિ. ચાલતી વખતે તેના પગો પોતાના આદેશ વિરૂદ્ધ વર્તતા હોય એમ તેને જણાતું. શરીરનું ઝડપબંધ થતું રૂપાન્તર તેને અજાણી ગાડીમાં બેસી ગયેલા શખસની સ્થિતિનું ભાન કરાવતું. અને તેનું સમગ્ર સ્વરૂપ બંદૂક અને કારતૂસથી લદાયલા લશ્કરીનો ખ્યાલ આપતું. એવી હાલતમાં એક વખત તે પોતાના ખાનગી ઓરડામાં, એક અરીસા સામે ઊભી હતી સંપૂર્ણ એકલી, વિચારનિમગ્ન! જાણે કે પોતાની નિકટની સહચરીને કોઇ સખી સુલભ પ્રશ્ન પૂછી રહી ન હોય! અકસ્માત-વશાત્ દ્વાર આગળથી પસાર થતો જયકિશોર, નિકટમાં અંતરાય જેવું કંઈ ન જોવાથી, પોતાનાં સૌંદર્યપિપાસુ નેત્રોને પરિતૃપ્ત કરવાના આશયથી પળવાર ઊભો રહ્યો. પણ તેમ કરતાની સાથે જ પોતે શી વસ્તુ લેવા માટે અને ક્યાં જતો હતો તેની આછી પાતળી સ્મૃતિ પણ લુપ્ત થતાં, જીવનમાં પહેલી જ વખત નસો કરનારની સ્થિતિને આધીન થયો. પડછાયાનો આભાસ થતાં લાવણ્યવતીએ, આ શંકાનો ક્ષણિક કંપ અનુભવ્યા પછી તરત જ, પોતે શું કરે છે તે જાણ્યા વિના નિર્ભીતપણે દૃષ્ટિનિક્ષેપ કર્યો. પણ એ દૃષ્ટિમાં ન હતો ગુસ્સો કે ન હતો રોષ. માત્ર નરી કુતૂહલતા પણ ન હતી–તો શું હતું?

બંનેને મળવાના તેમ જ જોવાના આ પહેલાં અનેક પ્રસંગ આવી ગયા હતા, પરંતુ એક બીજાને ઓળખવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

એમાંથી કોઇ કશું જ બોલ્યું નહિ–બોલાય એમ પણ ન હતું–જયકિશોર નાજુક બાંધાનો તેજસ્વી યુવાન અને તેને જ પોતાનો પરમ ગુણગ્રાહક અને પ્રશંસક લેખતી લાવણ્યવતી! મુહૂર્તાર્ધમાં જ, જ્યારે અત્યંત વ્યથાથી તેમને અન્યોન્યની દૃષ્ટિને સમુચિત પ્રવાહમાં પાછી ખેંચવી પડી ત્યારે તેઓને એક બીજાનો અક્ષમ્ય ગુનો કરતાં હોય એવું લાગ્યું.

ત્યાર પછીના દિવસો તે બંનેના કેવી રીતે વ્યતીત થયા તેની સંપૂર્ણ જવાબદાર માહિતી આપવી શક્ય નથી. પણ એટલું ચોકકસ જણાઇ આવતું કે વખતો વખત તેમની આંખો પરીક્ષાના હંગામમાં કરેલા વધારે પડતા વાંચનથી થયેલી વિદ્યાર્થીઓની આંખો જેવી લાગતી. યુવાન જયકિશોર હિસાબ કિતાબમાં પાવરધો થઇ ગયેલો હોવા છતાં, ઉપરોકત બનાવ પછી અભણ માણસ પણ ન કરે એવી ભૂલો કરી નાખતો તેમજ કેટલીક વખત મંગાવેલી વસ્તુઓનો ઉપયોગ કરવાનું પણ સાવ વિસરી જતો. અને લાવણ્યવતીને માટે તો એક વખત એવું બની ગયું કે માથું મઢાડવાની દવામાં આંગળી નાખવાને બદલે ચુનાની શીશીમાં નાખી દેવાથી બધાની વચ્ચે બિચારીને ખિસિયાણી પડી જવું પડયું.

ઉચ્ચ કુટુંબોમાં જેમ સામાન્ય કિંમતના દાગીનાને મહામૂલ્ય, વિરલ દાગીના તરીકે લેખાવવાનો પ્રયાસ સ્તુત્ય ગણાય છે; તેમ, કેટલીક વખત નહિ જેવી માંદગીને છેવટેણુ માંદગી તરીકે સ્વીકારવાની વૃત્તિને પણ ઉત્તેજન પાત્ર ઠેરવાય છે. જાતજાતની અનેક દવાના ભાગ પીવા છતાં નયનતારાને આરામ કે તફાવત અસ્પાશે પણ થયો નહિ. એક ફરિયાદ ટાળતાં બીજી એ ફરિયાદ ઊભી થતી, ઉપચારજીવનો અને ઉપચારાધ્યક્ષો બદલાયા. છેલ્લે હવાફેર જવાની દરખાસ્ત મુકાઇ. પરંતુ તે સાથે એવું પણ સૂચન થયું કે પતિપત્નીને એવે એકાન્ત સ્થળે એકાન્ત વાતાવરણમાં સાથે રહેવાથી અર્થને બદલે અનર્થ થવાનો સંભવ વિશેષ હોવાથી નયનતારાએ પ્રાણવલ્લભ સાથે નહિ પણ કોઇ અદના સગા કે ઓળખીતા સાથે રહેવું વિશેષ હિતાવહ હતું. અને સાંભળનાર બધાને એ વાત કબૂલ કરવા જેવી લાગી. પણ તે જ વખતે કોઇએ સવાલ કર્યો: " કે વાત તો ખરી, પણ સાથે જાય એવું બીજું છે કોણ ?"

અને વધારે માંદગીનો હેવાલ જાણીને પહેલવહેલીજ ખબર લેવાં આવેલી વિજયવતીએ કહ્યું, " એમાં શું ? આપણા જયકિશોરને મોકલો !"

# શાને ?

એક વાતે મને વંચિત રાખ્યોઃ
દીધી નહીં મારા દેહને પાંખો,
નીકર વિશ્વનો ગોલક આખો
ઘૂમી ઘૂમીને વ્યોમની વાડીથી ચૂંટત તેજસ્વી તારા,
સૂત્ર વિશે એને ગુંથીને તારે કંઠ આરોપત માળા !

રઢ લાગી મને નંદનવનની,
ભૂખ જાગી એના અમૃતફલની,
પ્યાસ આકાશીગંગના જલની;
સુર બગીચાને ઝાડવે બેસીને ગીત હું ગાત રસાળાં,
પૂગીને પકવફળો નભગંગના નીર હું ગંધ–નિરાળાં
પીત, ને થાત પ્રસન્ન રૂદામાં !–

શોખ મને સિંધુપાર પ્રદેશના,
કોડ મને સન્ધ્યમ્હેલ પ્રવેશના,
ઉષાના મુખની ઝાંખીની એષણા;
વાદળના શીત મ્હેલમાં વીજળી તખ્ત તેની શોધે
જાવું, પરંતુ પાંખ વિહોણી પંગુ દશા મને રોધે !

દીધી ભલે મને કલ્પના–પાંખો,
વિહરૂં એણે હું ગોલક આખો,
ખ્યાલ છતાંયે આવતો ઝાંખોઃ
કલ્પનાની જડી પાંખ દેહે ભરૂં ફાળ અનંત વિતાને,
જાગીને જોઉં ત્યાં કાયા ઢળેલી હોય ધરાને બિછાનેઃ
પાંખથી વંચિત રાખ્યો શાને ?

દેવજી રા. મોઢા

# મૂર્તિને

[ શિખરિણી ]

કહી પાણો છો ને અવર સહુ તુંને અવગણે,
નમું હું તો, કાં જે–દિવસરજની લાંઘણ કરી
તહેવારે વારે તવ સમીપ આવી ઢળી પડે
કુડાં ઢોંગી હૈયાં તદપિ નવ તું કો દી પીગળે-
ખરો પાણો !
કિન્તુ હૃદય ભરમાઈ અમ જતાં :
અમારે એ પીડા !......................

ઊર્મિલા દવે—

# પ્રાસ

સુશીતલ સમીરની તરલ લોલ મંદોર્મિએ
પ્રફુલ્લ વદને લઈ કલમ કાવ્ય આરંભિયું;
લઈ વિષય, વૃત્ત ચોકઠું લહી બન્યો સ્વસ્થ હું,
શરૂ ત્વરિત મેં કર્યું સુરસ ભવ્ય સૉનેટ કો.
શરૂ કર્યું સુકાવ્ય મેં –"પ્રભુ દયા કરી આપિયું
મને, જીવન ધન્ય ને મનુજ વાંચ્છતો જે અહીં
બધું–ધન અખૂટ, પુત્ર, યશ દાન, વિદ્યા –દીધું.
કરું હું સરવૈયું ને જીવન ચોપડો મેં લીધો,
પછી ખતવિયાં જમા વળી ઉધાર ખાતાં બધાં.
અરે, જીવનસંગિની ! કયમ ભૂલ્યો ? કયા પાસમાં–
જમા અગર તો ઉધાર મૂકી પાસું હું મેળવું ?"
અચાનક સખી ત્યહીં સમીપમાં સરીને ઊભી,
ચઢાવી નિજ નેત્રની લલિત ભમ્મરો રોષથી;
–અપૂર્ણ કવિતા ત્યહીં રહી, ન પ્રાસ કે યે જડયા,
'અરે પ્રભુ શું કાવ્યમાં ?–જીવનમાં ય ના પ્રાસ આ ?'

પ્રો. વસન્ત ઉપાધ્યાય

# નોતરું

સંધ્યા એની અઠળક ધરે રંગભીની બિછાત,
પેટાવીને રજની મલકે લાખ દીવાની વાટ;
ફૂલો કેરી સુરભિ સહસા વાયુપાંખો પલાણે,
ને હૈયાને મધુર રમણે નેન તારા નિમંત્રે!

તું–હું વચ્ચે લખલખ પડયો જોજનોનો અકારો
ગાળો, મારાં ડગ લથડતાં થાકી ઝંખે વિસામોઃ
તું શું રાખે ચપળ ગતિની પંગુ પાસે અપેક્ષા?
દેખાડે વા નયનકિરણે નોતરું જૂઠી સ્વેચ્છા?

મેં તો બાંધ્યું લઘુક ઉરના હર્ષ ઉન્માદ ભેગું
વેઠેલાં સૌ વ્રણ અસહની વેદના એવું ભાતું:
હૈયા કેરી ગહરી કરુણા, વેદના, શોકભાર;
માનીને કે તવ સ્પરશ સંજીવને ધન્ય થાય!

સૂંગા, નેત્રે પલક પલકી, પાડવા સાદ તારે;
વંકી કેડી પદ લથડતે ખૂંદવી કેમ મારે?

પ્રેમશંકર હ. ભટ્ટ

# સમાલોચના

ઇન્દ્રધનુ (લેખકઃ સુંદરજી ગો. બેટાઇ. પ્રકાશક આર. આર. શેઠની કાં. કિં. બે રૂપિયા.)

આ કાવ્યગ્રન્થના કર્તા એમના આગલા પુસ્તકથી કીર્તિ વર્યા પ્રેરાઇ અત્યાર લગી છૂટક છૂટક સામયિકોમાં પ્રગટ થયેલાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ લઇ અન્ય કવિઓ જેમ આ સાલ ઉપસ્થિત થયેલા છે. ખંડકાવ્યોના સંગ્રહથી લેખક જાણીતા થયેલા છે. તેમાં આ સંગ્રહ એમના યશમાં અવશ્ય વધારો કરશે એમ આ પુસ્તકના કેટલાંક કાવ્યો પરથી કહી શકીએ. બાહ્ય અને આંતર જગતના રહસ્યસ્થાનો પર પ્રકાશ નાંખતા કવિને જે પ્રત્યક્ષ થયું, જે વિવિધ રંગો આલેખાયા તેને ઇન્દ્રધનુ કરતાં બીજા કયા વિશેષ સુંદર નામે મૂકી શકત ? નિવેદનમાં કવિએ પુસ્તકના નામકરણના બે કારણો-ઇન્દ્રધનુ નામની એક લાંબીકૃતિ આ સંગ્રહમાં આવે છે અને સ્મરણ દીપ એ અર્પણ-કાવ્ય લેખે મૂકેલી રચનામાં સુચિત થયેલ આપ્યાં છે. જેમ સાહિત્યમાં નવ રસ છે તેમ કાવ્યોમાં વિવિધ રસ ને રંગના કાવ્યો હોઇ રંગને પ્રકાશદર્શક નામ સુયોગ્ય જ લાગે.

આ દળદાર કાવ્ય ગ્રન્થને તેના વિષયો પ્રમાણે જુદા વિભાગોમાં વ્હેંચી ક્રમબદ્ધ ગોઠવ્યાં છે એથી વાચકને કેટલીક સરળતા રહેશે. નવીન કવિઓની હરોળમાં ઊભેલા કવિ નવ ઉન્નત ક્રાંતિનું પ્રણાય ઇચ્છી પ્રકૃતિ અંશો જેવી ધન્યતા માણવા ઇચ્છે છે. આથી તેમના હૃદયના સકળ ભાવોથી વાણીને અર્થવતી કરવા પ્રયાસ કર્યો છે. તેમાંય પ્રયાણના પ્રથમ વિભાગમાં 'ન હું ઝાઝું માગું,' 'પિયર વિહોણી,' 'મંગાગઇ,' 'ગૃહત્યાગ' જેવા સારાં કાવ્યોનો સમાવેશ થયો છે. આ સિવાયનાં બીજાં કાવ્યો જુદી જુદી હૃદય ને મનની સ્થિતિમાં આનંદ આપી શકે એમ છે. જેને પ્રકૃતિ કાવ્યોનો શોખ હોય તેને અગ્યારેક કાવ્યો એમાં મઝા આપી શકશે; અને જેને પ્રણયની મંગલ અને વિષમ બાજુ જોવી વાંચવી ગમે તેને માટે આ બે વિભાગો ઉઘાડયા છે. પ્રણય મંગલ વિભાગ મોટો થયો છે એટલે પ્રણયની વિષમતા કરતાં મંગલ-

કારી અસર ઝીલી છે એ સ્હેજ અન્વેષણથી માલમ પડે છે. ક્યાંક વિષાદભર્યો મંગલ ગાયો છે. જીવનની કરુણ બાજુ મંગલ અવસરે પણ સ્પર્શી જવાય છે એ જાત અનુભવ સિદ્ધ છે. મા, દાદી, સહચરી પર હૃદય સ્પર્શી કાવ્યો છે. કોઇ કાવ્યમાં પહેલીવાર ઉતર્યો છે એમ નથી લાગતું ? આ ઉપરાંત પ્રણયકાવ્યો જે છે તે કંઇ ઉમાશંકર કે મનસુખલાલની સાથે ઓછાં સરખાવી શકાય એમ છે ? આ વિભાગની કલગીરૂપ તો ઇન્દ્રધનુનું કાવ્ય છે. આ કરુણ રસાન્વિત ચિંતનાત્મક કાવ્ય રસ, ભાવ, વિચાર ને લાગણીયુક્ત હોઇ ઊંચી કલ્પનાથી મઢેલું છે. 'વાદ્યનાશ' ઇન્દુલાલ ગાંધીના 'એકલ તારો' ના ઉપાડ જેવું છે. શૈલી, વિચાર અંતમાં ભેદ ઘણો છતાં સામ્ય પણ વરતાઇ આવશે. પ્રણય વૈષમ્યનાં કાવ્યો સંખ્યાને ગુણવત્તાની દૃષ્ટિએ કંઇક ઓછાં છે. ટિપ્પણકાર લખે છે તેમ પ્રેમમાં સાંસારિક પરિસ્થિતિને લીધે, સમાજના પ્રસ્થાપિત અને બહુમાન નીતિનિયમોને લીધે, વિચાર કરતાં લાગણી વધારે પ્રબળ બની જાય તેને લીધે જે વિષમતા આવી પડે છે એનું આલેખન આ વિભાગના કાવ્યોમાં છે. પણ અમારે કહેવું પડે છે.કે આ વિષમતા દેખાડી કવિ અટકી રહ્યા છે, એ ઉકળી પડ્યા નથી, અને એમાં દેખાડેલી વિષમતા કદિ ઉગ્ર વર્ણવાઇ નથી. આથી તેમાંના વિષયો સામાન્ય કોટિના લાગે છે. 'બસ સ્મશાનની હાંડલી' ને 'ન સમીપ આવશો,' શબ્દ રચના ને સ્ત્રીમુખે મૂકાયેલી રચનાઓ હોઇ હૃદયંગમ લાગે છે.

પુસ્તકના છેલ્લા વિભાગમાં બધા મળીને ૨૭ ગીતો છે. તેમાં અંતરના ઝણકારો ગીતરણકાર રુપે ઝીલી લીધાં છે. જીવનનાં ડોળાયલાં નીર અને માનવના વલોવાયલાં ચિતમાં કાળઝાંઝરીનો શબ્દ સુણ્યો તેથી જગતમાં આંસુનો સાગર અને બળતી આશાની ચિતા છે, તો તે સાગરને પીનાર કો અગસ્ત્ય અને ચીતા ઠારનાર–ગંગા લાવનાર ભગીરથની માંગણી કેટલી બધી આત્મોન્નતકારિણી લાગે છે. આ વિભાગમાં 'રંગપરવણી,' 'મોધેરું બેલડું', 'હું શું માગું' વગેરે કાવ્યોમાં ઊંચા કવિત્વ ઉપરાંત શબ્દરચના કૌશલ્ય પણ ઊંચા પ્રકારનું જણાઇ આવે છે. છતાંયે કેટલાંક ગીતોમાં સમર્થ પંક્તિઓથી ઉપાડ જેટલો સરસ તેટલો જ તેનો અંત નિર્બળ પંક્તિઓથી પણ આવે છે.

આ ઉપરાંત ઇન્દ્રધનુમાં ઠેર ઠેર પ્રાસોની મેળવણી, શબ્દો માત્ર જોડ-

કર્ણાં કે ખડકલા ન રહેતાં ગેય તાલલયમાં લીન થતા આવે છે. કેટલાક કાવ્યમાં ભાવ પણ ઉન્નત વર્ણવાયા છે. આ કવિ પર અનેક કવિઓની છાપ પડી છે. નવા જમાનાના વિષયોવર્ણનો એમણે ઉમાશંકર સુંદરમ જેમ ઝીલ્યા નથી તેમ તેમનામાં જૂના કવિઓની પૂરાણુ પ્રિયતા ય નથી. ગોમતીકાવ્ય બોટાદકર, પ્રભાદર્શન, પ્રતિયોગ નરસિંહરાવ શૈલીનાં સ્મરણ જગાડે છે. 'એકલ વ્રાસ' શેષના એકાદ કાવ્યની અસર નીચે, તો 'મનુજને' ઉમાશંકરના 'વિરાટ પ્રણય' સાથે ગણાવી શકાય એમ છે.

જેઓ નવીન કવિતા પ્રવાહ તરફ ઘૃણાની દષ્ટિથી જુએ છે તેઓ રા. બોટાદની કાવ્યધારા નવરાહે વહી છન્દના સ્વચ્છંદમાં પડી–ધૂપ્યો, દગ્ધી નામ ભૂતકૃદન્ત પરથી ક્રિયાપદ બનાવી નિયમોની અવગણના કરે છે; ત્યારે કચવાતા હશે. સરળતા પ્રેમીઓ તેમાં સંસ્કૃત શબ્દોનું પ્રમાણ દેખી ધૂંધવાતા હશે, પણ તેનો જવાબ કવિએ બેતમાપૂર્વક તેમના નિવેદનમાં આપી દીધો છે: અમારે તો વર્તમાન ગુજરાતની કાવ્યધેનુને માત્ર દોરી જવી છે, અને એની શીંગડીએ જો કશું કીર્તિકનક કે કનક કીર્તિ બાંધેલ હોય તો તે અમારે જોઇએ છે." પણ ઉત્તરના આપનાર પ્રેમ સાફલ્ય જેવા ૧૩ લીટીના કાવ્યમાં 'જ' એકલો વિના પ્રયોજન ચાર વાર આવે છે તેનો શો બચાવ કરશે ? ' જે હો તે હો ' જેવા પ્રયોગો કાવ્યની શોભા વધારતા હશે શું ? અને તત્સમ શબ્દોની બાબતમાં ઝાઝેરી છૂટનો જે ટિપ્પણકાર ૨.વ. વકીલના પુસ્તકમાં અંગુલી નિર્દેશ કરે છે તે પોતે અણઘટતી છૂટ નથી લેતા શું ?

ચિત્રલેખાઃ– ( લે. પ્ર. રમણ ન. વકીલ ) કિં. સવા રૂપિયો.

જીવનસ્વપ્ન, આશા, ભાવના કલ્પના આલેખતો ચિત્રલેખા 'ઇન્દ્રધનુ' ના અર્થદ્યોતક જેવો સંગ્રહ ભાઇશ્રી રમણ. ન. વકીલનો આ બીજો ફાલ છે. આ કવિએ વિવિધ પ્રવૃત્તિ હાથ ધરેલી હોવાથી એમની કાવ્ય શકિતને અન્યાય કરી રહ્યા હોય એમ લાગ્યા કરે. પણ કહેતાં સંતોષ થાય છે કે તેમનો આ સંગ્રહ પ્રથમ કાવ્યસંગ્રહ, પ્રણય કાવ્યો કરતાં ઉચ્ચ કોટિનો થયો છે. પ્રણય કાવ્યોથી એમને આપણે દામપત્ય ભાવના કવિ તરીકે ઓળખતા આવ્યા છીએ અને એમની કવિતાનો આ પ્રધાન સૂર તો અહીં પણ પડધાયા વિના રહેતો નથી.

આ સંગ્રહમાં તેમના આગલા સંગ્રહના ઊચ્ચ કાવ્યોનું ચયન અને ત્યાર પછી બીજાં પ્રસંગોપાત લખાયેલાં કાવ્યોનું તેમાં ઉમેરણ થયું છે. પ્રણય કાવ્યોના શ્રેષ્ઠ કાવ્યો સાથે નવા લખાયેલા કાવ્યોનો સુમેળ પણ સારો સચવાયો છે. અને તેથી રમણ વકીલના કવિત્વનું પારખું લેવા માટે ચિત્રલેખાનો સંગ્રહ પ્રતીક રુપ કહેવાશે. આટલા માટે જ આ સંગ્રહ પ્રથમ કરતાં પ્રગતિના પગલાં રુપ લેખાય. આપણા લબ્ધપ્રતિષ્ઠિત યુવાન કવિઓના બીજા નંબરના સંગ્રહો કેટલે અંશે એમની કાવ્યકલાના પ્રગતિદર્શક છે, એ વિશે વિવાદ રહેશે પણ થી. વકીલના આ સંગ્રહે એમની ચોકખી પ્રગતિ દેખાડી છે એની કોઇ ના નહિ પાડી શકે. વળી એમાં જે વૈવિધ્ય સચવાયું છે, પ્રણય, કુદરત વર્ણન, મર્માળુ હાસ્ય, કરુણ વિષાદ, વગેરે, એથી આ નાનકડો સંગ્રહ વિશેષ આવકારદાયક થઇ પડે તો ના નહિ.

પ્રથમ કાવ્યથી માલમ પડે છે કે આ પુસ્તક કવિ પોતાની જીવન સખીને અર્પણ કરે છે અને એમાં કવિ નિખાલસપણે પ્રણયકાવ્યોના પુષ્પોની શોભા વિલાઇ ગયા જેવી ગણી પ્રણયની મધુરપવાળાં કાવ્યો આપે છે અને તેમ છતાં ય જો તે સંતોષાય એમ ન હોય તો હૃદય છબી નિરખી લેવા પ્રાર્થના કરી છે. અને ત્યાર પછી સંગ્રહની વચ્ચે વચ્ચે 'પ્રણયગ્રન્થી,' 'કટુશબ્દો,' 'શું થાયું,' 'હૃદયવાદ્ય,' 'એકલાં ?' 'સમીક્ષા,' 'બંધન,' 'યાચના' કાવ્યોદ્વારા કવિ પોતાના પ્રણયને માતાં હૃદયછબી રજુ કરતા જાય છે. માનવ પ્રત્યેની એમની સહાનુભૂતિ એમના કાવ્યોમાં પ્રબલ છે.

આ સિવાય આ સંગ્રહમાં કવિને મુસાફરીનો જે કંઇ લાભ પ્રાપ્ત થયો અને ત્યાંના દૃશ્યો જે કંઇ ચિતપ્રદેશમાં અંકિત થયાં અથવા તો જે કલ્પનાભર્યા વિચારો પ્રકટયા તે પણ કવિતારુપે અત્રે આવિર્ભાવ પામ્યાં છે. 'તમે શહીદો ? સૈનિકોની સમાધિ, વિભુનો ગ્રન્થ, વગેરેમાં કવિનું મંથન રજુ થયું છે. તો કાશ્મીરનાં સ્મરણો, ઋતુરંગ, અજંતાના મનોરમ ને સ્વાભાવિક શબ્દચિત્રણો પણ છે. જીવનની હળવી બાજુ કાવ્યમાં ઝડપી લેવાની નવી રીતઢંગ પણ નવાયુગમાં પ્રાપ્ત કરી લેવાં જોઇએ ને ? 'પ્રાતઃસ્મરણ, વિકટોરિયાના ઘોડાને, ત્રિનેત્રીને–દ્વારે ઉભેલા-કુતરાને, શુંડના સર્જકને, એક નિવેદનના કાવ્યો સ્વૈરવિહારી રસવતી શૈલીનાં આવે છે. આ રીતે સંગ્રહમાં

વૈવિધ્ય સારા પ્રમાણમાં જળવાયું છે. 'અરે હૈયું' નાનું અને સૌભાગ્ય'-નામનાં કાવ્યો આગળ પડતું ધ્યાન ખેંચી રહે એવાં છે.

રમણ વકીલનાં કાવ્યોની પ્રવાહિતા, અને લઢણ અનોખી છે. એવી નવીન કવિઓમાં જુજ હશે, છતાં એમનામાં કવિતાના ઊંચા શિખરો સર કરવા જેવી ઉદાત્ત કલ્પના નથી એ પણ સ્પષ્ટ છે. વાણીનો પ્રસાદ એટલો સરસ છે કે વાચકનો રસ કોઈ પણ ક્ષણે સ્ખલિત થતો નથી. એ જ આ મનોહર કવિની સફળતા છે. એનાં દૃષ્ટાંત તરીકે કાશ્મીરનાં સંસ્મરણો ફરી ફરી વાંચવાનું મન રહે છે.

ઇન્દ્રધનુ અને ચિત્રલેખામાં પુસ્તકની અંતે અનુક્રમે ભા. બાં. વ્યાસે અને સું. ગો. બેટાઈએ ટિપ્પણો આપ્યાથી કાવ્યોને સમજવામાં સહેલાઇ પડશે અને વિદ્યાર્થી આલમને ઉપકારક નીવડશે.

કાવ્યકળા :—( લે. મોહનલાલ પાર્વતીશંકર દવે. કિં. સવા રૂપિયો. )

મોહનલાલ દવે આપણા સાહિત્યના પ્રસિધ્ધ વિદ્વાન છે. એમના મીલનસાર સ્વભાવ, રસિકતા ને વિદ્વતા તથા વિદ્યાવ્યાસંગને અંગે એમણે જે વિચાર્યું, લખ્યું, કહ્યું–એ બધું માસિકપત્રોના પાને પડયું રહ્યું હતું. આથી ઘણાખરા સાહિત્ય પ્રેમીઓને કચવાટ થઇ રહ્યો હતો. એ કચવાટ દૂર કરવા કેમ જાણે આપણા જે વયોવૃદ્ધ સાક્ષરોએ જાગ્રતિ દેખાડી તેમાં મોહનલાલ દવેને પણ ગણાવી લઇએ. જો કે આ સાક્ષરે પોતાનામાં રહેલી નમ્રતા કે વિદ્વાનો તરફના પરમ ભક્તિભાવને અંગે પોતાના વકતવ્યો ઝાઝાં ઉચાર્યાં નથી પરંતુ એમનો સમન્વયનો જે ગુણ તે કયાંય છતો થયા વિના રહેતો નથી. એમની રસગ્રહણ વૃત્તિના ફાલ રૂપ એમનો પ્રથમ ગ્રન્થ સાહિત્યકળા આપણને સાંપડયો. કાવ્યકળા નામે બીજો ગ્રન્થ પણ એ જ રૂપરંગ ને ઢબે પ્રકટ કર્યો છે. તેમાં એમનાં લાંબા વિદ્દદ્ભોગ્ય કાવ્યને લગતા ૭ લેખો છે. અને બધા જ પૂનર્મુદ્રિત થયેલા છે. લેખકના કાર્લાઇલ, ઇમર્સન, રસ્કિન, ટૉલસ્ટૉય, સિડની, કૉલિન્સ અને લેસિંગના અભ્યાસના પરિપાક-રૂપ આ ગ્રન્થને ગણાવી શકાય. દરેક લેખમાં લેખક વસ્તુના હાર્દને છણી વિદ્વાનોના મંતવ્યો રજુ કરે છે. આમ કરતાં એમણે જે દાખલાઓ ટાંક્યા છે

તે આપણા કાવ્યોમાંથી જ છે. આ એમની આપણા સાહિત્ય સંબંધી ઊચ્ચ સમજશકિત અને રસજ્ઞતા દર્શાવી આપે છે. શ્રી. દવેએ જે સરળતા, પ્રવાહિતા, ને સુચીતા એમના લખાણમાં આણ્યાં છે તેવાં ભાગ્યે જ કોઇ દેખાડી શકશે.

વાતોનાં વડાં (લે. બળદેવ પ્રહ્લાદ મોલીઆ કિં. આઠ આના)

આપણું જીવન એવી સંકડામણો ને અથડામણો.માંથી પસાર થતું રહે છે કે જીવનની હળવી બાજુ વીસરાઇ જાય છે અને આથી હાસ્યરસના લખાણો ને લેખકોની અછત વરતાઇ આવે છે. આવા સંજોગોમાં આ પુસ્તક આવકારદાયક થઇ પડશે. લેખકે ઉપરોક્ત નામની લેખમાળા સૂરતના લોકવાણી પત્રમાં શરુ કરી હતી ત્યારે તેના લેખક વિશે અવનવી અટકળો થતી હતી. સુરતના કોઇ લબ્ધપ્રતિષ્ઠ લેખકે છાયા જોગું લખાણુ તો લખવા નથી માંડયું! પણ આ લેખમાળાના લેખક યુવાનભાઇ નવીન બીરાદર હાસ્યરસના ઉગતા લેખકની ઝાંખી કરાવે છે એ હર્ષની વાત છે. જીવનને આડકતરી રીતે જોતાં જે આનંદ ઉપજાવી શકાય એવી વક્રદષ્ટિ લેખકમાં છે અને એથી કોલેજજીવનથી અન્ય વિદ્યાર્થીઓ જેમ ડઘાઇ ન જતાં સ્વકીય પ્રસંગોપાત કટાક્ષમય દષ્ટિથી કોલેજજીવન અવલોકે છે તથા આલેખે છે. આમાં દોરાયલાં કેટલાંક રેખાચિત્રો, પ્રસંગો અતિ સામાન્ય છતાં રમુજવૃત્તિ, નવીન દષ્ટિકોણ અને તરંગલીલા વડે આનંદનો આસ્વાદ આપે છે. નેતાગીરી, જમણ અને મૃત્યુ નિવાપાંજલિ, લગ્નની નોટીસ, પર્સહરણ વગેરેમાં એમની ઉગતીકળાના દર્શન થઇ રહ્યાં છે. તેમાં હજીય યથોચિત રંગપૂરણી, અનુભવ અને વિચારની ખીલવણીને પૂરો અવકાશ છે, એટલા પૂરતી લેખનની શૈલી ઘડાતી છે. ભવિષ્યમાં લેખક પ્રગતિસાધક બને એ જ હાલ પૂરતી શુભેચ્છા.

તેજછાયા (લે. પ્ર. જયમનગૌરી વ્યો. પાઠકજી કિં. સવા રૂપિયો)

સંસ્કારી ને વિદ્વાન પિતાની પુત્રી, મેધાવંત પતિની પત્ની થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરી જયમનબહેને સાહિત્યક્ષેત્રે જે કંઇ ફાલ ઉતાર્યો હતો તે આજ તેજછાયારૂપે આપણને મળે છે. પ્રથમના દિવસો તેજોમય હશે

પાછળથી પતિમૃત્યુથી જીવન છાયા જેમ વીતાડી રહ્યા ન હોય એની પ્રતીતિ આ પુસ્તકનું નામ શું નથી કરાવતું? આ અટકળને પુષ્ટિ આપતાં કાવ્યોનો સંગ્રહ તે તેજછાયા

આ પુસ્તકનાં કાવ્યોને ત્રણ વિભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યાં છે; છંદકાવ્યો, ગીતકાવ્યો અને રાસકાવ્યો. આ બધામાં ભાવોની કુમાશ અને ભાવનાની સુવાસ પસરે છે. પ્રથમ વિભાગના કાવ્યોમાં વાસ્તવદર્શન હોઇ કૃત્રિમતાથી વેગળું અને નૈસર્ગિકતાવાળું છે. પંક્તિઓમાં વસ્તુભાવ અને ઊર્મિલતાનું ભાન થાય એવી પારદર્શકતા છે. ત્યાર પછી છ ગીતકાવ્યો અને ત્યાર પછી રાસગીતો છે. ગૃહજીવનનો ભાવ આટાદકરે કૌશલથી ઉતાર્યો એવા કૌશલ અને ઋજુતા સ્ત્રીઓને સહજ વરે. જયમનબ્હેનમાં એ ગુણો લાક્ષણિક છે. એ સાથે એમનામાં સરળતા ઘણી પરખાઇ આવે છે. છંદગીતરાસની ત્રિવેણી સરખો આ સંગ્રહ રસાસ્વાદ માણવા ઉત્તમ સંગ્રહ છે; એ તો સૌ કોને કબુલ રાખ્યે જ છૂટકો. સંગ્રહ સાથે જાણીતા રાસલેખક કેશવ હ. શેઠનો તત્ત્વદર્શન કરાવતો ૨૧ પાનાનો પરિચય લેખ છે તેમાં લેખિકાના હૃદયની પ્રવૃત્તિનું સુંદર પૃથક્કરણ અને મૂલ્યાંકન કર્યું છે, એથી આ સંગ્રહને વાંચવા સમજવામાં મદદરુપ નીવડે છે.

ભગવત રામચંદ ભટ્ટ

નંદિતા:-(લેખક સુરેશ ગાંધી, પ્ર. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ : કિંમત રૂપિયો દોઢ.)

હમણાં હમણાં પ્રકટ થયેલા વાર્તાસંગ્રહોમાં ભાઇશ્રી સુરેશ ગાંધીકૃત 'નંદિતા' ખાસ ધ્યાન ખેંચે છે. એમની વાર્તાઓમાં ગદ્ય કરતાં પદ્ય વિશેષ છે. એ સૂચવે છે એમની વાર્તામાં વારંવાર આવતાં કાવ્યસભર વર્ણનો અને ભાવના આલેખનો. વાચકને એ કોઇ સુંદર ભાવનાની પગદંડીએ ઉપાડી જાય છે, અને વસ્તુમાં ઓતપ્રોત બનાવી દે છે.

એમની વાર્તાઓમાં કંઇક સંરક્ષણવૃત્તિ જોવામાં આવે છે. નારીજાતિ પ્રત્યે જાણે એ ભાઇ કોઇ અપૂર્વ પક્ષપાતથી ખેંચાતા હોય તેવું લાગે છે. એથી જ એમનાં સ્ત્રીપાત્રો ગૌરવ અને પવિત્રતાના રંગે રંગાયેલાં લાગે છે. એ પાત્રો બંડખોર બહુ ઓછાં છે. અમુક અપવાદો બાદ કરતાં એમનાં સ્ત્રીપાત્રો આપણા ગૃહસંસારનું તાદૃશ્ય ચિત્ર રજુ કરે છે.

વાર્તા સંગ્રહમાં લેવાયેલી વાર્તાઓ પૈકી 'નંદિતા' 'પ્રતિભા' 'કૃષ્ણાની મા' 'એ પાત્રો' અને 'કસ્તુરી' ખાસ ઉલ્લેખનીય છે, અંતરના કોઇ અજ્ઞાત ખૂણાને સ્પર્શે છે. આ વાર્તાસંગ્રહથી આપણાં વાર્તાસાહિત્યમાં સરસ વધારો થયો છે.

અશોક મહેતા

**સ્વાધ્યાય**-(લેખક ડૉ. હરિપ્રસાદ દેસાઇ; પ્રસ્તાવના; પ્રો. આથવલે; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ)

ડૉ. હરિપ્રસાદ દેસાઇથી 'માધુરી'ના વાચકો સુપરિચિત છે. ગૂજરાત એમને ઘણાં વર્ષોથી ઓળખે છે. સેવાભાવી ડૉ. હરિપ્રસાદ દેસાઇએ આ ગ્રંથ પહેલાં 'જીવન સંગીત' નામનો ગ્રંથ પણ આપેલો છે. જીવનની અનેક કડવીમીઠી વીતાવી ચૂકેલ ડૉ. હરિપ્રસાદ દેસાઇએ તત્ત્વજ્ઞાનનો ઘણો સારો અભ્યાસ કરેલો છે, એટલું જ નહીં પણ તત્ત્વજ્ઞાનના વિષયમાં એઓ ઘણી સારી કક્ષાએ પહોંચેલા છે.

આ ગ્રંથ એમણે સમગ્રતા અને વિકાસ, સત્સંગ, સંતનાં લક્ષણ, ચેતન, મનુષ્ય જગત કુદરત, સ્વરૂપનું રહસ્ય, વિજ્ઞાન તત્ત્વ, એટલાં પ્રકરણો આપ્યાં છે. દરેકમાં તત્ત્વજ્ઞાનની પરિપક્વ અને સિદ્ધ દૃષ્ટિએ આત્માના કલ્યાણના સાધનની અત્યંત સ્પષ્ટ અને સચોટતાથી મીમાંસા કરી છે. એમાંનાં ઘણાં પ્રકરણોમાં એમના અંગ્રેજી અભ્યાસનું દોહન છે. એડીંગ્ટન, વ્હાઇટહેડ, સર જેમ્સજીન્સ, તથા જનરલ સ્મટ્સ જેવા તત્ત્વજ્ઞોની ગંભીર મીમાંસા એમણે પચાવી છે. પચાવી છે એટલું જ નહિ પણ એમની પ્રબલ અસર એમનાં પર થઇ લાગે છે. જીવનના કોઇપણ ક્ષેત્રમાં વિજેતા થનાર વ્યક્તિમાં પણ હૃદયના સાચા સંન્યાસની ભાવના હોવી જોઇએ.

ડૉ. હરિપ્રસાદ દેસાઇનો આ મહામૂલો ગ્રંથ ગૂજરાતની સંસ્કારી અને આત્માની કલ્યાણવાંચ્છુ જનતામાં ચોકકસ પ્રકારનું આંદોલન જગાડશે. તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણી પાસે જે છે તેમાં આ ગ્રંથ ઘણી ઊંચી કક્ષાએ રહે છે.

**ચિનગારી**-(લેખક, 'તુરાબ'; પ્રકાશક, રૂપમ સાહિત્ય કાર્યાલય, ૧૩૮, ઝકરીઆ મસ્જિદ સ્ટ્રીટ, મુંબઇ ૯.)

આ યુવાન લેખકના આ પુસ્તકમાં કવિવર ટાગોરની ગીતાંજલીના

અનુકરણમાં કેટલાક ફકરાઓ ગદ્યમાં છે. એમાં એમણે કલ્પનાને ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. પણ લાગણીના પ્રાધાન્યમાં એમની કલ્પના ઘણે ઠેકાણે અવ્યક્ત દશામાં જ રહે છે. કેટલીક જગાએ શબ્દોની પણ કર્કશતા આવે છે. પણ આ દોષ સાથે આનંદ આપે એવી વસ્તુ તો એ છે કે આખું પુસ્તક એક સરખું વાંચી શકાય એવો રસ એમાં છે. કલ્પનાનો વિસ્તાર તૂટે છે પણ એની કણીઓ ઝગે છે. કેટલીક પંક્તિઓ અત્યંત સુંદર જીવનમૂત્ર જેટલી મંગલ પણ ઉતરેલી છે. કેટલાક ફકરા સંપૂર્ણ રીતે યાદ રહી જાય એવા છે. પણ કવિવર ટાગોરની ગીતાંજલી વાંચનારને આ ગ્રંથ એની શકિત છતાં વધારે ન આકર્ષી શકે એનાં કારણ સ્પષ્ટ છે. છતાં યે આ પુસ્તકમાં સમજવા માટે વાચકે લેખકની લાગણીઓ અનુભવવી રહે છે. અને જ્યારે વાચક એ સ્થિતિમાં લીન થતાં આ પુસ્તકમાંના કેટલાક ફકરા વાંચશે ત્યારે જરૂર આ યુવાન લેખકને 'ધન્ય' શબ્દથી નવાજશે. એમાંનો એક જ ફકરો આપણે અહીં નોંધી લઇએ, "વાદળ વિનાનું ગગન, તરંગ, વમલ, વર્તુલ વગરનો સાગર, સુવાસ વિનાનું સુમન, અને ઊર્મિવિહોણું ઉર એ સૌ એક સરખાં છે."

**મંછાભૂત**–(એકાંકી પ્રહસન : લેખક, મૂળજીભાઇ પી. શાહ, પ્રકાશક કર્તા પોતે, રાવપુરા : વડોદરા)

શ્રી. મૂળજીભાઇએ આ પુસ્તક સાથે ગુજરાતી સાહિત્યમાં દશ પુસ્તકો આપ્યાં છે તે ખરેખર એમની સર્જન શકિતનો આપણને ખ્યાલ આપે છે. એમના રાસો ગુજરાતમાં સારી રીતે જાણીતા છે.

એમનું આ નાટક વડોદરામાં ભજવાયું હતું. નિત્ય જીવનમાંથી પાત્રો ઊંચકી એને તાદ્રસ્ય સ્વરૂપમાં મૂકવાની શકિત શ્રી મૂળજીભાઇમાં છે. એ એમના આ આગળના 'યુગદર્શન' નામના નાટક પરથી જ સ્પષ્ટ દેખાયું હતું. આ નાટકમાં પણ એમણે મંછા, જમનાલાલ, દીનદયાળ, અને મગન પટેલ એ પાત્રો સફળતાથી આલેખ્યાં છે. પાત્રના આલેખનની સાથે હાસ્યની આછી લહરી નાટકની સફળતામાં ઘણો સારો ફાળો આપે છે. એ સાથે નાટકમાં આવતાં ગીતો એ પણ રંગભૂમિના રસિયાઓ માટે સારું આકર્ષણ હોય છે અને એ રસિયાઓને સંતોષી શકે એવાં સુંદર ગીતો પણ આ નાટકમાં છે. વાચકને જેટલો આનંદ આપે એનાથી વિશેષ

આનંદ જોનારને આપે એવું આ નાટક શ્રી. મૂળજીભાઇની મહેનતને સફળ કરાવે છે અને એમને યશ અપાવે છે.

રશ્મિ (ગુજરાતી સાહિત્ય મંડળ, સેન્ટ ઝેવીયર્સ કૉલેજ, મુંબઇ,-૧૯૩૯-૪૦, અંક છઠ્ઠો. તંત્રીઓ, ગૌરીપ્રસાદ ચુ. ઝાલા અને ભાનુશંકર બા. વ્યાસ.)

આ મંડળ તરફથી દરેક વર્ષે પ્રસિદ્ધ થતું વાર્ષિક ખરેખર સુન્દર હોય છે. મંડળના સભાસદોને, એ અંકના તંત્રીઓને અને લેખકોને ખરેખર યશ આપે એવી સજાવટ અને સમૃદ્ધિ ધરાવતું આ પત્ર કૉલેજ મંડળોમાં સારું આકર્ષણ રહેશે.

આ અંકમાં કુમારી, મધુરી ઝવેરીનું જીવન સંગીત ચિત્ર મનોરમ છે. શ્રી. મનસુખલાલ ઝવેરી, પ્રો. ઝાલા, પ્રો. ભાનુશંકર વ્યાસ ( બાદરાયણ ) સુંદરજી બેટાઇ વગેરેનાં કાવ્યો તેમજ વિદ્યાર્થીઓમાંથી પણ સારી સંખ્યામાં આશાસ્પદ કાવ્યો મળ્યાં છે. "ગુજરાતી સાહિત્ય અને ગાંધીજી" "પરાજયનો જય," અને શ્રી ન્હાનાલાલની 'વિશ્વગીતા' પરના લેખો મનનીય છે. શ્રી. પદ્મપદ નું 'લગનની ભેટમાં,' બાદરાયણ નું 'બીજું હું કાંઇ જમણું', અને શ્રી સુંદરજી બેટાઇનું શૈશવકાલના સંસ્મરણમાંથી જાગેલું 'બાલાપુરનું બારું' મનોરમ છે.

'ગુજરાતી સાહિત્ય મંડળ' ની આ ઉત્તરોત્તર પ્રગતિ માટે અમે એમને અભિનંદન આપીએ છીએ.

હંસ માનસઃ- રચનાર કવિ હંસ; પ્રકાશક, સર પ્રભાશંકર દલપતરામ, પટ્ટણી, દીવાન-ભાવનગર

પોતાનો કાવ્યગ્રંથ બહાર પડતાં પહેલાં આ અંધ કવિ હંસ ગુજરાતમાં સુપ્રસિદ્ધ થયા છે. ૧૯૩૦-૩૨ માં ગુજરાતના શહેરે શહેરે, નાનાં મોટાં ગામડાંઓમાં, ગલીએ ગલીએ એમણે એમનાં ગીતો ગાઇ સંભળાવ્યાં છે. એમનાં કેટલાંયે રાષ્ટ્રિય ગીતો મોટા પુરૂષોથી માંડી નાનાં બાળકો સુધી દરેકની જીભ પર હજુયે રમતાં છે. આ કવિ પર પ્રભુનો મહાકોપ ઉતરેલો છે અને તે એમની દષ્ટિ સદાને માટે બંધ છે. આ કવિએ જીવનભર અંધકારમાં ઘૂમીને માનવ દુનિયાનો પોકાર અને કિલ્લોલ સાંભળી ગીતો કાવ્યો લખ્યાં છે. એ કવિએ અંધાપાની વેદનાનો વલોપાત ન કરતાં એમની જ ગુજરાતનાં

આર્દ્રરુદ્રકંઠે ગીત ગાયાં છે તે એમને વન્દનીય બનાવે છે. ગુજરાતને ખોળે આ કવિ ઇતિહાસના પાને અમર છે.

આ દળદાર સંગ્રહ એક હજાર પાનાનો થયો છે. કાકાસાહેબે કાલેલકરે એની ટૂંકમાં પણ અત્યંત પ્રશંસનીય પ્રેમભાવે લખેલી સમાલોચના આ ગ્રંથની મહત્તા દેખાડશે. એમનાં કાવ્યોમાં જોઇએ તેવું વૈવિધ્ય નથી, ઉચ્ચ ભવ્ય કલ્પનાઓ આપણને તેજથી આંજી નાંખે એવું પણ નથી, છતાંયે એ ગીતોમાં ચોક્કસ લાગણી અને વિચારો છે. તે તદ્દન વિશદ પણ છે. રાષ્ટ્ર પ્રેમનાં ગીતો અને હરિજન વર્ગનાં ગીતો ઘણાંજ મધુર છે. છંદોબદ્ધ કાવ્યોની પણ સારી સંખ્યા છે અને એની પદાવલી મનોરમ છે.

**છીપલાં**– લેખકઃ મોહન ઠક્કર, પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ.

નામજ કેટલું સુંદર છે ? સાગર કિનારે પડેલાં છીપલાંનું સુંદર મુખ પૃષ્ઠવાળા આ નાના પુસ્તકમાં થી. મોહન ઠક્કરનાં બાળગીતોનો સંગ્રહ છે. આ લેખક બાળજગતમાં સુપરિચિત છે. એમનાં ગીતો અનેક સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં છે. ' નૌતમ ' ના નામે લખનાર પણ આજ લેખક તાજેતરમાં જ 'સુવાસ' માં આવેલો 'પ્રતિકાવ્યો' નામના સરસ લેખથી સારી રીતે જાણીતા થયા. તેના લેખક પણ શ્રી. મોહનલાલ ઠક્કર. આ કુમાર કવિનાં બાળગીતોનો સંગ્રહ યોગ્ય સમયે જ બહાર પડ્યો છે.

એમનાં ગીતો બાળકો સહેલાઇથી ઝીલી શકે, અને ઝીલતાંની સાથે જ સમજી શકે એ ગુણ છે. આ ગીત સંગ્રહમાં 'જા' 'મેહુલા આવને', 'ફૂલબાળ', 'ઝંખના' 'વર્ષાની વાદળી,' 'આગિયો' 'મારે' 'ચાડિયો' 'બાળ-ખસારી' અને 'સૂર્યમુખી' મધુર ગીતો છે. એ ગીતોમાં કલ્પનાઓ છે માધુર્ય છે અને રાગ વૈવિધ્ય છે.

આપણે ત્યાં બાળસાહિત્ય દિવસે દિવસે ઠીક ઠીક વિકાસ પામે છે. આવા સંગ્રહો એનો વિકાસ ખરેખરો સાધશે એની શંકા નથી. શ્રી મોહન ઠક્કર ઉત્તરોત્તર સારા સંગ્રહ આપશે એવી આશા આ ગ્રંથ અવશ્ય આપે છે. આ નાની સરખી પુસ્તિકાનું સુંદર પ્રકાશન બનાવવા માટે ભારતી સાહિત્ય સંઘને પણ અભિનંદન ઘટે છે.

# કલ્યાણિકાનું મંગલ દર્શન

મગનલાલ લાલભાઈ દેસાઈ

પૂર્વ અને પશ્ચિમમાં બન્ને કર્ણે ધારતી
પૂનમે રવિચંદ્રા કુંડલને પૃથ્વી જેમ
પૂર્વ અને પશ્ચિમની સદ્દવિદ્યા ને સંસ્કૃતિ
શુભ સયોગે શોભી તમ જીવનમાં તેમ !

કવિશ્રી ખબરદારે એમના સ્વર્ગસ્થ ગુરુજી જાલભાઇ દોરાબજી ભરડાને ઉપરની ભવ્ય કલ્પના ગૂંથેલી પંક્તિઓથી અંજલી આપી છે. કવિશ્રી ખબરદારે પણ ગુજરાતી સાહિત્યમાં ગુજરાતી ભાષા અને અંગ્રેજી ભાષાના પ્રખર અભ્યાસ પછી એ ઊભય ભાષાઓમાં કવિતાઓ રચી પ્રદીપ્ત દિશા ઉઘાડી છે દર્શનિકા જેવા ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ એવા ચિંતનશીલ કાવ્યગ્રન્થ પછી દસ વર્ષને ગાળે આપણને આ બીજો કાવ્યગ્રન્થ "કલ્યાણિકા" મળે છે તે ક્ષણે આ કવિવરને પણ ઉપરની ભવ્ય કલ્પનાથી જ આપણે નવાજીએ.

અત્યાર સુધીમાં એમણે જે જે ગ્રન્થો ગુજરાતને ચરણે ધર્યા તે દરેકે દરેક ગ્રન્થ નિજ નિજ વ્યક્તિત્વ ધરાવનાર છે. 'ભારતના ટંકાર' માં વીરરસનાં કાવ્યો, 'કલિકા' માં કલ્પનામસ્ત પ્રણય, 'ભજનિકા' માં આત્મોન્નતિવાંચ્છુ મોક્ષ શિખરની સોપાન સમી પ્રભુભક્તિ, 'રાસ ચંદ્રિકા'માં લલિત ભાવભરી ગુર્જર કુંજમાં મધુર ગુંજન કરતી ગુજરાતણની ગીતસુધા, 'પ્રભાતના તપસ્વી' માં વિશ્વલીલાના ભવ્ય સર્જન અને વિસર્જનની સંયોગભૂમિ ઉષા પટ સમી હાસ્યપ્રધાન કટાક્ષશૈલી, અને દર્શનિકા જેવા મહા ગ્રન્થમાં પુત્રી વિયોગે વિશ્વદર્શન અને સર્જનલીલાનું ચિંતન એમ વૈવિધ્ય જાળવતા ગ્રન્થો એમણે આપ્યા છે. આજે તો ગુજરાતમાં આવું વૈવિધ્ય જાળવનાર કવિ તરીકે એમનું સ્થાન અનોખુ છે.

આ દસવર્ષના ગાળા પછી જ્યારે આપણને આ કાવ્યગ્રન્થ મળે છે તે પ્રસંગે આપણે એમ પણ વિચારવાનું રહેતું નથી કે દસ વર્ષના ગાળામાં કવિશ્રીએ માત્ર કલ્યાણિકાનાં જ ભજનો લખ્યાં હશે. એમણે જેટલું લખ્યું છે તેમાંથી ગુજરાતને હજી અડધું જ મળ્યું છે.

એમણે 'કલિકા'ના પ્રકાશનથી આજ સુધી સંસ્કૃત છંદો સામેનો પોતાનો વિરોધ વ્યકત કર્યો છે. એ વિરોધનો પાયો ગુજરાતી ભાષાની ઉચ્ચારણવિધિ ઉપર જ અવલંબેલો છે. એમની સંશોધનવૃત્તિએ આપણને અનેક નવા છંદો આપ્યા છે જેમાં મુકતધારા અને દિવ્ય આજે તો ગુજરાતમાં સુપ્રચલિત પ્રસિદ્ધ થયા છે. એ સંશોધનવૃત્તિ જ એમની વૈવિધ્યશકિત બતાવી આપે છે. " કલ્યાણિકા "માં બધાં જ ભજનો જુદા જુદા રાગોમાં અને ઢાળોમાં ઉતારેલાં છે. એમાં થોડાં જ ભજનોનો અપવાદ કરતાં લગભગ બધાંજ જુદા જુદા ઢાળોમાં અન્તરનાં કોઇ ગહન પડ નીચે વહેતા પ્રભુમુગ્ધપ્રીતિના અદીઠ ઝરણને સ્પર્શે છે. અન્તરમાં જ રણકતા એ મધુર ગીતને બુલંદ અવાજે ફરી પાછું જગાડે છે એજ એ ઢાળોની અને રાગોની શકિત છે.

એક બાજુ સંસ્કૃત છંદોના જર્જરિત ખોખાંઓમાં આપણા કેટલાક કવિઓ પોતાની કહેવાતી વિશિષ્ટતાઓ આગળ કરવાનો પ્રયત્ન કરે છે. ત્યારે આપણે આ સંગ્રહમાંથી એક સત્ય જોઇ શકશું કે જે લાગણી આ ભજનો વાંચવાથી આપણને થાય છે તે પેલાં સંસ્કૃત છંદોબદ્ધ કાવ્યોથી નથી થતી. કવિશ્રી ખબરદારે વરસો પહેલાં નોંધાવેલા વિરોધમાં કેટલું સત્ય અને વાજબીપણું છે તે રસિક વાચકને અહીં સ્પષ્ટ થશે.

"ભજનિકા'નાં અનેક ભજનોએ કવિશ્રીને ભકતકવિનું મહાનામ અપાવ્યું છે. "કલ્યાણિકા" એ નામને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અમર કરે છે. "કલ્યાણિકા"માં કવિશ્રીએ પાંચ ખંડ કરેલા છેઃ ઝંખના, આવરણ, સાધન, પ્રકાશ અને આનંદ; અને એ પાંચે ખંડનાં ભજનો ચેતનાત્માની પંચેન્દ્રિય જેમ એક ભવ્યભાવનાનાં ઓછાંવત્તાં ભાવભર્યાં ભકતકવિનાં હૃદયઝરણાં છે. કોઇ પણ સાહિત્યનો ઇતિહાસ કહેશે કે ભજનિક કવિ અમર રહે છે. ભજનિક કવિ સર્વવ્યાપક શકિતની જેમ

વાચક જનતામાં સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત રહે છે. એ પ્રસિદ્ધિ અને એ પ્રતિષ્ઠા ભક્તકવિનાં અમરજીવનની સૂર્ય-સુધા અને ચંદ્ર-પ્રભા જેવી એ સનાતન ગંગાઓ છે. ભક્તિગીતો લખવાને સંવેદન જોઇએ છે—અન્તરમાં વિરાટદર્શનનું સૂક્ષ્મ પણ સ્પષ્ટ પ્રતિબિમ્બ જોઇએ છે. સૃષ્ટિની ભવ્યસર્જન લીલાનો વિધાયક કવિસર્જક એ કવિનો સ્વામી થવો જોઇએ. એના જીવનની પળેપળ એ વિશ્વસર્જનના મહાકાવ્યનો માંગલિક સ્વર જાગતો રહેવો જોઇએ; અને ત્યારે જ તે વિરાટમન્દિરમાં મહાપ્રભુનો પૂજારી થવાને અધિકારી ગણાય છે. જે કિરતારનું કિર્તન કરે તેજ પ્રભુનો સંદેશવાહક પેગંબર કવિ !

પ્રભુમયજીવનલીલાનું મૂર્ત દર્શન કરનાર કવિ 'કલ્યાણિકા'ના પ્રથમ ખંડ 'ઝંખના'માં અન્તરનો તલસાટ વ્યક્ત કરે છે. એ તલસાટમાં માનવતાની નમ્રતા સાથે કવિ વિશ્વસર્જકની મહાશક્તિ કલ્પે છે. એ તલસાટ શ્રદ્ધાના પાયા પર છે અને એટલે જ કવિ "પ્રભુપ્રેમના પાગલ"માં કહે છે.

ડાહી તમારી દુનિયા ઘણી,
એનું ડહાપણ અમોલ જી;
પ્રભુના ઘેલા અમે ઘૂમિયે,
એમાં જ અમને કલ્લોલ જી !
અમે રે પાગલ પ્રભુપ્રેમના.

કવિનો તલસાટ કેટલી શ્રદ્ધાથી ભરેલો છે ? 'અમે રે પાગલ પ્રભુપ્રેમના' કોઇ પણ જાતની વાસ્તવિક દલીલને ન સાંભળતાં ન સમજતાં માત્ર કવિ અન્તરની અસ્ફુટ તાલાવેલી કેટલી સંયમિત છતાં શ્રદ્ધાથી વ્યકત કરે છે ! એ પ્રભુપ્રેમના પાગલ થનારની જીવનદિગંતે કવિ પોતાની મીટ માંડે છે,

અમે તો હંસલા રે ઊંચેરા દેશના રે,
ધગતી ધરાએ ઊતર્યાં કયાંથી રે !

આભની પાર રહ્યાં સરવર અમારાં રે,
તૃષા અમારી છિપે શાથી રે ? (અમૃત તૃષા)

માનવજીવનમાં સ્નેહબન્ધનથી થયેલાં સ્વજનો પ્રભુના પ્રેમ આગળ

કેટલા હિસાબમાં છે ? મનુષ્યપ્રેમના બન્ધનમાં રહેતાં કવિ એ અમર સ્નેહ-બંધનને નથી વીસરતા, એ દર્શનમાં કવિના જીવનઅનુભવનો નીચોડ છે. કવિએ અનુભવેલ વેદનાનું મંગલ પરિવર્તન છે. .અને એ મંગલપરિવર્તનમાં જ કવિ એ પ્રભુને પોતાના નિકટમાં નિકટ સ્વજન તરીકે ઓળખે છે.

અંગનાં સગાં સૌ મારાં દૂર થયાં કે
પાસે રહ્યાં ન પરખાય :
હૈયું રડી રડી આખર કહ્યું આ,
સાચો સગો તો તું જ થાય રે !
મારું મન તુંહી તુંહી તુંહી તુંહી થાય !

* * *

સામે જોતાં હું તારું ચેતન ચીનું ને
પાસે હું જોઉં તારા પાય :
મારો સગો તું મને મૂકી ન જાય, નાથ !
મૂકી તને હું જાઉં કયાંય રે ?
મારું મન તુંહી તુંહી તુંહી તુંહી થાય !

મનુષ્યની મહત્તાનો પણ કવિને ખ્યાલ છે. પ્રભુદર્શનથી કે પ્રભુમય શ્રદ્ધાથી માનવજીવન ગુમાતી થઇ શકે એમ નથી જ. અને એનું કારણ કવિએ પ્રભુ અને માનવ વચ્ચેનો સાચો સંબંધ "એ છે. અમૃત, હું તો પ્યાલી રે !" જેવો બતાવ્યો છે. અમૃત વિનાની પ્યાલી જેટલી સ્થૂલ છે-જેટલી નીરસ અને અનાકર્ષક છે એટલી જ પ્રભુતા વિનાની જિંદગી-પ્રભુ વિનાનું જીવન-મહત્તાહીન છે. 'તદ્રૂપતા' કાવ્યમાં કવિએ પોતાની કીકીમાંજ વસેલો બતાવ્યો છે અને ત્યાં જ એ આત્મદર્શનનું પ્રભુમય પ્રતિબિમ્બ છે. 'છુપામણા 'માં કવિ પ્રભુની વિરાટ કાય અને મહાશક્તિ બતાવી પોતાની માનવતાને અણુમય રાખે છે. એ વિરાટ વાંસળીમાં અણુસમા છિદ્રમાંથી જગના મધુર સૂરનું કાવ્યમય દર્શન છે,-કવિ અન્તરના કોડ છે. 'સત્યની શોધમાં' અને 'દિશા સૂચન'માં પણ કવિ સંસારમાં જ છૂપાયેલા સત્યને પામવા અને એ સત્યદર્શન કરાવનારની જ શ્રદ્ધા વ્યક્ત કરી છે.

છતાં યે કવિ પ્રભુની એ શકિત–પ્રભુનો એ પ્રેમ–પ્રભુનું એ દર્શન–પ્રભુનો એ વાસ જોયા પછી પોતાની સ્થિતિને નથી ભૂલતા. જેમ બાળક પોતાની સ્થિતિનું ચોક્કસ ભાન જાણ્યે અજાણ્યે સમજતાં રિસામણાં લે છે, વ્હાલભરી વાતોથી "જા રે! જા! તું મને ફસાવે છે!" એ ભાવ કાલી બોલીમાં વ્યકત કરે તેવી જ રીતે કવિ પણ માયાવી જગતને જોઇને કહે છે,

જીવનભર આવાં જ રમકડાંથી શું રાચવું?
અમારે રોવું ને તારે જોવું સંતાઇ?
તું શું નવાં નવાં આપે તે નહીં ભાંગી જશે?
જા રે!–આ તો તારી શાશ્વત સ્નેહઠગાઇ!
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઇતું!

( પ્રભુની સ્નેહઠગાઇ )

માનવજીવનમાં મળતી સિદ્ધિઓને રમકડાં કહી કવિ જીવનમાં સંસાર રમતને, સુખદુઃખને, હર્ષશોકને કેટલીક સહેલાઇથી વીસરી શકે છે? એ રમકડાં ભાંગતાં જાય છે–છૂપાયેલો પ્રભુ હાથ લંબાવીને નવાં નવાં રમકડાં આપે છે–તે પણ ભાંગે છે. આખર કવિ પ્રભુની રમતને પ્રત્યક્ષ જોઇ લે છે. પોતાને જોઇતું કવિ તરત માગી લે છે,

તારી લાખ લીલામાં સર્વ રહ્યા લોભાઇને,
પણ મુજને તો જોઇએ એક જ તુજ ઉરનૂર :

એ વિભાગનું છેલ્લું ગીત 'પ્રભુનો જ સાથ' કવિની યાચનાને સ્પષ્ટ રીતે રજુ કરે છે. જીવનનાં સર્વ અન્ય સાધન સામગ્રીઓને કોરે મૂકી દે છે. પ્રભુના ભર્યા ભર્યા ભંડારથી પણ ન રાજી થનાર કવિ પ્રભુ પાસે શું માગે છે?

તારાં સ્વર્ગને શું કરું, નાથ હો?
મને એક જ તારો સાથ!–

* * *

લાખો હો સૂર્યો લાખો હો સૃષ્ટિ,
લાખો હો સ્વર્ગનાં ધામ !
સર્વને છાઇ રહ્યો અંધાર ,ત્યાં
ક્યાં જઇ શોધું આરામ રે ?
મને એક જ તારો સાથ.

" આવરણુ " ખંડમાં જીવનના ઊંડા મર્મ ઉકેલે છે. સંસાર–માયાને મૃગજળ તરીકે બતાવે છે. જે માનવમાં ચૈતન્યનો અંશ છે તેને માટે પ્રભુએ આ જીવનમાં અધિક પવિત્ર ક્ષેત્રો કર્મ માટે આપ્યાં છે. અને એ તત્ત્વદર્શન કવિએ "તલાવડી દૂધે ભરી રે"માં ઘણી જ સુન્દર રીતે કરાવ્યું છે. 'અર્થ પ્રધાન' કવિતાના હિમાયતીઓને પણ સ્પષ્ટ દેખાશે કે અર્થ કાવ્યમાં કેવી રીતે રહે છે. ધરતીના પડ નીચે જેમ કોટિ-કોટિ માનવોને પોષતું પૃથ્વીનું ધાવણ–અમી ઝરણાં વહે છે, તેમ શબ્દગૂંથણીથી થતા કાવ્યસર્જનમાં યે કોટિ કોટિ માનવોની કલ્યાણદૃષ્ટિ કેટલી નિગૂઢ છતાં સ્પષ્ટ સમાયેલી છે તે જોઇ શકાશે. વિશ્વરૂપી તલાવડી શુધ્ધ ચૈતન્યરૂપી દૂધથી ભરેલી છે. એની પાળ પુણ્યકર્મરૂપી મોતીઓની નાંખેલી છે. ત્યાં હંસ–ઇશ્વરનો ચેતન અંશરૂપી જીવાત્મા આવે છે. પણ એનું મન ઘેલાં મોતીઓમાં અને દૂધમાં, પુણ્યકર્મમાં અને શુદ્ધ ચેતનમાં નથી રાચતું. એ તો ઉભયને છોડી શેવાળ ચરે છે. અર્થાત્ આધ્યાત્મિક તત્ત્વ તરફ ન વળતાં સંસારના નિર્જીવ–પદાર્થોમાં રમ્યોપમ્યો રહે છે. આ કાવ્યમાં કવિએ મનોહર કલ્પના પણ ઉતારેલી છે.

દૂધે ભરી છે તલાવડી,
ને એની મોતીડે પૂરી પાળ રે:
તલાવડી દૂધે ભરી રે;
ઊંચા તે દેશનો હંસલો
આવી ચરે લીલુડી શેવાળ રે:
તલાવડી દૂધે ભરી રે.

એ ' વિશ્વતલાવડી 'એ ચંદા આવે છે, ઉષા આવે છે. ઉષાનું ચિત્ર કવિએ કેટલું મનોહર આલેખ્યું છે તે આપણે એ પંક્તિઓ જ વાંચીશું.

સૂરજદાદાં કેરી દીકરી
આવે ઊગમણે માંડવ રોજ રે:
તલાવડી દૂધે ભરી રે;

નાહી ભરે કેશ મોતીડે,
રંગે રંગે રેલાય એના હોજ રે:
તલાવડી દૂધે ભરી રે.

'કમળતલાવડીનો હંસલો' પણ એટલું જ મનોરમ કાવ્ય છે. તલાવડીમાં કમળ છે. તેના પર ભમરો ગુંજન કરે છે. અને હંસરૂપી માનવ સંસારના ક્ષણિક સૌંદર્યને જોઇ રહે છે. એ માનવને આંખો ઉઘાડી ક્ષણિક સૌંદર્યમાં ન લોભાઇ જવાને કવિ વિનવે છે.

સોહે તલાવડી કે સોહે એ હંસલો
સોહે સરોજ ભ્રમરચૂમ્યાં રે લોલ;

આભલેથી કાલપડછાયાં ઊતરતાં
રહેશે એ કોણ અણચૂમ્યાં રે લોલ? .

'મુસાફર,' 'દેવનો મોક્ષ,' અને 'પ્રભુની પ્રીત'માં પણ કવિ એક યા બીજી રીતે માનવને એની સાચી દિશાનું ભાન કરાવવાનો પ્રયત્ન કરે છે. અને તેની જ સાથે એ દિવ્ય દિશામાં પ્રયાણ કરતાં પણ જે વિકટ મુશ્કેલીઓ અને સાધના જોઇએ છે તેનો ખ્યાલ પણ કવિ 'પ્રભુની પ્રીત'માં આપે છે. 'ઉરની ભરતી'માં કવિ પ્રભુને કહે છે' નામ રૂપની વ્યાખ્યા કરવા હે પ્રભુ તું હું રૂપે આવ્યો પણ એ સૌ નામ રૂપ તો માયાના દૂપે બંધાયાં; અને એજ 'તું' આવ્યો હું રૂપે 'તું' સચોટ ભાન તો કવિ 'પડછાયા'માં કરાવે છે.

લાંબી લાંબી મંજલ કાપી,
ધગતા રણમાં મહાલ્યો:
જીવનની ગાંસડી લઇ પીઠે
ધોબી જેવો ચાલ્યો !
મનવા ! છોડ બધી તુજ માયા !

ત્રીજા ખંડમાં કવિ એ પ્રભુની વધારે પાસે રહે છે. પ્રભુને ઓળખવા માટેની સર્વ સાધન સામગ્રી મનુષ્ય પાસે જ છે એ મતનું પ્રતિપાદન કરે છે. પ્રભુની મહેરનું કવિ સ્તવન કરે છે. પ્રભુતા અને માનવતાનું અભિન્ન દર્શન અને માન્ય મૂર્તિમાં વ્યર્થ શ્રદ્ધાથી અફળિત ભાવના દેખાડે છે. બીજા ખંડમાં જેમ પહેલું જ કાવ્ય આખા ખંડમાં કોઇપણ અન્તરને સ્પર્શે એવું કલ્યાણકારી છે તેવીજ રીતે ત્રીજા ખંડમાંનું પ્રથમ કાવ્ય કરુણ મધુર તલસાટ વેદનામાં આશાના ઇન્દ્રધનુના મનોરમ રંગ લેખતું પ્રભુએ વરસાવેલી કૃપાનું મનોરમ કાવ્ય છે. "માધુરી" માં શબ્દ માધુર્ય છે, કલ્પના છે અને એકેએક કલ્પનાની પાછળ કવિની વેદના છે. પણ એ વેદનાથી સર્જનની લીલા કવિ જુએ છે. એમાં જ સૃષ્ટિ સર્જકનો મહિમા છે.

પૂંઠે સુવર્ણની ચમરી ચમકાવતો
તારો તે તેજબાલ મહાલી રહ્યો;
ખોબે ખોબે મેં ઝીલી પડતી કનકરજ—
કોણ જાણે કેમ ખોબો ખાલી રહ્યો ?
કેવી તે તારી ઉતારી માધુરી ?
આખર ત્યાં લાખલાખ ટીલી ટમકાવતો
દીઠો મેં સાળુ તારી રજનીતણો;
હૈયે ચાંપ્યો ત્યાં એનાં ભોંકાયાં તીર હા !
જોની હે નાથ ! કેવા દૂઝે વણો !
કેવી તેં તારી ઉતારી આ માધુરી !

અને એજ વિભાગમાં 'પ્રાર્થના' માં કવિ પ્રભુ સાથેના અભિન્ન સંબંધને વર્ણવે છે.

મને બાંધતાં તું જ બંધાઇ ગયો,
મારે અંતર તું સપડાઇ ગયો,
હવે આખર તો ઓળખાઇ ગયો:
મારી મુક્તિ વિના નહીં તારી, પ્રભો !—

'સોદાગર' માં કર્મનો વિચાર, 'લોક દેવની સેવામાં પરમાર્થ અને કલ્યાણની ભાવના, 'કર્મચરિત્ર' અને 'કર્મનાં પ્રતિબિંબ' માં પણ પ્રભુની જ સાક્ષી, અને સત્ય કર્મનું જ્ઞાન, અને 'એક જ તારી ઓથ' માં પ્રભુની અવિચલ હૂંફ એ ભાવો કવિએ હૃદયમાં ગૂંજ્યા કરે એટલી અસરકારક રીતે

કાવ્યમાં ઉતાર્યાંછે. એમાંનાં અનેક દષ્ટાંતો અહીં ટાંચવાનો મોહ જગાના સંકોચે રોકી જ રાખવો રહે છે.

ચોથા ખંડમાં તત્વદર્શનનું ભવ્ય સોપાન ચઢે છે. આત્મોન્નતિની સાથે કવિ વિરાટદર્શનને જ્ઞાનકીકી વડે નિહાળે છે. એની લીલા કવિના અન્તરમાં જીવનની પ્રદીપ્ત પ્રભાને વિકસાવે છે. એ દિવ્ય દર્શન તે જ પ્રકાશ. એ ખંડમાંનું પ્રથમ કાવ્ય ' ઊડવાં આઘાં આઘાં રે ' ' આશાભર્યાં તે અમે આવિયાં ' એ ઢાળમાં ઊતરેલું હોઇને વાચકને પણ ખરેખર એ જ્ઞાનની દિવ્યદ્યુતિમાં પતંગિયાંની જેમ ઊડાડે છે. એ ઉડ્ડયન પરમ પુણ્યપ્રભા-આત્મોન્નતિ પવિત્ર ઉત્તુંગ શિખરે પહોંચવાની મહત્વાકાંક્ષા સેવતું છે. પણ એ પ્રદેશની દિગંત ખૂબ દૂર છે એનો પ્રવાસ ખૂબ લાંબો છે,

આઘાં વિહંગ ઊડે વ્યોમમાં,
ને આઘી આઘી સરે ત્યાં દિગંત રે:
ઊડવાં આઘાં આઘાં રે;
આઘેરા આત્મ ઉડાવતાં,
વહાલાં ! સાધશે સ્નેહ કલ્યાણ રે !
ઊડવાં આઘાં આઘાં રે.

'અનિર્વાચ્ય પરમતત્ત્વ' માં, 'અગમની ઓળખ' માં દષ્ટિ ખુલે છે અને પરમ ચૈતન્યનું સત્ય દર્શન કરે છે. 'માલિકના દરબાર' માં ફરી કવિની અરજ, પોકાર કરી ઊઠે છે. પણ 'સ્વયંપ્રકાશ' માં કવિ કહે છે,

જન્મે જન્મે તું નવનવ દેહે, રાજે બની નવરાજ;
તારી એ હોડીનો તું જ સુકાની : એ સાગર, એ જહાજ :

આ વિભાગનાં છેલ્લાં બે ગીતોમાં 'દ્વિરંગી જ્યોત' અને 'અજવાળિયાં' માંની અનેક પંક્તિઓ અહીં નોંધ્યા વગર છોડી શકાય તેમ નથી. એ પંક્તિઓમાં કવિના વાણીમાધુર્યની સાથે પરમલીલાનું દર્શન છે.

સોનલ કોડિયે અમૃત ભરિયાં, કિરણવણી મહીં વાટ;
વેદના ઝાળથી તે સળગાવી, જળતી ઝગે જગપાટ રે !
એવી જીવનની અમી જ્યોત. (દ્વિરંગી જ્યોત)
આભનું ભૂરું પોપચું રે
જેમ ઘેર ઘને ઢંકાય;
સપ્તરંગી ભલું ખોલતાં

ત્યાં તો લીલા અલૌકિક થાય રે !

સંતો ! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી !

'કલ્યાણિકા' ના છેલ્લા ખંડ 'આનંદ' માં આત્મોન્નતિથી થયેલા પરમ દર્શનની કાવ્યમયી લીલા છે. પ્રદીપ્ત દ્યુતિમાં અન્તરનો આનંદાલાપ છે. કવિ હૃદયના જીવનનો એ પરમ મંગલ સ્વર કલ્યાણિકાના 'આનંદ' ખંડમાં મૂર્ત થાય છે. પ્રભુમય જીવનમાં આદરેલી સાધનાનું શિખર સિદ્ધિ છે અને એ શિખર ઉપર ઊભા રહેતાં ચોપાસની લીલા જોનાર કવિફીકીની પરમદૃષ્ટિનો એ મહાનંદ છે. એટલા માટે જ આનંદમસ્ત કવિ 'ભક્તવીરની વાંછા' માં કહે છે.

હારું તો જગત ને જન્મ હું હારુંઃ

જીતું તો તુંજને, હો નાથ રે !

'પ્રભુનાં તેડાં' માં પ્રભુમિલનથી બીજું કશુંયે અધિક ન માનનાર કવિ 'કલ્યાણિકા'ના સર્વશ્રેષ્ઠ ગીતમાં અને ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ એવા કરુણ મધુર– કોઇ પણ હૃદયને નોતરતું કરે– પ્રભુની વિરાટ મૂર્તિને એક અશ્રુના બિંદુમાં સમાવી દે એવું શકિતવાળું ગીત ' દૂરની ઘંટડી ' માં પ્રભુનાં તેડાંની ઘંટડીનો નાદ સાંભળે છે. કવિનું હૃદય અસ્ફુટ સંવેદને નાચી ઊઠે છે. એ ઘંટડીના રણકે રણકે ગુજરાતના આ ભકત કવિવરના અન્તરનું જીવનદર્શનના મહાકાવ્યની નાની આવૃત્તિસમ એક એક અશ્રુપૂર પ્રભુતાદીપ્ત કાવ્ય છે.

વહાલાં ! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી !

ધીરે ધીરે સરતા આવે એના સૂર;

ઊંડા અનંત પથ પરથી સુણું કંઇ આવતા

તારક પગલીઓ પડઘા અંદર ને દૂર !

વહાલાં ! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી !

સંધ્યાનાં ફૂલો વેરાતાં સૂરજ વાટમાં,

ત્યાં તો ઉઘાડે રજની અંજનમય આંખ,

લાખો રૂપેરી ઘંટડીઓ ભરી રણકારતી

ઊડતી આવે અદ્દભુત કાળતણી ત્યાં પાંખ !

વહાલાં ! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી !

ગુર્જરી કંઠ થકી આ મોતનમાળા ગીતની

બહેનો બંધુ થકી આ મારો નિર્મળ સ્નેહ;
પરમાત્મા માટે આ મારો આત્મ અદલ બધો–
વહાલાં ! ફેર જવાની છે લાખેણી લેહ !
વહાલાં ! મીઠી મીઠી વાગે ઘરની ઘંટડી !

કવિશ્રી ખબરદારનો આ ગ્રન્થ ગુજરાતી જનતાનાં હૃદયમાં પોતાનું સ્થાન કાયમ કરશે. દરેક વાચકના હૃદયમાં એનો રણકો જગાડશે. આ સંગ્રહનું ટિપ્પણ લખનાર અંગ્રેજી, ગુજરાતી, અને સંસ્કૃતના પ્રખર વિદ્વાન શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેએ પણ પુસ્તકોનાં સાચાં માર્ગદર્શક ટિપ્પણ કરવાની નવી દિશા દેખાડી છે. આવાં ટિપ્પણોથી જ વાચકને કવિતામાં ન સમજાયું હોય તો વધારે સહેલાઇથી સમજી શકાશે.

ધરતીના પટ પર ઊભેલા કવિની મીટ દૂર દૂરની દિવ્ય દ્યુતિમય દિગંતે ઠરેલી છે. જીવન સંધ્યાકાળે એ ભક્ત કવિની અન્તરરટણા આપણને કલ્યાણિકાના ગીત સ્વરૂપે મળી છે. જીવનની લીલીસૂકી જોનાર પણ દિગંતની દિવ્ય દ્યુતિને ન વીસરનાર કવિને જે શબ્દોથી નવાજીએ તે શબ્દો ઓછા જ છે.

---


# કુદરતી સૌંદર્ય

કામીનીયા ઓઇલના નિયમિત વપરાશથી દીંદની હજારો સ્ત્રીઓ પોતાના સૌંદર્યમાં સેંકડો ઘણો વધારો કરે છે. વાળને એ વધારે છે અને સુંદર બનાવે છે, જ્યારે એની મીઠી સુગંધી મગજને તાઝગી આપે છે.



## કામીનીઆ ઓઇલ (રજીસ્ટર્ડ)

કીં. બાટલી ૧ નો રૂ. ૧। બા. ૩ ના રૂ. ૨–૧૦–૦ વી. પી. ચાર્જ અલગ. પોણા આનાની ટીકીટ બીડનારને નમુનો મફત. દરેક ઠેકાણે વેચાય છે.

સોલ એજન્ટસ : એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું. મુંબઇ–૨

# કાવ્યમધુ

**મગનલાલ લાલભાઇ દેસાઇ**

છેલ્લા ચાર પાંચ માસના ગાળામાં જે કાવ્યો આપણાં સામયિકોમાં પ્રસિદ્ધ થયાં એ સૌ સારાં કાવ્યોની સમીક્ષા કરતાં કે એ સૌ સારાં કાવ્યોનું સૌંદર્ય દર્શન કરતાં આપણને આ લેખની મર્યાદા જરૂર મુંઝવે એવી છે. છતાં સારામાંથી યે સારાં મનોરમ કાવ્યોની શક્ય નોંધ કરવાનો અહીં પ્રયત્ન છે. આ મુશ્કેલી વધવાનું એક કારણ એ કે 'માધુરી'ના ગયા અંક અને આ અંક વચ્ચેનું અન્તર. છતાં યે અહીં તો માત્ર ઑગસ્ટ સુધીના અંકોને જ સમેટી લેવામાં આવ્યા છે. બાકીના અંકોથી ડિસેમ્બર સુધીના આપણા સામયિકોનાં અંકોમાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યોનો 'કાવ્યમધુ'નો લેખ આવતા અંકમાં આવશે. 'માધુરી'ની થયેલી નવી વ્યવસ્થાને લીધે હવે પછીના અંકો જરૂર નિયમીત બનશે. અને અંકોની નિયમીતતાથી જ 'કાવ્યમધુ'ની સરળતા પણ સચવાશે.

'માધુરી'ના આ જ અંકમાં એક અસાધારણ આકર્ષણ 'લખા ભગતના છપ્પા'નું છે. ઘણા વર્ષોથી સાક્ષર મંડળમાં તો પ્રસિદ્ધ હતું જ કે કોઇ લખા ભગતે ગુજરાતી સાહિત્યની લીલા જોઇને 'લખે ગીતા' લખી છે. લાંબે ગાળે સારે નસીબે એ જ લખા ભગતના છપ્પાઓ 'માધુરી'માં અમે રજુ કરીએ છીએ. એ 'લખો ભગત' કોણ એ જ આપણે માટે એક મહત્વનો કોયડો છે ? અખા ભગતની શૈલીમાં જ ઉતારેલા આ છપ્પાઓ મહાશક્તિની સાક્ષી પૂરે છે; એ નિર્વિવાદ છે. એટલું જ નહી પણ અખે-ગીતામાં જે છપ્પાઓ છે તે છપ્પાઓના જ પ્રતિધ્વનિ તે છપ્પાઓના સર્વસંપન્નગુણો સાથે અહીં જણાય છે. અખેગીતામાં કટાક્ષ કરવામાં અખાભગતની મહાશક્તિ જે યોગ્ય કહેવતો મૂકવામાં હતી તેવી જ રીતે —તેવી અને તેટલી જ હાસ્ય ઉપજાવે એવી નવી જ કહેવતો મૂકવામાં અહીં

પણ આ મહાશક્તિ જોવામાં આવે છે. ગુજરાતી સાહિત્યનાં કેટલાંક લૂતને લખાભગતે અહીં રમકડાં બનાવ્યાં છે. વિનય સાથે સચોટ–મર્મને સ્પર્શે એવા છતાં હસાવે–એ પ્રબલ ગુણવાળા 'આ છપ્પાઓ ગુજરાતી કવિતા-સાહિત્યમાં અપૂર્વ' થવાને–સાહિત્યરસિક જનતાને મોઢે જ ચઢવાને સર્જાયેલા છે. 'અવરોહણ' પ્રતિકાવ્ય પછી આ પ્રતિકાવ્ય 'માધુરી'માં અર્પતાં અમે વિશેષ આનંદ અનુભવીએ છીએ. 'અવરોહણ' કરતાં વધારે લોકપ્રિય થવાની શક્તિ આ છપ્પાઓમાં છે. લખા ભગતની લાંબી 'લખેગીતા'માંથી અમે અહીં આટલા છપ્પાઓ પ્રસિદ્ધ કર્યા છે. આ આપેલા છપ્પાઓમાં કાવ્યસર્જનની રેખા વિષે, કળા વિષે, અને મહત્તા વિષે ખ્યાલ આપવામાં આવ્યો છે. અને એ ત્રણેમાં ન માનનારને સારા કટાક્ષોથી ભાવભીની રીતે આ મહત્તા સમજવા નિમંત્રવામાં પણ આવ્યા છે. ખરો કવિ કેવો હોય તે આપણે લખા ભગતના શબ્દોમાં જ જોઈએ:

કવિની કવિતા એવી જાણ, રવિની રવિતા સિદ્ધ પ્રમાણ;
સૂરજમાંથી કિરણો ફૂટે, સાગરમાંથી મોજાં ઊઠે;
કિરણો પકડી ભેગાં કરો, મોજાં ઝીલી ખાડો ભરો:
નહીં એ રવિ કે સાગર થાય, લખા ખરા કવિ એમ પરખાય.

અને આ છપ્પાઓમાં સૌથી વધારે સચોટ ગુજરાતના નવીન કવિતાના હિમાયતીઓ પર–વિદ્વાન કવિઓનાં વિદ્વતા ભરેલાં કાવ્યો પર કટાક્ષ કરતો નીચેનો છપ્પો :

મહાસાક્ષર ચોળીને શીર, સાત વર્ષે રાંધી રહે ખીર,
સાકર બદલે કાંકર ભરી, જાય ગળે નહી તે ઊતરી,
રોડાં બહુ આવે 'જ' વચેટ, નામ બહુ પાડયું સૉનેટ:
લખા મિયાંની ભેંસ એ થાય, તેને કેમ ડોબું કહેવાય ?

સંસ્કૃત શબ્દોથી ભરેલાં ચૌદ પંક્તિઓનાં નિષ્ફળ અને નિર્બળ ગેરસમજુતીભર્યાં સિદ્ધાન્તોવાળા સૉનેટો માટે લખાભગતનો કેટલો માર્મિક –ખડખડાટ હસાવે એવો આ કટાક્ષ છે! 'લખા મિયાંની ભેંસ એ થાય, તેને કેમ ડોબું કહેવાય !'–એમ ખોટાં–ભૂલ ભરેલાં સૉનેટોને પણ સાચાં સૉનેટો તરીકે ફેરવનાર–મનાવનાર માટે આટલો કટાક્ષ બસ છે. આવા

બધા જ છપ્પાઓમાં કંઇને કંઇ છે જ. એની મઝા તો વાચક એ છપ્પાઓને ફરી ફરી વાંચીને જ લેવાની.

'અશોક મંડપમાં' શ્રીમતી મેનકાના 'માલવિકાગ્નિમિત્ર' નામક નૃત્ય નાટક ઉપરથી રચાયું છે. શ્રી. ઇન્દુલાલની શૈલી કાવ્યમાં એકતાન બને છે. લાંબા કાવ્યમાં પહેલેથી છેવટ સુધી કવિની પદાવલી અત્યંત મંજુલ રહી છે. એક નૃત્ય-નાટક પરથી યોજેલા આ કાવ્યમાં પણ કવિ કવિની પ્રતિભાને ઉતારે છે. સ્થૂલ દર્શનથી પર એવા સ્વૈર વિહારમાં કવિ રાચે છે. આ મનોરમ કાવ્યની અનેક પંક્તિઓ અહિં નોંધવા જેવી છે. પણ આજ અંકમાં એ કાવ્ય હોવાથી અહીં ન નોંધતાં માત્ર એમાંની થોડીક જ પંક્તિઓ આપણે ઉતારી કવિનો વિહાર જોઇશું.

સિતારી વાગી કોકિલની
મધુ બંસરી મલયાનિલની
મૃદંગના આશ્ચર્ય મહીં ભળી
સ્વરની જાજરમાન જમાત.

વ્યોમતરુની છાયા નીચે
હરિયાળી વનરાજિ હીંચે:
ફુલ અને સુરભીની વચ્ચે
કિરણોની ગુંથાવલ ભાત!

શબ્દો જ અન્યોન્ય એવી રીતે સંકળાઇ અને મધુર રણકો જગાડે છે કે વાચક એની મેળે જ એ સ્વરતાનમાં અનુસરતી પંક્તિઓ વાંચવાને ઉત્કંઠ બને છે અને એજ કવિની સફળતા.

આપણા અનોખા કવિ 'પતિલ'નું સૉનેટ 'ભાવના થકી અનન્ય' આ અંકમાં મળે છે. 'પ્રસ્થાન'ના ચૈત્ર અંકમાં 'સ્મર પરાજય' નામનું એકસો અઠ્ઠાવીસ લીટીનું લાંબું કાવ્ય અને 'પ્રસ્થાન' 'માઘ' અંકમાં રસેશ્વરીના નિરામય માટે પ્રાર્થના (સૉનેટ) મળે છે. પતીલની અનોખી શૈલી આ ત્રણે કાવ્યમાં દેખા દે છે. એમનાં સૉનેટ અત્યંત સુંદર છે. ગુજરાતી સાહિત્યમાં જે ગણ્યાગાંઠ્યાં સફળ સૉનેટ કર્તાઓ છે તેમાં શ્રી. પતીલનું સ્થાન પણ ઊંચું છે. 'ભાવના થકી અનન્ય' માંની પ્રથમ પંક્તિઓ જ

કેટલી સમર્થ છે !

> મેં વગોવી જાત મારી, જિંદગી કરી હરાજ,
> ના પરોવ્યું ચિત્ત કારભાર માંહી અન્ય કોઈ;
> માત્ર અંગનાં ભરોડ તાહરો રહ્યો હું જોઈ.

દેવજી. રા. મોઢાનું એક 'ગીત ' શાને ? ' આ અંકમાં મળે છે. એ ગીતમાં આકાંક્ષા અને અશક્તિના વિરોધનું મનોમંથન છે. કવિને તો શોખ છે દૂર દૂર ઉડવાના પણ એમ નથી થઈ શકતું.

> શોખ મને સિંધુપાર પ્રદેશના,
> કોડ મને સાન્ધ્યમ્હેલ પ્રવેશના,
> ઉષાના મુખની ઝાંખીની એષણા;
> વાદળના શીત મ્હેલમાં વીજળી તપ્ત તેની શોધે
> જાઉં, પરંતુ પાંખ વિહોણી પંગુ દશા મને રોધે !

એમનું બીજું ગીત 'નીંદરા મોરી' પ્રસ્થાન-માઘ અંકમાં છે, એ ગીત પણ એની લઢણને લીધે સરસ છે. તેમાંયે એ ગીતની છેલ્લી પંક્તિ તો ખરેખર મનોરમ છે.

અહીં આઓારે ખાલી ખોળિયું રે, મારા પ્રાણ તો પિયુની પાસ !

શ્રીમતી ઊર્મિલા દવેનું 'મૂર્તિને' કાવ્યમાં કવિ દૃષ્ટિ છે. એમનાં કાવ્યોમાં એ વિશદ ગુણ–થોડામાં ઘણું કહેવાની શક્તિ છે અને તે શક્તિ આ નાના સરખા કાવ્યમાં કેટલી સરસ રીતે વ્યક્ત થઈ છે તે જોઈશું. મૂર્તિ આગળ શ્રદ્ધાળુ પૂજકો ઉપવાસ કરે અને તહેવારે આવીને મૂર્તિને નમે છતાંયે એ પત્થર કેટલો અડગ છે, કેવો જ્ઞાની છે કે એ ઢોંગી પૂજકોના ઢોંગ ઘતીગથી ભરમાઇ નથી જતો ! પત્થરની સ્થૂલ દૃષ્ટિને કાવ્યદ્વારા કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ બતાવી છે ! જ્યારે આપણી ગુજરાતમાં સ્ત્રી કવિઓની સંખ્યા નહિ જેવીજ છે તે વખતે આ આશાસ્પદ કવિયિત્રીનાં મનોરમ કાવ્યો ઉષા કિરણની જેમ આપણને વાંચવા મળે છે તે ખરેખર અત્યંત આનંદદાયક છે અને મોટી આશાઓ જગાડે છે. એમની પદ્યભાષા પણ એટલી જ સચોટ અને વિશદ હોય છે–

> કહી પાણો છો ને અવર સહુ તુને અવગણે,
> નમું હું તો, કાં જે–દિવસ રજની લાંઘણ કરી

તહેવારે વારે તવ સમીપ આવી ઢળી પડે
કુડાં ઢોંગી હૈયાં તદપિ નવ તું કો દી પીગળે.

પ્રો. વસંત ઉપાધ્યાયના 'પ્રાસ' કાવ્યમાં પણ કવિ કવિતાનો પ્રાસ મેળવતાં જીવનમાં ન મળેલા પ્રાસની મુંઝવણમાં પડે છે. આખી રચના પણ વિશદ અને મધુર છે. કવિએ 'ભવ્ય સૉનેટ' નો આરંભ કર્યો પણ સૉનેટ રચાતાં કાવ્ય થયું–સૉનેટથી બંધનમુક્ત કાવ્ય થયું. પ્રાસ વગરના જીવનમાં રમનારને સૉનેટના પ્રાસ ક્યાંથી ગમે ? આપણે ખુશ થયા એમનું કાવ્ય જોઈને–: કાવ્યની છેલ્લી ચાર પંક્તિઓજ કેટલી સરસ છે ?

અચાનક સખી ત્યહીં સમીપમાં સરીને ઊભી,
ચઢાવી નિજ નેત્રની લલિત ભ્રમ્મરો રોષથી;
–અપૂર્ણ કવિતા ત્યહીં રહી, ન પાસ કૈં યે જડયા,
'અરે પ્રભુ શું કાવ્યમાં ?– જીવનમાંય ના પ્રાસ આ ?'

પ્રેમશંકર ભટ્ટના 'નોતરું' કાવ્યમાં અંતરના એક અસ્ફુટ તલસાટનું વક્તવ્ય મૂર્ત થાય છે. જેને કવિ નોતરું આપે છે તે મહેમાન અને નોતરું આપનાર અતિથિ વચ્ચે ઘણું અન્તર છે,

તું–હું વચ્ચે લખ લખ પડયો જોજનોનો અકારો
ગાળો, મારાં ડગ લથડતાં થાકી ઝંખે વિસામોઃ

કવિ પોતાની વેદનાનું ભાતું સાથે લે છે–

એ અગમ્ય દિશાના અતિથિને સાદ કરવા પણ કેવી રીતે જવું ? -

'વંકી કેડી, પદ લથડતે ખૂંદવી કેમ મારે ?' એમનું બીજું કાવ્ય 'તનેજ' કુસુમ ના માઘ અંકમાં આવેલું પણ સરસ છે.

'પ્રસ્થાન' ના માઘ અંકમાં 'કબીરવડ' અને ફાગણ અંકમાં 'પૉન્ડીચેરીની પરોઢનું એક વાસંતી પ્રભાત' એમ બે કાવ્ય શ્રી. પૂજાલાલનાં મળ્યાં છે. 'કબીરવડ' કાવ્ય અત્યંત મનોહર છે. કવિની કલ્પનાઓથી એ કબીરવડ અધિક પવિત્ર દેખાય છે. કબીરવડના પ્રથમ દર્શને જ કવિ કહે છે,

પેલો કબીરવડ, કે જલ નર્મદાનું
સેવા નમેલ નવ મેઘ સુહામણો કો'?

કે ઇન્દ્રના વિકટ વજ્ર તણા ઝપાટે
નીલાદ્રિનો શિખરખંડ ઊડી પડેલો ?

એ કબીરવડના દર્શનમાં મુગ્ધ બનેલા ભકત કવિ કબીરવડના સૂક્ષ્મ ચૈતન્યમાં, નિગૂઢ સ્પન્દનમાં લય થાય છે. સ્થૂલદષ્ટિથી પર થઇ કવિ કબીરની વાણી સાંભળે છે. ભક્ત હૃદયની વાંચ્છના આ મંગલદર્શનથી કેવી સરસ ફળે છે ?

કબીરાની બાની તરુ ઉપરના મર્મર રવે
ગવાતી ઊંડેરી શ્રુતિથી સુણી રોમાંચ લહીએ.

પણ વિશ્વના વિનાશક અંશોની સામે ઝઝૂમીને પણ એ કબીરવડ અચળ રહ્યો છે. શિવને માથે જટા હતી તેવી કબીરવડની જટા જેવી કુંજ-ઘટામાંથી કલ્યાણ-ભાવનાથી મંગલ ગંગા ઝરતી કવિ જૂએ છે પણ કુંજ-ઘટા ગમે તે હો છતાં કવિ એ કબીરવડને વન્દન કરે છે માત્ર કબીરની પુનિત કીર્તિની કુંજ-ઘટાને–

કબીર ગુરુનામની પુનિત કીર્તિના કુંજ હે !
તને નમન હો હજાર પરમાર્થના પુંજ હે !

'કબીરવડ'માં કવિ ભકતહૃદયના પવિત્ર ભાવે દર્શન કરી કલ્પનાની ક્ષિતિજે પવિત્રાધિક નિહાળે છે અને અન્તરની તૃષા છીપવે છે ત્યારે પોંડીચેરીની પડોશનું એક વાસંતી પ્રભાત'માં કવિ મનોરમ મંજુલ પદાવલીથી એ કાવ્યને વર્ણનકાવ્ય બનાવે છે. એ કાવ્યમાં કવિ-કલ્પનાના ચમકારા છે. આખું કાવ્ય વિશદ છે-અને સુંદર ચિત્રો ઊભાં કરે છે. કાવ્યના અંત ભાગમાં માત્ર મનુષ્યમાં નહી પણ પ્રકૃતિમાં કવિ કેટલી બધી ભક્તિ ભાવના જુએ છે-તે દેખાડયું છે. દ્યુતિદેવ આગમનને મહાપૃથ્વીનાં સૌ અંગો વન્દન આપે છે એ પ્રભાવશાળી પદ્યમાં કવિએ વર્ણવ્યું છે.

ક્વચિત ક્વચિત સાહિત્યસૃષ્ટિમાં દેખાઈ આવતા શ્રી. રામપ્રસાદ શુકલનું એક કાવ્ય 'ખંડેરની હવેલી' કુમારના જુલાઇ અંકમાં મળે છે. મંદાક્રાંતામાં લખાયેલું આ ચૌદ પંક્તિઓનું કાવ્ય સારું છે. નિષ્ફળ ગયેલાં સ્વપ્નાંઓથી માનવ સન્માર્ગે વળતાં-એ ગત દશા-નિષ્ફળ ગયેલાં સ્વપ્નાંનોજ આભાર છે કારણ કે એ સ્વપ્નાંઓજ જવાથી નિષ્ફળ સન્માર્ગે

જવાને માનવને અવકાશ મળ્યો. કાવ્યની નીચે આપેલાં ટિપ્પણથી કાવ્ય વધારે સ્પષ્ટ થાય છે. આ આખા ભાવને છેલ્લી ચાર પંક્તિઓમાં જ સ્પષ્ટ કરી દે છે.

કિન્તુ સાચી ઉપકૃતિ 'લહુ' નષ્ટ સૌ સ્વપ્ન કેરી
એ ખંઢેરો ઉપર દિલની છે હવેલી ચણાઇ;
આદર્શોમાં અજબ લસતી ભગ્ન આશા સુનેરી,
સૌ ભૂલોના શબ ઉપર છે સંસ્કૃતિ શુભ્ર છાઇ.

આપણા પ્રતિષ્ઠિત કવિ સુન્દરમ્‌નાં કાવ્યો પણ મળતાં રહે છે. 'પ્રસ્થાન'ના વૈશાખ અંકમાં कालोऽस्मि કાવ્ય મળ્યું છે. વિકસિત શક્તિથી થતા માનવતાના સંહારની દશાની મીમાંસા કવિએ કરી છે. જે શક્તિ પ્રભુએ માનવને આપી તેજ શક્તિથી એ માનવ માનવનો સંહાર કરે છે—તો હે પ્રભુ! આ દુર્દશાનું શું ગીત ગાવું?

ચક્ષુઓ દિવ્ય દેઇને દાખવ્યું રૂપ શિષ્યને
સુદુર્દર્શ મહાઘોર રૂપ, તે અમ સર્વને
કર્યું તેં સહજ દશ્ય, કૃપા કે અકૃપા જ આ?

એ કૃપા છે કે અકૃપા એનો ઉત્તર મેળવતાં પહેલાંજ કવિ તો કહે છે,

તેં ઇચ્છયું તે ઇષ્ટ અમારું સર્વનું.

મુરબ્બી પ્રો. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોરની 'યુદ્ધ ગીતાવલી' 'પ્રસ્થાન'ના અંકોમાં પ્રસિદ્ધ થઇ છે અને થાય છે. છતાંયે અહીં પહેલાં બે અંકોમાં આવેલાં કાવ્યોની નોંધ લીધી છે.

બાકીનાં કાવ્યોની નોંધ આવતા અંકના 'કાવ્યમધુ'માં પૂરી તો નથીજ થવાની એમ લાગે છે. કદાચ જ્યાં સુધી યુદ્ધ ચાલુ રહે ત્યાં સુધી પ્રો. ઠાકોરની આ 'યુદ્ધ-ગીતાવલી' પ્રસ્થાનમાં પણ ચાલુ રહેશે. અને યુદ્ધની આખર સંધિ એ 'આખરની સંધિ'નું કાવ્ય સર્જી કદાચ પ્રો. ઠાકોર આ યુદ્ધ ગીતાની પૂર્ણાહુતિ કરશે—એમ આપણે માની લઇએ. અત્યારે તો આ કાવ્યો વાંચવાની ખરેખરી મઝા પડે છે. આ મઝા પડવામાં મુખ્ય કારણ એ કાવ્યોના કવિની 'મૌલિક નવીનતા' છે. કવિતાના મથાળાં અંગ્રેજીમાં છે. ગુજરાતી કવિતામાં

પ્રયોજનું જ્ઞાન આપવામાં આવ્યું છે. ખાસ કરીને શિખરો તો આ કાવ્યોને જરૂર વંચાવશે કારણ કે કવિતા મોઢે કરવાથી ભૂગોળ એની મેળે મોઢે થઈ જાય. બીજું કારણ પ્રો. ઠાકોરની અનોખી શૈલી આ બધાં કાવ્યોમાં છે. વિવિધ છંદોનો પણ ઉપયોગ કરેલામાં આવ્યો છે. પૃથ્વી, શાર્દૂલવિક્રીડિત, પદ, ઝૂલણા, હરિગીત વગેરે છંદોની સરહદમાં આ યુદ્ધ ગીતાવલી આપણને મળી છે. કેટલીક જગાએ આ છંદ સરહદની વાડ તોડીને શબ્દ લશ્કર આરપાર પણ ઘૂસી ગયું છે. પણ પ્રો. ઠાકોરનાં કાવ્યો સાથે આ નવીન નથી. ખાસ કરીને પ્રો. ઠાકોરની શૈલી આ કાવ્યોમાં સફળ ઊતરેલી છે એનું કારણ કાવ્યમાં એ શબ્દોથી-લઢણથી જોમ આવ્યું છે. 'ફ્લાણ્ડર્સનું યુદ્ધ' (પ્રસ્થાન-વૈશાખ) માંની નીચેની પંક્તિઓ આ કથન પૂરવાર કરશે.

ધરણિ થર થર ધ્રુજાવંત રે હિટલરા !
માંસશોણિતદધી સર્જતો વર્વિને, દૈત્ય, દિગ્વ્યાપિ હિંસાગબારા !
પ્રહર પ્રહરે નગર પ્રૌઢ તૂં ત્રોડતો !
પક્ષપક્ષે નવાં રાષ્ટ્ર તૂં રોળતો !
કોટકિલ્લા ન સેના ન રે કાફલા, દૈત્ય, રોધી શકે તુજ ધસારા !
અસ્ત્રશસ્ત્રે પ્રપંચે જુઠાણે છળે ધૂર્ત દાવે જગત ભેળનારા !

× × ×

'બ્લિટ્ઝ્'-રા જંગ તુજ બીજ શા, હિટલરા !

× × ×

ઊકલ્યો ફીન કે ઉત્પલ્યો હિટલરા !
ડેન ને સ્વીડને ભોળવી ઑસલો ગળિ ગયો, છળકનક, હીચકારા !

× × ×

ડચ્ચ બેલ્જિયન પર ત્હારું વિજ્જ્ળાસમર,
—માર ! બે માર ! ના શ્વાસ હેઠો ય પળ !

અને વૈશાખ અંકમાં આવેલાં 'નિરંકુશ અંજોહાન,' 'પુરોગ' તેમજ એવાં જ ઐતિહાસિક કાવ્યો આજ કારણે વાંચવા જેવાં છે.

શ્રી. ગોવિંદ સ્વામીનાં કાવ્યો સારી સંખ્યામાં નજરે પડે છે. 'ઉષા કનકથાળમાં' અને 'પ્રદીપે' પ્રસ્થાનના વૈશાખ અંકમાં 'સોના દળતાં' કુસુમ-માઘ અંકમાં અને 'સહસ્રલિંગ જોઈને' પ્રસ્થાન-વૈશાખ અંકમાં

આવ્યાં છે. જેમાંનાં પહેલાં બે મઝેનાં છે. એમાં વિશદ પદ્ય-ભાષા અને વર્ણનશક્તિ છે. પ્રથમ કાવ્યમાં કવિએ આલેખેલું ઉષાનું ચિત્ર સુંદર છે.

ઉષા કનકથાળમાં સુભગ કંકુ સૌભાગ્યનું
લઈ નિજ સુભાગ્યનો દિપક પ્રજ્વાળવા
પ્રભાત ફુટતાં જ પૂર્વમહીં નિત્ય પાયે ધરે.

પ્રસ્થાનના વૈશાખ અંકમાં ' બીજ અને શુકીને ' અને કુસુમ-ગાંધ અંકમાં ' અનંત મુસાફરી ' એ બે કાવ્યો શ્રી પ્રજારામ રાવલે આપેલાં છે. ' બીજ અને શુકીને ' એક અતિ સુંદર કાવ્ય છે. કવિની કલ્પના દષ્ટિનો ઊંચો વિહાર છે અને એ વિહારની સાથે અન્તરનું ભાન છે. બીજ અને શુકીની જોડીને જોઇને કવિ પોતાના જીવનને પણ યાદ કરે છે. આખું કાવ્ય વસંતતિલકામાં સંપૂર્ણ વિશદતાથી ઉતરેલું છે. જેમાંથી છેલ્લી ચાર પંક્તિઓ કોઇ પણ વાચકના અન્તરમાં ગુંજન કરશે એટલી સુંદર ભાવભરી છે.

સૌંદર્યના અમરધામની રમ્ય ગાથા
મૂંગી કવંત, તમ જોડી ઝુલો રૂપાળી;
ખૂંપેલ કાજળમહીં કદિ કો ઉરોમાં
સૌંદર્ય પ્રાપ્તિતણી પ્યાસ જગાડનારી !

ઑગસ્ટના ' ઊર્મિ ' અંકમાં જા. ખ. ની સુંદરી નામનું એક લાંબુ આનંદદાયક કાવ્ય આવ્યું છે. આખા કાવ્યમાં પદ્ય-ભાષા સરળ પ્રવાહી છે. છતાંયે એટલું કહેવું જોઇશે કે કાવ્ય કેટલીક જગાએ વિના કારણે લંબાયું છે. બેશક ગમે તેવા નજીવા વિષય પર ઘણું લાંબુ કાવ્ય લખી શકાય. પણ એ લંબાણમાં એક સરખો દોરો પરોવાયેલો હોવો જોઇએ કે જેથી વિષયથી દૂર ન જઇએ, અથવા જે વસ્તુ મુખ્ય છે તે છોડી ઉપવસ્તુમાં જ આપણો વિહાર ધ્યેય હીન ન બને.

યુગોતણી આદરીને તપસ્યા
ઉકેલવા હું મથતો સમસ્યા
એવી અજારાણી અદિસી ચૌવના
જા. ખ. તણી સુંદરી વિશ્વ પે કાં ?

× × ×

' રેમ્સેટ ' ની સાકર ગોળીઓ કદા,
બાલામૃતો અમૃતઅંજનો કદા

ને લીમડા, લક્સ હમામ ને વળી
એ બાદશાહી ફરમાન લાવતી.

આમ વિવિધ ઠેકાણે દર્શન દેતી એ સુંદરી પર કવિનું ધ્યાન સારી રીતે ખેંચાયું છે. એકસો પંચોતેર લીટીના લાંબા કાવ્યમાં અનેક પંક્તિઓમાં કવિએ સુંદર ભાવ પણ આલેખ્યા છે. પરાગ નામના કવિએ લખેલું આ કાવ્ય એના કર્તાનું નામ નથી જાહેર કરતું એટલું જ શોચનીય છે.

શ્રી. સુંદરજી ગો. બેટાઇના પણ ચાર કાવ્યો જોવા મળે છે. એક કાવ્ય 'બાલાપુરનું બારું' શૈશવ કાળનાં સ્મરણ જગાડતું 'રશ્મિ' માં, 'વાંછવું શું વિશેષ' 'સુહિણી'માં ટક્ ટક્ 'પ્રસ્થાન' ફાગણ અંકમાં અને 'નિશા-દર્શન' પ્રસ્થાન ચૈત્ર અંકમાં. પ્રથમ કાવ્ય 'બાલાપુરનું બારું' એના નામથી જ ગમી જાય એવું છે.

એક વખતના જાહોજલાલીભર્યા બારાની આજની વિજનતાને કવિએ આ કાવ્યમાં ઉતારી છે. આખું કાવ્ય વિષયવસ્તુથી ખરેખર સુંદર છે. નવીન કવિતામાં આ કવિતાની પણ નવીનતા છે.

'પ્રસ્થાન'ના ફાગણ અંકમાં આવેલા ટક્ટક્ કાવ્યમાં 'ઘડિયાળ'ના ટકટક અવાજ નીંદરમાં ખલેલ પડતાં કવિને કાવ્ય લખવાનું સૂઝયું છે—અને એ કારણે કવિને કરવો પડેલો ઉજાગરો કાવ્યરસિકો માટે સાર્થક છે. પણ એ ઘડિયાળની સાથે બીજાં બે ઘડિયાળોને નથી ભૂલી શકતા. એક ઘડિયાળ આકાશનું અને બીજું ઘડિયાળ જીવનનું—તે ઉર,

ઊંચે રહ્યું અદ્દર વ્યોમ સ્તબ્ધ
નીચે ય તેવું ઉર મારું એકલું.

'પ્રસ્થાન'ના ચૈત્ર અંકમાં આવેલા 'નિશાદર્શન' કાવ્યમાં જુહુનો જલધિનાદ સાંભળી માનવતાની વિનાશ-લીલા સાંભરે છે. અશાંત થયેલી વિશ્વમાં શાંતિને માટે કવિ કહે છે,

યુદ્ધ થાકયા, યુદ્ધ ત્રાસ્યા, લોહી ભીંજ્યા જગતરે
શાન્તિની પ્રાર્થના માટે મૃત્યુ એક જ માર્ગ છે?

અને એ સુંદર કાવ્યની છેલ્લી બે પંક્તિઓ કલગીની જેમ શોભી રહે છે,

અવનીને શિરે વીતે રજની પ્રલયંકર,
પ્રભાત તો દિસે દૂર સર્વભદ્ર શિવંકર.

શ્રી. મનસુખલાલ ઝવેરીનું 'તારા દરસથી' નામનું કાવ્ય રશ્મિમાં ઊતર્યું છે. વિષય વસ્તુમાં કાંઇ ખાસ નવીનતા નથી. એમનાં અનેક કાવ્યોમાં જે ભાવ એમણે ઉતાર્યો છે તેજ ભાવ અહીં પણ ઊતરેલો છે. 'સુહિણી'માં પ્રસિદ્ધ થયેલું 'એ ચાલ તારી' પણ એવી જ ભાવના પણ રંગીલીનું આલેખન છે. એ ચાલની છટામાં મુગ્ધ બનેલા કવિ કાવ્યના અંતભાગમાં માત્ર એટલું જ પૂછીને અટકી જાય છે,

પૃથ્વી તણે પાટ તું ઊતરી કાં ?
ઉજાળવા કે જગને દઝાડવા ?

શ્રી. રમણ ન. વકીલ અતિસુન્દર લલિત પદાવલીથી કર્ણપ્રિય થયેલું કાવ્ય જીવનસખીને (જેનો 'ચિત્રલેખા' સંગ્રહમાં સમાવેશ છે) 'કુસુમ' માઘ અંકમાં આવ્યું છે. છંદોબદ્ધ લખાયેલા કાવ્યને ફરી ફરીને વાંચવા જ્યારે વાચકને તલસાટ છૂટે છે તે ક્ષણે એ કાવ્યના કવિને 'ધન્ય' શબ્દથી જ નવાજી શકાય. આખા કાવ્યમાં પદ્યભાષા અનોખી છે—અનીરનાં સ્નેહાર્દ્ર સંવેદન સંપૂર્ણ વિશદતાથી ઊતર્યા છે.

સખી, દાવો કોંઈ કવિપદતણો મેં નવ કર્યો
ન લ્હાવો એ લેવા હૃદય અભિલાષે જરી ધર્યો;
મળ્યા સંસ્કારો જે શિશુ સમયમાં તાતથી મને
વળી જ્યોતિર્ધારી કવિકુલથી કેડી મળી, અને–
વસીને પ્રેરાયો લલિત હૃદયે હું તવ સખી !

જે જીવનસખીએ કવિને સર્જનની પ્રેરણા આપી જ તે જ સખીને પોતાનાં કાવ્યો અર્પણ કરતાં કવિ ધન્ય થાય છે. એ સમર્પણ માત્ર સમર્પણ નથી. પણ કવિ જુએ છે કે કાવ્યો સિવાય કવિનું પણ આ દુનિયામાં શું છે કે જેનું અર્પણ કરી શકે ? માટે જ કવિ કહે છે,

રહ્યું મારું કૈં ના જીવનમહીંથી દ્વૈત ટળતાં,
સમર્પ્યું જેને મેં ઉર, મન ચહું છું અરપવા;
ન જે મારી પાસે હૃદયભર મારે અરપવું,
ધરું તેથી કાવ્યો ક્ષણભર બની આજ કવિ હું.

શ્રી. રમણિક અરાલવાળાનાં કાવ્યો સામયિકોમાં હમણાં ઓછાં દેખાય છે. એક કાવ્ય 'સખે ! સાચે એ તે–' 'કુસુમ'– માઘ અંકમાં આવ્યું છે. એ કાવ્ય ખરેખર સુન્દર છે. એ કાવ્યની છેલ્લી ૭ પંક્તિઓ પરથી જ

કવિનું શબ્દ–માધુર્ય જોઇ શકીશું. કલ્પનાને સતેજ કરે એવી શબ્દ–માધુર્ય રચના આ કવિને સિદ્ધ છે,

ઉષા ઓચીંતી ત્યાં સર ગહીં ક્ષિતિજેથી ઝુંકતી
ફરી લંબાવીને કમલ વીણતી, ને જલ ભર્યાં
જવારાના કયારા અનિલ મૃદુ આન્દોલિત કરી
ચગી ચંડૂલોના સ્વર સહ રહે ગૌર ગગને!
–અને પ્રાચીદીશે ઝુલતું રવિનું બિંબ નમણું,
સખે! સાચે એ તે જિવન હતું કે ફક્ત સમણું!

શ્રી. પ્રહ્લાદ પારેખનું 'ઘેરૈયો' કુમારના જૂન અંકમાં આવ્યું છે. એ ઘેરૈયો તે કોણ?

મહા ઘેરૈયો કો વિધવિધ લઇ રંગ ઘૂમતો,
ઘડી પૂર્વે છાંટે, ઘડીક વળી પશ્ચિમ ભરતો,
કદી આખે આભે ઘનદળ મહીં રંગ પૂરતો,
કદી સાતે રંગો લઇ ગગનમાં ચાપ કરતો.

પણ એ ઘેરૈયાની શોધ કરવા છતાં યે નથી મળતો તે ભાવ કવિએ છેલ્લી ૭ પંક્તિઓમાં આલેખ્યો છે.

શ્રી. નૌતમનાં પણ ત્રણ સારાં કાવ્યો "મૌન" (સુવાસ–વૈશાખ); "રહસ્યમયી સુંદરી" (સુવાસ–વૈશાખ), અને "આજ" (સુવાસ–શ્રાવણ) અંકમાં આવ્યાં છે–અહીં એની વિશેષ નોંધ જગા સંકોચને કારણે નથી કરી શકાતી.

શ્રી. સુરેશ ગાંધીનાં બે કાવ્યો-તે પણ સારાં જ છે-સુવાસમાં આવ્યાં છે. જેઠ અંકમાં આવેલી 'મૃત્યુપગલી' હરિણી મન્દ ગતિથી કરુણ થઇ છે–અને વિશદ રહેતાં મનોહર થયું છે.

શ્રી. બાદરાયણનું ગીત "બીજું હું કાંઇ ન માગું" રશ્મિમાં આવ્યું છે. આખું ગીત સુંદર બન્યું છે. કવિની યાચના સંવેદનથી દબાતી દબાતી પણ બહાર નીકળે છે,

આપજે તારા અન્તરનો એક તાર
બીજું હું કાંઇ ન માગું.

કારણ કે,

તૂંબડું મારું પડયું નકામું
કોઈ જુવે નવ એના સામું.

卐

# પરીચેહર

( ઇરાની તવારીખી દિલચસ્પ નવલિકા )

નરીમાન સોરાબજી ગોળવાળા

કાદવમાં ઊગતાં કમળની જેમ એક મુફલેસ કુટુંબમાં પરીચેહરનો જન્મ થયો હતો. કમલના ખીલવા સાથે જ આસપાસનું વાયુમંડળ સુગંધિત બની જાય છે, મકરન્દના તરસ્યા ભ્રમરો ચારે તરફ દોડવા મંડી જાય છે તેમ પરીચેહરના રૂપ્પસારો રોશન થતાં જ સેંકડો પરવાના નિસાર થવા મંડયા. પરીચેહરને તો એની ખબરે નહોતી. તે હૃદયે સરલ, સૂરતે ભોલી અને આચરણે પવિત્ર હતી. ગરીબ માબાપ પરીને પોતાના ઘરનો ચેરાગ ગણતાં.

અહીં તહીં પરીના વિવાહ સમબન્ધના સમાચાર ચાલુ થઇ ગયા. તે દિનસોમાં તો પશુઓની જેમ મનુષ્યના વેચાણનું પણ બાઝાર ભરાતું. પરીચેહરના માતાપિતા ધારત તો તેઓ પહેલે જ દિવસે એકાદ હઝાર દીનારની થેલી મેળવી શકત. પણ શરાફત એક ચીજ છે. પુત્રીને વેચવાનું તેઓને પસંદ નહોતું. તેઓ જાણતા કે ખરીદેલી કન્યા કે ખરીદેલા ગુલામ સાથે પાશવિક અત્યાચાર થાય છે. તેઓ પોતાની એક પૂરી દીકરીને એજ માટે વેચવા નહોતા માગતાં. પરીચેહર રૂપરૂપનો અંબાર હતી. એનાં સૌન્દર્યનાં દર્શન કરવા સો કોઇ ટળવળતા. એના પૂજારીઓ વધ્યા. એમાં એક દીન્યાર પણ હતો.

દીન્યાર નીશાપૂરનો એક સોદાગર હતો. દૂર દૂર દેશોની સફર કરીને તેણે ખૂબ દ્રવ્ય જમાવ્યું હતું. નીશાપૂરના અમીર તરીકે તેને સર્વત્ર માન મળતું.

પરીચેહરના હુસ્નની વાત તેણે પણ સાંભળી. તેના ઉચ્ચ વિચારોથી ભરેલું ઉન્નત મસ્તક પરીના સૌન્દર્ય પર ઝૂકી ગયું. ખરું છે, કે પ્રેમ અને

બુદ્ધિ અને એકી વેળા રંગભૂમિ પર અભિનય નથી કરી શકતા. પ્રેમની વેદી પર બુદ્ધિનું બલિદાન અપાય છે. દીન્યારે એમજ કર્યું", તેણે તેની માગણી કરી. ગરીબ માતાપિતા લગ્નની આવી સીધી માગણીથી પ્રસન્ન થયાં, પણ પરીનું હૃદય કંઇ સોચવા લાગ્યું. તેની સહીઓ તેની મીઠી મશ્કરી કરતી ત્યારે સામો જવાબ દેવાને બદલે તેના મુખ પર હાસ્યરેખા ફેલાતી. આંખ નીચે ધરતી પર ઠરતી.

ધૂળથી ભરાયેલો હીરો આજ ઝવેરીની દુકાને ચમકતો થયો. ચંદ્ર વાદળોમાંથી નીકળી પોતાની નિર્મળ ચંદ્રિકાથી ચકોરોનું ચિત્ત પ્રસન્ન કરતો થયો. કાલની ગરીબ પરીચેહર અમીર દીન્યારના ઘરની બેગમ બની. ઝરીન કપડાં અને રત્નજડિત ઘરેણાંથી તેનું હુસ્ન ઓર પણ ખીલી નીકળ્યું. દીન્યાર તેના શમે એ-હુસ્નનો પરવાનો બની ગયો. પરીચેહર પોતાનો વખત પોતાના પ્યારા સાથે હાસ્યવિનોદમાં ને શણગાર સજવામાં ગાળતી. જે ગઇ કાલે માતાપિતાની સુકી રોટલી માટે મોહતાજ હતી તે આજ અનેક દાસીઓને પાળતી થઈ. પતિપત્નીના દિવસો સુખચેનમાં પસાર થતા તેઓને મનથી દરરોજ પતેતી ને નવરોઝ હતા. પરંતુ તેઓ બંને પ્રકૃતિના અટલ સિદ્ધાંતને ભૂલી ગયાં કે વખત આવતાં ફૂલ પણ કરમાય છે અને જલાશય પણ સુકાઇ જાય છે.

પરીચેહરનાં સૌન્દર્યની વાત ઇરાનના શાહ મહમુદશાહને થઇ. તેને જોયા વિના જ તે તો પરીનો આશક બની ગયો. તરસ્યો પાણી પાસે જાય તેમ આ શાહ નીશાપૂર આવ્યો. એ સૌન્દર્ય જાતે જોવાની તેના દિલમાં તમન્ના જાગી હતી. પણ નીશાપૂર આવતાંજ તેણે જાણ્યું કે પરી તો સોદાગર દીન્યારની બેગમ થઇ ચૂકી છે. તેનો ઉમંગ પડી ભાંગ્યો. મલવાની વાત તો દૂર રહી પણ હવે તેને જોવાની આશાયે ન રહી. હવે શું કરવું તે વિચારે ચડયો. તે શાહ હતો અને શાહી હકુમત તેને કહેતી હોય કે ડરે છે શેનો ? દીન્યારને જણાવી દે કે પરીચેહરની ભેટ શાહને કરી દેવી; પણ ઇનસાફ તેના બીજા કાનમાં સાદ પાડતોઃ સંભાળ, તું રાજા છે ખુદાથી ડર. રૈયત તારાં બાળક છે. તેની ઇજ્જત અસમતનો ખ્યાલ રાખ. વળી શાહી હકુમત તેને ચઢાવતી કે તું શાહ છે, આવું રત્ન તો રાજસી શોભાને માટે જ હોવું જોઇએ. ઇનસાફ તેને સમજાવતો કે રાજસી શોભા રત્નોમાં નથી પણ પ્રજાના સુખચેનમાં છે.

દીન્યારના દિવસો અયશોઆરામમાં પસાર થતા. તે તો એમજ સમજતો કે આ અયશોઆરામના દિવસની સાંઝ કદિ પડનાર નથી. અને તેની દોલત પણ ઓછી થનાર નથી. એક દિવસ બંને બાગની ઠંડી લહેરીમાં હોજની પાળે બેસી રહી માંછલીઓની ચહલપહલ જોઇ રહ્યાં હતાં. તે વેળા દાસીએ આવી એક પત્ર દીન્યારના હાથમાં મેલ્યો. તેણે તે ખોલ્યો ને તે વાંચવા મંડયો. વાંચતાંજ તે મૂર્છિત થઇ ગયો. પરીચેહર ગભરાઇ ગઇ. દાસીઓએ દોડાદોડ કરી મૂકી. કોઇ ગુલાબજળ છાંટવા લાગી. કોઇ પંખો કરવા મંડી. કોઇ પ્રાર્થનામાં મશગુલ થઇ. થોડા વખતમાં દીન્યાર હોશમાં આવ્યો. પરી તેને જોઇ રહી. દીન્યારની આંખમાંથી આંસુ સરી પડયાં.

શાહ બધા વિચાર પછી નીશાપૂરથી ચાલી ગયો હતો પણ દિલ પરીની ખિદમતમાં જાણે મેલી આવ્યો હતો. એની ખબર ન તો પરીને હતી ન તો દીન્યારને. અંતે શાહની ધીરજ ખૂટી હતી. તે તો પરીનું સૌન્દર્ય જોવા માગતો હતો. જતાં જતાં તેણે દીન્યાર પર આટલુંજ લખ્યું હતું.

" ખુશનસીબ દીન્યાર—એક નજર પરીચેહરને જોવા
તલસે છે. તમે ઇજ્જત આપશો.
તમારો મહમુદશાહ. "

આ પત્ર વાંચીને દીન્યાર મુર્છિત થયો હતો તેને હવે ખાતરી થઇ ગઇ કે તેની પરીના સૌન્દર્યનો સોહરો ઇરાન ભરમાં ફેલાઇ ગયો હતો. શાહે-ઇરાન હવે તે જોવા માગતો હતો. પરીચેહર તેને દેખાડવી એ સિંહ સામે બકરીને લઇ જવા મિસાલ છે. તે પાછી સુરક્ષિત આવે એ અસંભવ છે.

પાણીમાં રહીને મગરથી વેર કરી શકાતું નથી. આ પત્ર મળ્યા પછી તો દીન્યાર ચિંતાની આગમાં જળવા લાગ્યો. એક બાજુ શાહે-ઇરાનની આજ્ઞા ન માનવી એ મોતને આમંત્રણ કરવા જેવું છે અને બીજી બાજુ તેની આજ્ઞા માનવી એ પરીચેહરને સદા ગુમાવવી બરાબર છે.

દીન્યારનો કારોબાર લગ્ન પછી સારી દેખરેખ ન હોવાથી બગડતો ચાલ્યો હતો. નોકરો ગમે તેમ મોજ ઉડાવતા, તેમાં આ ચિંતા પછી તો તે પોતાના કારોબારમાં વધારે બેદરકાર થતો ગયો પરિણામે આવક બંધ થઇ. ખર્ચ ચલાવવો મુશ્કેલ થઇ પડ્યો.

અંતે પોતાની પરીને લઇ તે અજાણ્યે રસ્તે જઈ રહ્યાં.

જે દીનાર એક વાર વેપારમાં [illegible] વેપારી હતો, જેના નામની ઇરાનભરમાં શોહરત હતી, તે આજ [illegible] પર પોતાની જિંદગી અર્પણ કરી ચૂકયો છે. સંસારના [illegible] જીવનનું સુખ સમજી રહ્યો છે. પરીચેહરની યુવાની [illegible] જેમ મુરઝાઇ જવાની તેને ખબર નહોતી. ઇશ્કનો [illegible] કરી રહ્યો હતો. પરી પણ સમજતી હતી કે [illegible] દીનારની આવી દશા થઇ રહી છે. પરંતુ તે શું કરી [illegible] તે શું કરે જેથી બંનેની ઇજ્જત બચે અને કારોબાર પણ [illegible] રહે ?

જ્યાં સુધી [illegible] ચાલતો [illegible] છેલ્લો દાગીનો પરી પાસે રહ્યો ત્યાં સુધી ખર્ચ [illegible] હવે આફત સામે આવી. દોલતનો નશો ઉતર્યો. ઇશ્કનો [illegible] (ભિખારી) ઓછો થયો. દીનારની આંખો ખુલી.

દીનારની બધી ખબર ઇરાનના શાહે જાસુસો દ્વારા મેળવી લીધી હતી. તેની અંતિમ ગરીબ દશાનો તેણે સારો લાભ ઉઠાવ્યો.

દીનારને શાહ તરફથી બીજો પત્ર મળ્યો. પત્ર શું, જાણે યમદૂતનું આમંત્રણ ! એમાં લખ્યું હતું:

"કમઅક્કલી દીનાર, તું મને પરીચેહરના ઇશ્કની આગમાં જલાવી રહ્યો છે. અને તું મારા ખૌફની આગમાં જલી રહ્યો છે. પરી એક રત્ન છે. જ્યારે એવા રત્નની પરખ કરનાર બંને ઝવેરી ન રહેશે ત્યારે તેની કદર કોણ કરશે ? આવ, આપણે બંને મળીને ફેંસલો કરીએ. મારે જો ન્યાયનું ખૂન કરવું હોત અને મને ખુદાનો ડર ન હોત તો આ પત્રને બદલે તલવાર જ મોકલત–મહમુદશાહ."

તેહરાનમાં આજ ઘરઘર એક જ વાત ચાલી રહી છે. દરેકની ઝબાને એક જ વાત છે. શાહ માંદો છે બેચેન છે. અને તેના મરઝની દવા લઇને નીશપૂરી હકીમ દીનાર આવી પૂગ્યો છે. સલતનતમાં ફેલાયલી બદઅમની અને શાહી મહેલી ઉદાસી હવે ખુશી અને રોનકમાં બદલી જવાની.

દીનારનું દિલ શાહનો બીજો કાગળ મેળવીને ડરવાને બદલે કંઇક સોચવા લાગ્યું. તેને પોતાના પાછલા દિવસોની યાદ આવી. આફતના અંધકારે તેને અયશોઅશરતના અજવાળાંની યાદ આપી. ધીમેધીમે પરી-

ચેહર પ્રત્યેનો તેનો પ્યાર ઓછો થતો ગયો. પરી આગળ કરતા પણ તેની વધારે સેવા કરતી ને અધિક સ્નેહ દેખાડતી. તેના દિલને બહેલાવતી પણ વ્યર્થ. તે આનું કારણ સમજી શકે નહિ.

શાહી બાગના એક ખુલ્લા હવાવાળા રૌનકદાર મકાનમાં દીન્યાર પોતાની પરી સાથે આવી વસ્યો. શાહી મેહમાનીએ તેના હૃદયમાં નવીન બળનો સંચાર કર્યો. શાહની ખુશાલીનો પાર નહોતો. પરીના દીદાર જોવા તે ઉત્સુક થઇ રહ્યો. તેણે પહેલાં તો તેને છુપેથી જોવાનો મનસુબો કીધો.

આ મકાનની ચોક્કસ રચના હતી. તે ખંડના એક બાગની દિવાલે આરસી જડેલ હતી. ખંડના દરવાજાની બહાર દૂર ઉભા રહીને એ આરસીમાં કોઈ જૂએ તો તેને ખંડમાંની વસ્તુઓ દેખાઇ દે.

પ્રત્યેક પરીચેહર આ આરસીમાં પોતાના ખંડમાં બેસી પોતાનો ચેહરો નીરખી રહી હતી. તેમાં પોતાનું મુખ જોઇ તે આગલા દિવસોનું સ્મરણ કરી રહી હતી. એ સમયે તેના માનસપટ પર ભૂત અને વર્તમાન દશાઓનું ચિત્ર ઉપસ્થિત થતું હતું. ન જાણે શું સોચીને એક વાર તેના ઓષ્ઠ પર મંદ હાસ્ય છવાઇ રહ્યું. હુસ્નનો દિવાનો શાહ, ચોરની જેમ, બહાર પરીને જોવા આવ્યો હતો. ત્યાંથી તેને પરી દેખાતી ન હતી. પણ આરસીમાં તેની ખુલ્લી આકૃતિ દેખાતી હતી. આરસીમાં આ અલૌકિક છબી જોઇને શાહ ચકિત થઈ ગયો. એટલામાં પરીનું મંદ હાસ્ય જોઇને તેના જાણે તેના ઉપર વીજળી જ પડી. તે મૂર્છિત થતો હોય એમ લાગ્યું. પણ એટલામાં પરીએ ઊંડો નિશ્વાસ નાખ્યો ને તેના ચહેરાનો રંગ ફીક્કો પડી ગયો. શાહ વિસ્મય પામ્યો. લડાઇના મેદાનમાં તોપોની ગર્જના જે વીરોના દિલોને દમતાવી શકતી નથી ને તલવારોની ચમક આંખોને ચકાચોંધ નથી કરતી તેજ વીરો સ્ત્રીની ચિતવનનું તીર ખાઇને પોતાના હથિયાર મૂકી દે છે અને શરણ થવા માટે દીનતાનો સફેદ ઝંડો ઉઠાવે છે.

શાહે જોયું કે પરીચેહર એક અમૂલ્ય સ્ત્રી રત્ન છે. મારા મહેલમાં એ નથી તેથી જ હું કંગાળ છું. દીન્યાર જ ધનવાન છે. તે સોચવા લાગ્યો કે જો એ માગું છું તો શાહી શાનમાં બટ્ટો લાગે છે. જો છીનવી લઉં છું તો ન્યાયનું ખૂન થાય છે. જવા દઉં છું તો મારું જિવન બેકાર બને છે.

તે નિર્ણય કરી શક્યો નહિ.

ચેહર પ્રત્યેનો તેનો પ્યાર ઓછો થતો ગયો. પરી આગળ કરતા પણ તેની વધારે સેવા કરતી ને અધિક સ્નેહ દેખાડતી. તેના દિલને બહેલાવતી પણ વ્યર્થ. તે આનું કારણ સમજી શકે નહિ.

શાહી બાગના એક ખુલ્લા ... હવાવાળા રૌનકદાર મકાનમાં દીન્યાર પોતાની પરી સાથે આવી વસ્યો. શાહી ... મેહમાનીએ તેના હૃદયમાં નવીન બળનો સંચાર કર્યો. શાહની ખુશાલીનો પાર ... નહોતો. પરીના દીદાર જોવા તે ઉત્સુક થઇ રહ્યો. તેણે પહેલાં તો તેને છુપેથી ... જોવાનો મનસુબો કીધો.

આ મકાનની ચોક્કસ રચના હતી. તે ખંડના ... એક ભાગની દિવાલે આરસી જડેલ હતી. ખંડના દરવાજાની બહાર દૂર ઉભા ... રહીને એ આરસીમાં કોઈ જૂએ તો તેને ખંડમાંની વસ્તુઓ દેખાઇ દે. ... તો

ઇત્તેફાક પરીચેહર આ આરસીમાં પોતાના ખંડમાં બેસી પોતાનો ચેહરો નીરખી રહી હતી. તેમાં પોતાનું મુખ જોઇ તે આગલા દિવસોનું સ્મરણ કરી રહી હતી. એ સમયે તેના માનસપટ પર ભૂત અને વર્તમાન દશાઓનું ચિત્ર ઉપસ્થિત થતું હતું. ન જાણે શું સોચીને એક વાર તેના ઓષ્ઠ પર મંદ હાસ્ય છવાઇ રહ્યું. હુસ્નનો દિવાનો શાહ, ચોરની જેમ, બહાર પરીને જોવા આવ્યો હતો. ત્યાંથી તેને પરી દેખાતી ન હતી. પણ આરસીમાં તેની ખુલ્લી આકૃતિ દેખાતી હતી. આરસીમાં આ અલૌકિક છબી જોઇને શાહ ચકિત થઈ ગયો. એટલામાં પરીનું મંદ હાસ્ય જોઇને તો જાણે તેના ઉપર વીજળી જ પડી. તે મૂર્ચ્છિત થતો હોય એમ લાગ્યું. પણ એટલામાં પરીએ ઠંડો નિશ્વાસ નાખ્યો ને તેના ચહેરાનો રંગ ફીક્કો પડી ગયો. શાહ વિસ્મય પામ્યો. લડાઇના મેદાનમાં તોપોની ગર્જના જે વીરોના દિલોને હમતાવી શકતી નથી ને તલવારોની ચમક આંખોને ચકાચોંધ નથી કરતી તેજ વીરો સ્ત્રીની ચિતવનનું તીર ખાઇને પોતાના હથિયાર મૂકી દે છે અને શરણ થવા માટે દીનતાનો સફેદ ઝંડો ઉઠાવે છે.

શાહે જોયું કે પરીચેહર એક અમૂલ્ય સ્ત્રી રત્ન છે. મારા મહેલમાં એ નથી તેથી જ હું કંગાળ છું. દીન્યાર જ ધનવાન છે. તે સોચવા લાગ્યો ને એ માગું છું તો શાહી શાનમાં બટ્ટો લાગે છે. જો છીનવી લઉં છું ન્યાયનું ખૂન થાય છે. જવા દઉં છું તો મારૂં જિવન બેકાર બને છે. તે નિર્ણય કરી શક્યો નહિ.

જે શાહે પરીચેહરનાં સૌન્દર્યની માત્ર ખબર સાંભળીને પોતાનું તનમન નીસાર કરી દીધાં હતાં તેણે આજે આરસીમાં તેની છબીનાં દર્શન કર્યાં હતાં. એ જોઇ તેનું મન હવે ચકડોળે ચઢયું હતું પણ ધૈર્યએ સાથ આપી સાથી શાહી શાનની ઇજ્જત રાખી.

દીન્યાર પ્રસન્નતાપૂર્વક પરીને તલ્લાક આપી દે તો તેના બદલામાં હું તેને તેનો તોલ જેટલું સોનું આપવા ખુશી છું. આ રીતે પરી મને મળી શકે તો હું લોક અપવાદથી બચી શકું. દીન્યાર દરિદ્રતાનો દાસ બન્યો છે તે જરૂર હા પાડશે.

પોતાના આ યુકિત પર શાહ આનંદ પામ્યો.

જે સમયે પરીચેહર આરસીમાં પોતાનું મુખ જોઇ પ્રસન્નતા પ્રકટ કરી રહી હતી તે સમયે દીન્યાર ત્યાં જ બેઠો હતો તેણે પરીને નિશ્વાસ નાખતા પણ જોઇ હતી. તેણે પરીનું હૃદય જાણી લીધું. તેણે ઇચ્છયું કે તે તેને ગળે લગાવે ને સાંત્વના આપે; પણ ભાવિ ભાવનાએ તેને તેમ કરવાથી રોકયો.

એ વિચારે ચઢયો હતો એટલામાં તેને એક વધુ પત્ર મળ્યો. શાહે લખ્યું હતું:

" **મારા મહેમાન દીન્યાર,** તને જોઇને મને આનંદ થયો. તને પણ હવે સંતોષ થયો હશે. મહેમાનનું દિલ દુખાવા હું નથી માગતો પણ આટલું કહું છું કે પરીની મહોબ્બત છોડી દે અને હું તને તેના તોલ બરાબર સોનું આપવા તૈયાર છું અને દરબારમાં તારું માન વધારી દઇશ. તું શાહી સરકરાજીને ઠોકરે ના મારતો. વળી હું સમજું છું કે તુ આયન્દે તો પરીને વધારે આરામ ને ઇજ્જતવાળી જોવા પસંદ કરશે.

**બ્યરઅંદેશ તારો મહમુદશાહ.** "

આ વાંચતાં જ દીન્યાર લાલચ અને સ્નેહના ચુંબક વચ્ચે લોઢું બની ગયો! પત્ર તેના હાથમાંથી સરી પડયો. પરીએ તે ઉઠાવ્યો ને વાંચ્યો. વાંચતાં જ તે ચોંકી ને પળભર ચૂપ થઇ ગઇ. નિદાન તેની ધીરજ ખૂટી ને તેનું હાર્દિક દુખ આંખોને રસ્તે ફૂટીને વહેવા લાગ્યું. તે ડુસકાં ખાઇ રડવા લાગી. એ રડવાનો અવાજ શાહને કાને પડયો. પત્ર મોકલીને શાહ બહાર જ ઊભો હતો અને આરસીમાં ઓરડામાંનું દશ્ય નિહાળી રહ્યો હતો.

મુસીબતનો મારેલો દીન્યાર સોચી રહ્યો હતો કે પરીની- મહોબ્બતનો ખ્યાલ કરું છું તો સંભવ છે કે મારા પર-આફતનો પહાડ તૂટી પડે. અને શાહથી અપાતી દોલત અને ઇજ્જત તરફ હાથ ફેલાવું છું તો પવિત્ર હૃદય અને અતુલ પ્રેમવાળી પરી ગુમાવું છું.

અંતે તેનું ધૈર્ય ખૂટયુ. તે રડી પડયો. તે જોઇને પરી તેને ગળે વળગી ખૂબ રડવા લાગી. એ વેળા આ ઓરડામાં તેઓનું કોઇ હમદર્દ નહોતું. હતી માત્ર પેલી આરસી. એ આરસી આ પતિપત્નીની બેબસીનું ચિત્ર શાહની આંખોદ્વારા તેના હૃદયપટ પર એંચી રહી હતી. અને હવા તેઓના દુખ દર્દભર્યા અવાજને શાહના કાને અથડાવતી હતી.

કમજોર આદમી રડી રડીને પોતાનું દુખ હળવું કરે છે. બંને ખૂબ રડીને ચૂપ થઇ ગયાં. થોડી વાર ત્યાં નીરવતા છવાઇ રહી—જાણે હવા પણ થંભી ગઇ હોય! એ સમયે બંને જણાં એક બીજાને પ્રેમભરી પણ ઉદ્વેગજનક દૃષ્ટિથી જોઇ રહ્યાં હતાં. અંતે પરીએ મૌન તોડયું. તે નમ્રતાપૂર્વક બોલીઃ "વહાલા, હું તમારા સુખમાં કાંટો છું. એ કાંટો કાઢી ફેંકી દો એજ ઉચિત છે. પણ એ કાંટો એવી જગ્યાએ ફેંકો કે કોઈ નિરપરાધીને નહિ વાગે. હું જીવું છું ત્યાં સુધી તો તમારા દુખનું કારણ થઇ રહીશ. તે દુખ દફે કરવા હું તૈયાર છું, જો મારા જવાથી તમે સુખી થઇ શકતા હો. દીન્યાર વહાલા, તમે તમારાં બાહુબળથી લાખો રૂપિયાની દોલત કમાયા. કયાં છે તે આજ ? જો મારાં તોલ બરાબર સોનાથી તમારા તે દિવસ પાછા આવી શકતા હોય તો જરૂર તેમ કરો. પરંતુ શાહને હાથ લાગેલું મારું આ બેજાન ( નિર્જીવ ) શરીર શું કામ આવશે ? માની લો કે હું જીવતી રહી તો શું આજની ખૂબસૂરતી સવારે ખીલેલાં ફૂલ જેમ કરમાઇ નહિ જશે ? તે વેળા શાહ પણ મને કરમાયેલાં ફૂલને ફેંકી દે તેમ ફેંકી દેશે. વહાલા મારા, તમે દુઃખી ન થાઓ. આ તમારી અને તમારી જ પરી શાહ-મહેલને અને અયશોઅશરતને તુચ્છ દ્રષ્ટિથી જુએ છે. હું તમારી સાથે મજુરી કરીશ સુકી રોટી ખાઇશ અને તમારી ખિદમત મારા બધા પ્યારથી કરીશ. ચાલો આપણે અહીંથી ચાલી જઇએ."

દીન્યાર પોતાના હૃદય-સ્થિત સંકુચિત વિચાર પર લજવાયો. તે પશેમાન થયો. તે તુર્તજ પરીના કદમોએ પડયો. તેની આંખમાંથી આંસુ

( અનુસંધાન પા. ૧૯૬.)

# મિતાક્ષરી

## પ્રગતિને પથે

સાડાચાર માસના લાંબા ગાળા પછી "માધુરી" આજે પ્રસિદ્ધ થાય છે. આ અનિયમિતતા છેલ્લા કેટલાક અંકોથી આવી હતી. પણ એ અનિયમીતતામાં અનેક મુશ્કેલીઓ વધ્યે જતી હતી. આર્થિક મુંઝવણની હકીકતથી સૌ ગ્રાહકો વાકેફ છે જ. એ બધી મુંઝવણોની સાથે જ "માધુરી" એ ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો હતો. છેલ્લો અંક બહાર પડયા પછી "માધુરી" ને નિયમત બનાવવાની પ્રબલ ઇચ્છાથી એને વડોદરામાં છપાવવું નક્કી કર્યું. અંક છેપાઇ રહેવા આવ્યો હતો દરમ્યાન માધુરીનું પ્રકાશન "શિષ્ટ સાહિત્ય ભંડાર" ને સોંપવાનું પ્રાપ્ત થયું. કદાચ એવા સંજોગો પણ આવ્યા હતા કે "માધુરી" નું ભાવિ આ વર્ષ પછી અનિશ્ચિત રહેતે. પણુ આજે તો એ ભાવિ નિશ્ચન થાય છે કે "માધુરી" હજીયે ઉષા-રંગી પૂર્વ આકાશમાં એક પંખીની જેમ ઉર્ધ્વ ઉડ્ડયન કરી રહ્યું છે. જે સ્થિતિમાં "માધુરી" હતું, એનાથી વિશેષ સારી સ્થિતિમાં થશે. હવે અમારે માથે માત્ર જવાબદારી તંત્રીપદની છે. તે જવાબદારી, અમે નચિંત રહેતાં વધારે સારી રીતે બજાવશું.

'માધુરી'ના આ અંકથી જ 'શિષ્ટ સાહિત્ય ભંડારે' એનું પ્રકાશન હાથમાં લીધુ છે. આ અંકના કાગળ પણ પહેલેથી જ ખરીદાયેલા હતા. અને વધુમાં અંક બને તેટલી ઉતાવળે વહેલો પાડવાની ઇચ્છા હોવાથી એના રૂપરંગમાં કે બીજી અનેક રીતે જે કંઇ સુધારા કરવાના હતા તે એમ જ રહ્યા. અમે અમારા ગ્રાહકભાઇઓને ખાત્રી આપીએ છીએ કે "માધુરી" નો અંક સર્વાંગ સુંદર સમૃદ્ધ અંક થશે. એ અંક ૧૬૦ પાનાનો બનાવવામાં મુખ્ય હેતુ પણ એજ છે કે અંધેરીમાં ભરાનાર સાહિત્ય પરીષદ પ્રસંગે જ

એ અંક બહાર પાડવો. આ વર્ષના ચાર અંકોપૈકી આ અંક સાથે અમે બેજ અંકો આપી શકયા છીએ બાકીના ૩-૪ અંકો જોડાઈને "માધુરી" ડિસેમ્બરની આખરમાં બહાર પડતો દળદાર ૧૬૦ પાનાનો સુંદર એન્ટિક કાગળ તથા બીજાં આકર્ષણોથી અતિ સુન્દર બની બહાર પડશે. માત્ર બે ચાલુ અંકોનાં પાનાં એક અંકમાં આપવામાં આવે છે એટલે આ અંકોનું જોડાણ આર્થિક બચાવની દષ્ટિએ પણ કરીએ છીએ એમ પણ નથી. "માધુરી" ની જે કાંઈ મુસ્કેલીઓ હતી તે ઘણેભાગે બધી દૂર થઈ છે. એ મુસ્કેલીઓ દૂર થતાં "માધુરી" ગુજરાતની જનતામાં વધારે સારી રીતે સત્કારાશે એમાં અમને શંકા નથી.

આ પ્રકાશક ભાઈઓનો અમે ખરેખર અન્તઃકરણથી આભાર માનીએ છીએ. આવા સમયમાં– ગુજરાતમાં વિવેચન સાહિત્ય તરફ જે ઉદાસીનતા બતાવવામાં આવે છે એ સ્થિતિમાં આ સાહસિક, સાહિત્યરસિક ભાઈઓએ એનું પ્રકાશન લીધું છે, તે માટે, ત્રણ વર્ષ પર વાવેલા બીજમાંથી આ ત્રણ વર્ષનું કૂંણાં કૂંણાં પાંદડાંઓની છાયા આપતું તરુ થયું છે- અને કોણ નહી આશા રાખે કે ગુજરાતી સાહિત્યમાં કાલે એક ફાલીફુલીને મહાવૃક્ષ થવાને જ એ એ ન સર્જાયું હોય ? અમને આશા છે કે ગુજરાતના સાહિત્ય રસિક ભાઈઓ ' માધુરી ' ને બને તેટલો સહકાર આપશે. એક વાત સ્પષ્ટ છે કે તંત્રીઓ અને પ્રકાશકો કરતાં સામયિકની પ્રગતિનો મોટો આધાર એના ગ્રાહકો ઉપર છે.

આ અંકથી આપણા સુપ્રતિષ્ઠિત યુવાન કવિ શ્રી. ઇન્દુલાલ ગાંધી- પણ અમારી સાથે જોડાયા છે. સાગરમાં ઊર્મિ ઇન્દુ જગાડે તેમ ગુજરાતી સાહિત્યસિન્ધુમાં ' ઊર્મિ ' જગાડનાર આપણા આજ કવિ. ગુજરાતી જનતા એમનાથી સુપરિચિત છે. એમના સહકારથી પણ અમારી કેટલીક ચિંતાઓ ઓછી થઈ છે. અમને આશા છે કે " માધુરી " ને સુંદર બનાવવામાં ભાઈ ઇન્દુલાલનો કીમતી ફાળો મળ્યો છે તે માટે અમે શ્રી. ઇન્દુલાલ ગાંધીનો પણ આભાર માનીએ છીએ.

અમારી આ થોડીઘણી છતાંયે અનિયમીતતા નભાવી લેનાર ગ્રાહક ભાઈઓનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. "માધુરી" ને ત્રણ ત્રણ વર્ષથી નભાવનાર એજ ગ્રાહક ભાઈઓનો આભાર અમે કયા શબ્દોમાં વ્યકત કરીએ ?

એ ગ્રાહક ભાઇઓએ જે સહકાર આપ્યો છે તેવો હજીયે આપતા રહેશે. જે લેખક મિત્રોએ અમને આભારી કર્યા છે તેમનો પણ એવો ને એવો હાર્દિક સહકાર મળશે જ એની અમને ખાત્રી છે. આ ક્ષણે અમે એઓનો પણ આભાર માનવાની તક લઇએ.

"માધુરી" વધારે વધારે ઉત્કર્ષ કરે એટલી સભ્યર્થના સાથે "માધુરી" ને સીધી અને આડકતરી રીતે સહાય કરનાર સૌ મિત્રોનો આ ક્ષણે આભાર માનીએ છીએ.

અભિનંદન

આ પ્રસંગે અમે આપણા ત્રણ સાહિત્યકાર મિત્રોને અભિનંદનો આપીએ છીએ. શ્રી. ઉમાશંકર જોષીને મળેલો રણજીતરામ સુવર્ણચંદ્રક આ વર્ષના પ્રતિહાસમાં મહત્વનો પ્રસંગ છે. 'વિશ્વશાંતિ' ના કવિએ શરૂઆતથીજ એ પ્રતિભા દેખાડી હતી. ઉત્તરોત્તર એમણે એક એક પછી એક એમ આઠ ગ્રન્થો ગુજરાતને આપ્યા છે. સાહિત્યના સૌ પ્રકારો પર એમણે કલમ અજમાવી સફળતા મેળવી છે. પણ એ સૌ પ્રકારમાં એમની કવિ તરીકેની કીર્તિ જ વધારે માનપ્રદ છે. ગુજરાત સાહિત્ય સભાએ આ યુવાન કવિની યોગ્ય કદર કરી છે એની શંકા કોઇને પણ ન હોઇ શકે. એમની પ્રતિભા અને કીર્તિ હજીયે વધારે ઝગો. એ 'ગુલે ગુજરાત' ના અન્તરની કાવ્ય ફોરમ ગુર્જરી બાગમાં વધારે જ્હેકો એટલીજ પ્રાર્થના સાથે એમને અમે અમારાં હાર્દિક અભિનંદનો આપીએ છીએ.

શ્રી. ઇન્દ્ર વસાવડાના નામથી 'માધુરી' ના વાચકો પરિચિત છે. એમની કેટલીક ગુજરાતી વાર્તાઓ 'માધુરી' નાં પાનાઓ પર આવી ગઇ છે. હિંદી સાહિત્યમાં પણ એક પ્રતિષ્ઠિત સાહિત્યકાર તરીકેની પ્રતિષ્ઠા એમણે મેળવેલી છે. સ્વ પ્રેમચંદજીએ આ યુવાન લેખકની ઘણી સારી પ્રશંસા કરી છે. હિંદુસ્તાનીના પ્રચાર અર્થે ડાયરેક્ટર–પબ્લીક ઇન્સ્ટ્રક્શન તરફથી શ્રી. ઇન્દ્ર વસાવડાને એમની સુંદર હિંદી નવલકથા घरको राह માટે રૂા. ૧૦૦) નું ઇનામ આપવામાં આવ્યું છે. આ નવલકથાનું ભાષાન્તર ગુજરાતીમાં 'ઘર ભણી' નામે પ્રસિદ્ધ થયેલું છે. શ્રી મેઘાણીએ કહ્યું છે તેમ શ્રી. ઇન્દ્ર વસાવડા પ્રથમ તરુણ ગુજરાતી છે કે જેમણે હિંદી સાહિત્યમાં ઠીક ઠીક કીર્તિ પ્રાપ્ત કરી છે. એમની નવલકથા 'શોભા' અને 'ઘરભણી' લોકપ્રિય થઇ છે. અને તાજેતરમા જ એમની બે નવલકથાઓ

" ગંગાના નીર " અને " નરેન " બહાર પડશે. પોતાની શકિતના પ્રતાપે મેળવેલા આ ઇનામ માટે શ્રી. વસાવડાને અમે હાર્દિક અભિનંદન આપીએ છીએ.

પ્રો. કાન્તિલાલ બ. વ્યાસને મુંબઇ યુનીવર્સિટી તરફથી એમણે સંસ્કૃત ગ્રંથોને આધારે લખેલા 'હર્ષકાલીન ભારતીય જીવન ' સંશોધન-ગ્રંથ માટે વિશ્વનાથ નારાયણ માંડલિક ગોલ્ડ મેડલ એનાયત કરવામાં આવ્યો છે. તદ્દન નિષ્પક્ષ રીતે માત્ર ગ્રંથનાં ગુણને જોઇને જ આ મહામાન યુનિવર્સિટી તરફથી આપવામાં આવે છે, પ્રો કાન્તિલાલ વ્યાસ ઘણા સરલ અભ્યાસી છે. એમના કેટલાક અવારનવાર પ્રગટ થયેલા લેખો પરથી. પણ આપણે જોઈ શકીએ છીએ. એમની શકિતનો આથીયે વધુ સદુપયોગ કરી આપણા સાહિત્યને સમૃદ્ધ કરવામાં એમનો ફાળો આપી શકે એમ છે. યુનીવર્સિટી તરફથી મળેલો આ ચંદ્રક વિરલ માન મનાય છે. ૧૯૨૫ માં આ મેડલ સ્થપાયો ત્યારથી આજ સુધીમાં બેને એ મેડલ મળ્યો છે, એ મેડલ મેળવનાર પ્રો. વ્યાસ ત્રીજા છે. મેડલને માટે નિબંધ પૂરેપૂરો લાયક હોય તો જ આ મેડલ આપવામાં 'મેડલ' ની મહત્તા છે. પ્રો. વ્યાસ આ મેડલ મેળનાર પહેલા ગુજરાતી છે અને એ ગૌરવેજ આપણે અન્તરના ઉમળકાથી પ્રો. વ્યાસને હાર્દિક અભિનંદનો આપીએ છીએ.

---

( અનુસંધાન પા. ૧૯૨ થી )

વહી જતાં હતાં–જાણે તેના મનનું પાપ આંખદ્વારા નાસી જતું હોય ! રડતી પરીએ તુર્તજ દીન્યારનું માથું ઉઠાવ્યું અને તેને પોતાના વક્ષ–સ્થળે લગાવ્યું.

એવી હાલતમાં તેઓના બંનેના કાને આ અવાજ આવ્યો:

" શાબાશ પરીચેહર શાબાશ ! તેં આજ અમો બંનેને બચાવી લીધા છે. અલ્લાહના શુક્ર કર અને તારો ગમ દુર કર. આજથી તું મારી ધર્મ–બહેન છે. તારા પારસી કુળને તેં આજ ખરે જ. દીપાવ્યું છે, ભાઇ દીન્યાર આવો મને ભેટો. મારો ગુન્હો માફ કરો. જુદા પ્રેમનો ઉન્માદ આજ દૂર થયો છે. "

# નરેન

લે. ઈન્દ્ર વસાવડા

'ઘરભણી' અને 'શોભા'ના ગુજરાતી-હિંદી લેખક શ્રી. ઈન્દ્ર વસાવડાની, પ્રાસાદિક શૈલિથી લખાયેલી આ નવલકથા છે: સત્યાગ્રહ સમય પછીનું આલેખન કરતી આ નવલકથામાં, કૉલેજમાં ભણતા અને દેશના વાતાવરણથી ખળભળી ઉઠેલા યુવકના હૃદયમંથનનું આબેહૂબ વર્ણન છે. આપણા દલિત સમાજની સ્થિતિ, તેના ઉદ્ધાર માટે થતા પ્રયાસો અને તેમાં ઝંપલાવવા મથામણ કરતો આપણો શિક્ષિત કૉલેજ યુવક તથા તેની સામે ઉભી થયેલી સમાજની, વાતાવરણની અને પરિસ્થિતિની દીવાલો અને આ બધાય બંધનોને તોડી નાખવાનો પ્રયાસ કરતા આપણા યુવકો. આ બધાનું આમાં સુંદર દિગ્દર્શન છે. અને છતાં આ નવલકથામાં પ્રચારવેડા નથી, પણ તેમાં છે જીવનની સ્વાભાવિકતા, શૈલીમાં છે પ્રાસાદિકતા અને હાસ્યરસ (હ્યુમર) અને લેખકે જે જોયું છે તેનું જ કરાવેલું છે દર્શન.

કિં. ૧-૧૪-૦ ટ. ખ. ૦-૩-૦

પ્રાપ્તિસ્થાન

શિષ્ટ સાહિત્ય ભંડાર

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨

ફોન નં. ૨૭૮૪૭

તમે જોઈ?

# લાકડાની લાદી

બર્માના સર્વોત્તમ સાગમાંથી વૈજ્ઞાનિક રીતે તૈયાર કરવામાં આવેલી, તદ્દન નવી જ જાતની અને નવી જ ભાતની આ લાદી વાપરવાથી મકાનને કુદરતી સૌંદર્યવાળું 'અપ-ટુ-ડેટ' અને આરોગ્યરક્ષક બનાવી શકાય છે.

o

- વિવિધ રીતે જડીને પૉલિસ કરવાથી આખા ઓરડામાં જાણે લાકડા-રંગનો અખંડ ગાલીચો બિછાવ્યો હોય તેવો કાયમી અને સુંદર દેખાવ આપે છે.
- શિયાળો, ઉનાળો અને ચોમાસુ એ ત્રણે ઋતુઓમાં સમશીતોષ્ણ રહેતી હોવાથી, સંધીવા અને શરદી જેવા કેટલાક રોગોથી બચાવીને આરોગ્યનું રક્ષણ કરે છે.
- 'સીઝન' (ઋતુક્ષમ) કરેલા સર્વોત્તમ સાગમાંથી વૈજ્ઞાનિક રીતે તૈયાર થતી હોવાથી ઘણી જ મજબૂત, ટકાઉ અને સ્થિતિસ્થાપક છે
- બધી બાબતમાં આ રીતે ઉત્તમ હોવા છતાં આરોગ્ય અને ઉપયોગિતાની નજરે જોતાં કિંમતમાં પણ સરવાળે સસ્તી પડે છે.
- વધુ માહિતી માટે મળો યા લખો.

ઉપયોગી વસ્તુ ભંડાર

[મુંબઇ અને પરાંઓના સોલ એજન્ટ]

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨

ફોન નં. ૨૭૮૪૭

# આરોગ્ય

## નીરોગી જીવન અને નિસર્ગોપચારનું માસિક

આરોગ્ય જાળવવા માટે તેમ જ રોગ મટાડવા માટે કસરત, ખોરાક, હવા, પાણી, પ્રકાશ, માટી, મસાજ (માલિસ), ઉપવાસ અને એવા જ બીજા કુદરતી, બુદ્ધિયુક્ત, નિર્ભય, સાદા, સરળ, સોંઘા, અને સચોટ ઉપચારો વિષે આ માસિકમાં પ્રજાને શાસ્ત્રીય માહિતી આપવામાં આવે છે.

આપણા ખોરાકની વિવિધ વાનીઓ અને એના ગુણદોષો વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધો મુજબ સમજાવવામાં આવે છે.

સાદા રોગો અને ભયંકર રોગો વચ્ચેનો ભેદ સમજાવી સાદા રોગોમાં વૈદ, દાકતર કે હકીમની મદદ લીધા સિવાય, ઘેર બેઠાં ઓછે ખર્ચે રોગ મટાડવાની સમજણ આપવામાં આવે છે.

આ માસિક વૈદ-દાકતરનાં ખોટાં બિલ બચાવી, ઓછે ખર્ચે આરોગ્ય જાળવવાની ચાવી એના વાચકોને આપશે અને એ રીતે એના લવાજમ કરતાં અનેકગણું વળતર પાછું મળશે.

**વાર્ષિક લવાજમ**

| હિંદમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. ૧-૪-૦ | ૧-૮-૦ | ૨-૦-૦ |

**છૂટક નકલ બે આના**

દર મહિનાની પહેલી તારીખે બહાર પડે છે.

કોઈપણ મહિનાથી ગ્રાહક બની શકાય છે.

**શિષ્ટ સાહિત્ય ભંડાર :**
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

# જનેતા

## માતા, દુહિતા, ભગિની ને ભાર્યાનું માસિક

'જે કર ઝુલાવે પારણું તે દેશનું ભાવી ઘડે.' એ કવિ-કથનાનુસાર સમાજનું અને સમગ્ર રાષ્ટ્રનું ભાવિ જનેતાઓના હાથમાં છે. એટલે રાષ્ટ્રના ઉજ્વળ ભાવિ સારુ જનેતાઓ શિક્ષિત, સંસ્કારી, સુદૃઢ અને પોતાની વિશિષ્ટ ફરજોથી સંપૂર્ણ વાકેફ હોય એ અતિ જરૂરનું છે. આ દિશામાં માર્ગદર્શક થવાનો 'જનેતા' યથાશક્ય પ્રયત્ન કરશે.

સ્ત્રી સ્વાતંત્ર્ય અને સમાનહક્કની શુભ ભાવના નીચે જાણ્યે અજાણ્યે આજે જનેતાનું મંગળ સ્વરૂપ ભૂલાતું જઇને કાં તો પુરુષોચિત વૃતિ અને વલણ આવતાં જાય છે. અથવા તો વેશભૂષા અને ફેશનાદિમાં મર્યાદા ઓળંગાઇ જઇને 'કામિની' સ્વરૂપ અગ્રપદે આવી રહ્યું છે. ગંભીર વિચારણા માગી લે એવા આ અને અન્ય મહત્ત્વના પ્રશ્નો વિષે પણ 'જનેતા' મુક્તવિચારો અને છણાવટ રજૂ કરશે.

ઉપલા હેતુઓને નજર સામે રાખીને 'જનેતા'માં વિચારપૂર્ણ લેખો, વાર્તાઓ, જીવનચરિત્રો, ચર્ચાઓ, સ્ત્રીજીવન અને બાળજીવનના પ્રશ્નો, જાણવાજોગ વર્તમાનો વગેરે સામગ્રી આપવામાં આવશે.

**વાર્ષિક લવાજમ**

| હિંદમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. ૧-૪-૦ | ૧-૮-૦, | ૨-૦-૦ |

**છૂટક નકલ બે આના**

દર મહિનાની આઠમી તારીખે પ્રગટ થાય છે.

કોઇપણ મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.

**શિષ્ટ સાહિત્ય ભંડાર :**
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

# વારતા

## વિનોદ અને વિચાર આપતી વાર્તાઓનું માસિક

આપણાં પુરાણો કે અખંડ વારતાધારાથી એક પ્રબળ આકર્ષણ જગાડી લોકહૃદયને ડોલાવી રહ્યાં છે એ વારતા અમને લાગે છે કે, લોક તરફ સાહિત્યને લઇ જવા અને સાહિત્ય તરફ લોકને ખેંચી લાવવામાં અચૂક ભાગ ભજવશે. અમે માત્ર આ નાનકડા માસિકથી પ્રયત્ન શરૂ કરીએ છીએ.

*

દરેક જીવન અનેક પ્રસંગોનું જ બનેલું હોય છે. અને પ્રત્યેક પ્રસંગને તેનું રહસ્ય હોય છે. વાર્તા આ રહસ્યને પકડી તમારી પાસે મિત્રની જેમ રજૂ થાય છે. આવી રીતે વારતા એક સામાન્ય જીવનમાંથી નિકસવા માગતા અસામાન્ય બીજને મદદરૂપ પણ બને છે.

*

પળેપળની મણુતરી કરતા આ ઉતાવળના યુગમાં વારતા એ એક એવું સાહિત્ય છે કે જે તમારી બચતના થોડા સમયમાં ઝાઝી લપ-છપ વિના કંઇક નવો સંદેશો આપી જાય. અમારી ઇચ્છા આમ છેક લોકહૃદય સુધી પહોંચવાની છે અને અમારી વારતાઓ પણ એટલી જ નાની, સરળ અને પ્રેરક રાખવા માગીએ છીએ.

# સર્વધર્મ

## સર્વધર્મ-સમભાવ પ્રચારનું માસિક

માનવજીવનના પ્રાણરૂપ ધર્મના અનેકવિધ સ્વરૂપો–મત, પંથ અને વાડાઓ–માં રહેલી મૂળભૂત એકતા શોધવાનો, સમજવાનો અને સર્વધર્મ–સમભાવની વિશ્વકલ્યાણી શુભ ભાવના પ્રચારવાનો આ માસિક નમ્ર પ્રયત્ન કરશે.

*

ધર્મ એ માત્ર ધર્મસ્થાનકોમાં જ આચરવાનો, માત્ર ક્રિયાકાંડોનો કે માત્ર વાતોનો જ વિષય ન હોતાં વર્તનનો વિષય છે–સમગ્ર જીવન સાથે વણી દેવાનો વિષય છે એ સિદ્ધાંતનું આ માસિક સમર્થન કરશે.

*

ધર્મ એટલે આલોકમાં કષ્ટ વેઠાવીને માત્ર પરલોકમાં સુખ અપાવે એવી કોઇ વિધિ છે એમ નથી: પણ धर्मो रक्षिति रक्षतः। એ ઋષિકોલ મુજબ ઉભય લોકમાં જે રક્ષા કરે, જે ક્ષેમની પ્રતીતિ કરાવે, એ ધર્મ. એથી ઉલટા તે અધર્મ: આ ભાવના યથાશક્ય રજૂ કરવામાં આવશે.

*

ઉપલા હેતુઓને નજર સામે રાખીને પ્રાચીનઅર્વાચીન સંતો, ભક્તો, જ્ઞાનીઓ, મહાપુરુષો વગેરેનાં જીવનચરિત્રો અને વિચારો તથા વિવિધ ધર્મશાસ્ત્રોમાંથી અમૂલ્ય જ્ઞાન-પ્રસાદિઓ પીરસવામાં આવશે.

વાર્ષિક લવાજમ
હિંદમાં બ્રહ્મદેશમાં પરદેશમાં
રૂ. ૧-૪-૦ ૧-૮-૦ ૨-૦-૦
છૂટક નકલ બે આના
દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે.
કોઈ પણ મહિનાથી ગ્રાહક બની શકાય છે.
શિષ્ટ સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

વાર્ષિક લવાજમ
હિંદમાં બ્રહ્મદેશમાં પરદેશમાં
રૂ. ૧-૪-૦ ૧-૮-૦ ૨-૦-૦
છૂટક નકલ બે આના
દર મહિનાની ૨૨ મી તારીખે પ્રગટ થાય છે.
કોઈ પણ મહિનાથી ગ્રાહક બની શકાય છે.
શિષ્ટ સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

શિષ્ટ સાહિત્યમાળાનું પ્રથમ પુસ્તક

## હિમાલય સ્વરૂપ

અને બીજાં નાટકો

ટૂંક સમયમાં પ્રગટ થશે.

## 'માધુરી'ના ચાલુ ગ્રાહકોને

જે ગ્રાહકોએ હજી તેમનાં ચાલુ વર્ષનાં લવાજમ ભર્યાં નથી, તેમને વિનંતિ છે કે વહેલી તકે તેઓ તેમનાં લવાજમો "તંત્રી "માધુરી"—વિલેપારલે" એ સરનામે મોકલી આપે. જેમનાં લવાજમો ઓકટોબરની આખર સુધીમાં નહિ આવે તેમને ડીસેંબરનો ખાસ અંક વી. પી. કરવામાં આવશે. જે ગ્રાહક ભાઈઓ એ વી. પી. ખર્ચમાંથી બચવા માગતા હોય તેમણે લવાજમો મોકલી આપવા.

તુરતમાં પ્રગટ થશે
'પતીલ' કૃત
# પ્રભાત નર્મદા
[ કાવ્ય ગ્રંથ ]
● ચાર પ્રવાહમાં ●
કિંમત રૂપિયા બે
તમારી નકલ પ્રથમથી જ
નક્કી કરી લેવા માટે
લખો
શિષ્ટ સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨

— ઈન્દુલાલ ગાંધી કૃત —
અંધકાર વચ્ચે
અને
બીજાં નાટકો
પૃષ્ઠ : ૧૨૦ કિં. ૧-૦-૦
# ગોરસી
કલ્પનારંગી કાવ્યોનો સંગ્રહ
કિંમત એક રૂપિયો
પ્રાપ્તિસ્થાન
શિષ્ટ સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨

કાળના પ્રવાહમાં
કાળનો પ્રવાહ નિરંતર
અસ્ખલિતપણે વહ્યા કરે છે.
વહી ગયેલો કાળ
માનવીના જીવનમાં
સુખદ
સંસ્મરણો જાગૃત કરે છે.
પણ એ સંસ્મરણો માત્ર
યાદ જ કરવાનાં રહે છે.
એ યાદ સ્થિર કરવાનું
એક જ સાધન છે—
ફોટોગ્રાફી
એન્લાર્જમેન્ટ, પેઈન્ટીંગની
— કલા માટે —
પ્રભાત કલા કુટિર
સ્ટુડીઓઝ
૧૮૧, ગીરગામ રોડ
કાંદાવાડીના નાકા પાસે
ટે. નં.... ....૨૨૪૪૨
મુંબઈ, ૪

# ' માધુરી ' હવે પછી



- આ વર્ષના ત્રીજા અને ચોથા અંકનું જોડાણ કરીને ' માધુરી ' નો આવતો અંક ખાસ અંક તરીકે બહાર પડશે.
- આપના હાથમાં છે તે અંક–એટલે વર્ષ ત્રીજું અંક બીજા–થી 'માધુરી' નું પ્રકાશન 'શિષ્ટ સાહિત્ય ભંડાર' તરફથી થયું છે.
- નવા થનાર ગ્રાહકોએ પોતાનું લવાજમ શિષ્ટ સાહિત્ય ભંડાર : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨. ના સરનામે મોકલાવવું.
- ' માધુરી ' માટેના લેખો કાવ્યો ઇત્યાદિ તથા સમાલોચના માટેનાં પુસ્તકો પત્રો વગેરે નીચેના સરનામે તંત્રીને મોકલાવવાં.


મગનલાલ લાલભાઇ દેસાઈ
નિરંજન નિવાસ, માલવીઆ રોડ,
વિલેપાર્લે–(મુંબઈ)




- ' માધુરી ' ના ચાલુ ગ્રાહકોમાંથી જેમનાં લવાજમો હજી નથી આવ્યાં તેમણે તે મગનલાલ લાલભાઇ દેસાઈને ઉપરના સરનામે મોકલવા કૃપા કરવી.


તંત્રીઓ:–મગનલાલ લાલભાઇ દેસાઇ અને ઇંદુલાલ ગાંધી
રમણલાલ નાનાલાલ શાહે, વરીદરા રાવપુરા અશોક પ્રિન્ટરીમાં જમનાદાસ
માણેકચંદ રવાણી [illegible]

# આરોગ્ય

નીરોગી જીવન અને નિસર્ગોપચારનું માસિક

• તંત્રી •

રમણલાલ એન્જિનીઅર

★

● આ માસિકમાં આરોગ્ય, જાળવવા માટે તેમજ રોગ મટાડવા માટે કસરત, ખોરાક, હવા, પાણી, પ્રકાશ, માટી, મસાજ (માલિસ), ઉપવાસ અને એવા જ બીજા કુદરતી, બુદ્ધિયુક્ત, નિર્દોષ, સાદા, સરળ, સોંઘા અને સચોટ ઉપચારો વિષે પ્રજાને શાસ્ત્રીય માહિતી આપવામાં આવે છે.

● આપણા ખોરાકની વિવિધ વાનીઓ અને એના ગુણદોષો વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધો મુજબ સમજાવવામાં આવે છે.

● સાદા રોગો અને ભયંકર રોગો વચ્ચેનો ભેદ સમજાવી સાદા રોગોમાં વૈદ્ય, દાક્તર કે હકીમની મદદ લીધા સિવાય ઘેર બેઠાં ઓછે ખર્ચે રોગ મટાડવાની સમજણ આપવામાં આવે છે.

● આ માસિક વૈદ્ય દાક્તરનાં ખોટાં બિલ બચાવી ઓછે ખર્ચે આરોગ્ય જાળવવાની ચાવી એના વાંચકોને આપશે અને એ રીતે એના લવાજમ કરતાં અનેકગણું વળતર પાછું મળશે.

વાર્ષિક લવાજમ

| હિંદમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૧-૪-૦ | ૧-૮-૦ | ૨-૦-૦ |

છૂટક નકલ બે આના

દર મહિનાની ૧ લી તારીખે પ્રગટ થાય છે.
કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઇ ૨

# જનેતા

માતા, દુહિતા, સગિની ને ભાર્યાનું માસિક

• તંત્રી •

ધીરજલાલ પરમાનંદ શેઠ

★

● 'જે કર ઝુલાવે પારણું તે દેશનું શાસન ઘડે' એ કવિકલ્પનાનુસાર સમાજનું અને સમગ્ર રાષ્ટ્રનું ભાવી જનેતાઓના હાથમાં છે. એટલે રાષ્ટ્રના ઉજ્જ્વળ ભાવી સારુ જનેતાઓ શિક્ષિત, સંસ્કારી સુહૃદ અને પોતાની વિશિષ્ટ ફરજોથી સંપૂર્ણ વાકેફ હોય એ અતિ જરૂરનું છે. આ દિશામાં માર્ગદર્શક થવાનો 'જનેતા' યથાશક્ય પ્રયાસ કરશે.

● સ્ત્રીસ્વાતંત્ર્ય અને સમાન હકની શુભ ભાવના નીચે જાણ્યે અજાણ્યે આજે જનેતાનું મંગળ સ્વરૂપ ભુલાતું જઈને કાં તો પુરુષોચિત વૃત્તિ અને વલણ આવતાં જાય છે. અથવા તો વેશભૂષા અને ફેશનાદિમાં મર્યાદા ઓળંગાઈ જઈને 'કામિની' સ્વરૂપ અગ્રપદે આવી રહ્યું છે. ગંભીર વિચારણા માગી લે એવા આ અને અન્ય મહત્ત્વના પ્રશ્નો વિષે પણ 'જનેતા' મુક્ત વિચારો અને છણાવટ રજૂ કરશે

● ઉપલા હેતુઓને નજર સામે રાખીને 'જનેતા'માં વિચારપૂર્ણ લેખો, વાર્તાઓ, જીવન ચરિત્રો, ચર્ચાઓ, સ્ત્રીજીવન અને બાલજીવનના પ્રશ્નો, જાણવા જોગ વર્તમાનો વગેરે સામગ્રી આપવામાં આવશે.

વાર્ષિક લવાજમ

| હિંદ | બ્રહ્મદેશ | પરદેશ |
|---|---|---|
| ૧-૪-૦ | ૧-૮-૦ | ૨-૦-૦ |

છૂટક નકલ બે આના

દર મહિનાની ૮ મી તારીખે પ્રગટ થાય છે.
કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

શિષ્ટ [illegible] મુંબઇ ૨

# માનવતાની પશુતા

[ધ્વનિત]

પ્રભુ! માનવનો અવતાર શો આજ બન્યો!
એને હિંસક દંત ને નહોર શા ઊગ્યા ફરી!
લાખ વર્ષની સંસ્કૃતિ એની ક્યાં અંતે સરી?
પાછો હીન પશુત્વના શા વનપાઠ ભણ્યો!

જેની બુદ્ધિએ ઘોર અજ્ઞાન-અંધાર હણ્યો,
તે શું એ જ અંધારને કૂપ હશે ઊતરી?
જેનાં સ્વપ્નનાં ઇંદ્રધનુ દેતાં વ્યોમ ભરી,
તેની આંખે શેં આંધીનો પંથ સુખાર્થ ગણ્યો?

પ્રભુ! વ્યોમની પોથીમાં અક્ષર તારા પડ્યા,
તેને કૈંક ઉકેલતાં માનવની પ્રભુતા
ચઢી આભશિરે, ને ત્યાં મેઘસ્વરો ગગડ્યા—

વનનાદ સુણી તેમાં જાગી ફરી પશુતા:
પ્રભુતાભર અક્ષર લોચનથી ગળડ્યા
બની તાતા અંગાર: શી માનવની લઘુતા!

અરદેશર ફરામજી ખબરદાર

# કવિશ્રી ખબરદારને

[ રાગ ભીમપલાસી • તાલ લાવણી ]

ચંદની અમૃતધારથી ધૂવે ગગનઅન્ધાર:
શામરખોપાં હો તને, જીવનને મઝધાર.
કવિજન, કરુણાથી ભીની
કરી તેં કેડી કવિતાની. ૧

તારી નિર્મલ ચિન્તનશ્રેણી નેત્રી થઈ કંઈ નયનોની,
પ્રભુ ભક્તિના પરિસ્વેદે તેં અંતરસોમ કરી ભીની:
તું શ્રદ્ધાની જ્યોત અવિચલ, કલ્યાણક તારી કેડી,
નર્તનશું તેં કીર્તન કેરી બાંધી'તી છેડાછેડી.
ઋષિવર, સતની સરજેલી
સુધા તેં સોંપી જગજૂની. ૨

'જ્યાં જ્યાં એક વસે ગુજરાતી ત્યાં ગુજરાત સદૈવ હશે.'
વૈભવવંતી એ વાણીમાં પ્રેમશૌર્ય કેવાં વિલસે!
ઇંધણ ઉજમતણું તું લાવ્યો, બળતું શાંત થવા ટાણે,
અણદીઠો અગ્નિ તેં મૂક્યો એ ઓચિન્તા ઓલાણે.
કવિવર, પદપદ પ્રગટેલી
ગુલાબી તેં ગુજરાતણની. ૩

કમલોનાં ભાતાં લઈ જ્યારે, હંસ ગયા માનસસરમાં,
કમલતન્તુનાં તીર કરી તેં સોંપેલાં શારદકરમાં:
રેતલ ક્ષેત્રે રણની કવિતા ગૌરવવંતી તેં ગજવી
દીધી કુંજે કાવ્યકલિકે સૌરભવંતી તેં જ કવિ!
કવીશ્વર, સ્વર સ્વર સિંચેલી
સુરાવટ તેં સમરાંગણની. ૪

ઇન્દુલાલ ગાંધી

# રહસ્યહૃદયા

[ પૃથ્વી ]

રહસ્યહૃદયા નિશા ! કવણુ રે તને જાણતું ?
પુરાણુ જનની અનંત ભવની તું એકાકિની;
જ્વલંત દ્યુતિમંત દિવ્ય મણિઓ તણી ખાણુ તું;
તુંહિ ગહનગર્ભિણી, નિયતિ, સિદ્ધિ સંભાવિની.

અહો મનુજ અંધ ક્ષુદ્ર રજમાં જ રે રાચતા
કળી કયમ શકે પ્રભાવ તવ ભવ્ય ભાવાત્મના ?
અહીં મૃગજળે સુભંગુર તરંગ પે નાચતા
છળે તવ તરંગહીન નિધિ નીરખી મૌનના !

ભયે નયન મીંચતા મરણમૂર્છનામાં ઢળી;
અસીમ અવિકંપ આર્દ્ર તવ શાંતિકેરે જળે
કરે નવ નિમજ્જનો ! પણ મને અનેરી મળી
સમૃદ્ધિ તવ ખોલતી ગુપ્ત ચાવી: એથી કળે
ઉઘાડી ઉર તારું—સ્નિગ્ધ શિવ શાંત વાત્સલ્યનું,
પ્રવેશ કરી ત્યાં લહીશ સુખ મૂક સાફલ્યનું.

પૂજાલાલ

# પ્રિયાના સાન્નિધ્યમાં

[ વસંતતિલકા ]

તેં જ્યારથી હૃદય તારું મને સમર્પ્યું,
મેં કૈતવે સકળ જીવનને સમર્પ્યું:
પામ્યું દિશા નવી જ કો મુજ દેહ–પ્યાદું,
જોતાંની સાથ તુજ નૌતમ નેનજાદૂ.

દીધી થવા અવનતી મુજ મેં અનેક,
રાખે જ જેથી શરણે તું મને વિશેક:
લેવા ન દોડું કદી ઉન્નતિનો હું ઓપ,
કે મ્હેરબાની તુજ આ નહિ થાય લોપ!

માગું વ્યથા, નહિ નિરામય માગું, વ્હાલી
છોડી પથારી મુજ જેથી ન જાય ચાલી.
મારો પરાજય મને ન લગાર સાલે—
દુઃખી મને તુજ કરે અપકર્ષ, બાલે!

છે વસ્તુથી અધિક 'વાત' મનાઈ મીઠી:
પેલી વિલાતી, નવ આ કદી જાય નીઠી.
આસાયશેથી રહી ટેકવી જિંદગાની
મેં રાખી વાત નથી તેહુથી એક છાની.

જો હોય ક્યાં ય મુજને મળતો દિલાસો,
તો માત્ર તાહરી કને મળતો દિલાસો!
જે શોધતાં ધરણીમાં ન મળ્યું સમસ્ત
માગ્યા વિના રહ્યું મળી તુજ તેહ હસ્ત.

હો આપણા ન પડદો કદી પ્યાર વચ્ચે,
અન્યોન્યની મદદથી વસનાર વચ્ચે!
જેને કહેતું જગ સુંદરતા તહારી
છે ખ્યાતિ તે મહીં રહેલ સમાઈ મારી.

તેં જે દિનેથી દિલ તારું મને સમર્પ્યું
સર્વસ્વ તે દિનથી મેં તુજને સમર્પ્યું:
છે ના નવાઈ, યદિ આજ જનો વખાણે
પ્રીતિ તહારી સહ મારી ગુણજ્ઞતાને!

પતીલ

## જીવનમુક્ત !

[ શિખરિણી ]

મહાયાત્રા માંડી: પ્રથમ નવ જાણ્યું વિકટ એ
હશે આવી. લીધાં અધિર થઈ મેં સાધન બહુ
ગૃહેથી, ને વાટે મળીયું સઘળું તે ઊચક્યું.
અને જ્યાં આવી એ અતિ વિકટ કેડી ઉપર તો—
અરે, ત્યાં ક્યાંથી હું અતિ ગુરુ શકું ભાર વહી આ?
સમીપે મારી કો સુહૃદ સહયાત્રી પણ નહીં!
ન જાણ્યું મેં આવું પ્રથમ—બહુ મુંઝાઈ, પછી મેં,
લીધેલું સૌ બાંધી, ખડક પરની ધાર પરથી
કર્યો ઘા નીચે એ ખીણ મહીં. ફરી ચાલવું શરૂ
કર્યું આંખો મીંચી. ખીણ મહીંથી તો યે ફરી ફરી,
ઊઠે ધીમા શબ્દો, પ્રતિરવસમા કાન પર તે
પડે, ને ત્યાંથી કો સપન સરખા વ્યગ્ર કરતા
સરે ચિત્તે—અન્થે ફરી સ્મૃતિ તજ્યાં સાધન તણી.
મહાયાત્રા માંડી: પણ નહીં શું મુક્તિ પથિકને?

ઊર્મિલા દવે

... ગુજરાતી સભા ... સપ્રેમ ભેટ

# ઠોઠ ચિતારો

[ દ્રુતવિલંબિત અને મિશ્રોપજાતિ ]

શીતલ ચંદ્રની ચંદની ઘૂંટીને
ચીતરતો નભને વિભૂતિ સ્વયં:
ફૂલસુકોમલ તારકપાંદડી
મહીં સુધાભર્યું દર્શન સિંચવા.

પીંછી ધરી જ્યાં કરમાં પ્રકાશની
રોતું નિહાળ્યું મુખ શર્વરીનું.
આઘી કરી વાદળઓઢણીને
અંગાંગનાં છિદ્ર ધર્યાં સમીપે:
તારા નથી આ પ્રભુ, માનવીનાં
અશ્રુ જડાયાં અહીં વિશ્વજૂનાં

દશદિશા તણું ભીતર ચીરતા
ભરી રહ્યા પડઘા અવકાશને:
કંઈ અદૃષ્ટ અજિહ્વ પ્રકંપને
ઘડીક વ્યોમની ભોમ રહી ધૂણી.
જગતના અવિરામ વિનાશના
ફલકપેં પ્રતિબિંબ પડી રહ્યાં,
લથડી તાસક રંગની હાથથી
કંઈક રંગ અમોલ ઢળી ગયા.

રંગો ઢળેલા ફરી આંગળેથી
ભેળા કરે વાદળને ખસેડી:

દરિદ્રનું દુઃખ અહીં અનંતે
ના જંપવા દેતું હતું હરિને.
વિચારતાં સુખ થયેલ રાતું,
ત્રાણું નથી તસ્કરનું ખમાતું !

રજની છો જખમી થઈને પડી
રુદનની ય કશી દરકાર ના:
રજતફૂલની પાંદડીઓ વિના
હજી અપૂર્ણ બધો શણગાર આ.

ફરી કર્યું રંગનું પાત્ર ઊંચું
શોધી રહ્યાં નેન જમીન કોરી:
ત્યાં લાખ અશ્રુમટકાં ધરાનાં
લૈ આવતી વાદળીઓની હોડી.
વિસ્ફારી આંખો વિભુએ નિહાળ્યું
છિદ્રે છવાયેલ વિશટવાડી–
મારી કલાના અવશેષ કાજે
ક્યાં યે તસુભાર જગા ન ખાલી.
કોણે અહીં આ અવકાશક્ષેત્ર
દરિદ્રના હાથી કર્યું કચિત્ર ?

પ્રકૃતિ હોઠ મહીં હળવું હસી
નયનને મીંચી અર્ધ કટાક્ષમાં.
નીરખી ઠોઠની સર્જનઝંખના
શશિ ગયો પણ અભ્રગવાક્ષમાં.

પ્રથમ ચિત્રક, ચીતર ચિત્તને
કર ગતિસ્થિર ઊડણ કલ્પના,
હૃદય પથ્થરનું ફરી કેમ તું
અનુભવીશ વિશટની વેદના ?

જતાં જતાં શર્વરી બોલી આટલું
ને ઘૂઘરીના ઘમકાર જેવું
ટોળે વળેલી · ઉડુમંડળીનું
ધીમું ધીમું ટીખળ સંભળાયું:
હોઠે અડી તર્જની શ્રી હરિની
ભોંઠી પડી તારક રંગભીની.
શરમાઈ પીંછી કરથી સરી પડી
ત્યાં અંધકારે કર્યું હાસ્ય છેલ્લું,
આવી ઉપેક્ષા સળગાવી મૂકવા
દિવાકરે એક દીવાસળી ધરી.



ઈન્દુલાલ ગાંધી

## ત્હમારા સંદેશા

ત્હમારા સંદેશા સતત મળતા કે ફરી ફરી
મચ્યા યત્ને, રત્ને ખચિત લસતી જીવનધરા;
પુરુષાર્થોથી ના પરમ કશું યે રે ક્યમ કરી
જુવાનીમાં આવી અનુભવી જતી અક્રિય જરા ?

ત્હમારા સંદેશા તડિત સમ આવે ઉરતણું
છળી ઊઠે ઘેરાં તિમિર પડઘંતાં અણુઅણુ:—
ગળેલાં હાડોનું હજી ય ઘડીને વજ્ર બમણું
બળે ઝૂઝો, ઘેલા ! જીવન પર આ તે શું રૂસણું !

ત્હમારા સંદેશા, સ્વજન ! શિરસાવંદ્ય જ અને
નથી ન્હાને મ્હોંડે જટિલ પ્રતિવાદો પ્રિય મ્હને;
છતાં કે દ્હોડાનું કહું કહું થતું તે કહું જરી?
ઘવાયાની ક્હેશો કટુ રણવ્યથા મૃત્યુલવરી!—

ઘણું જોયું, જોતો, સતત પુરુષાર્થોની પ્રીતિમાં
રહું ત્હોયે રોતો અટળ જગચક્રોત્થ સ્થિતિમાં.



રમણિક અરાલવાળા

# કાશીઘાટપે

[મિશ્ર]

કુંકુંમની આડ કરી લલાટે
પડી હતી સાંધ્ય સુવર્ણપાટે
અને દિશા મંગલ મૌન અંજલિ
ઢાળંતી'તી નિર્જન કાશીઘાટપે:

વેર્યાં મૃદુ ફૂલ પ્રભાત યાત્રિએ
હશે અહીંયાં, કચરી પદેપદે
હું ઊતર્યો ઘાટ થયો સુઘોષ ત્યાં
'ગંગા, યમુના, ગઈ ક્યાં અરે ઓ!
સંધ્યા પ્રદીપો પ્રગટાવવાનું
ટાણું થયું' વાણી સ્ત્રી કંઠની હતી
સુદૂર અંધાર ઘરેથી આવતી
મેં સાંભળી, ત્યાં જ બની અચંબિત
થોભી ગયો એકલ કાશીઘાટની

પગથી પરે; દૂર પરોવી દૃષ્ટિને
જોઈ ધીમે સ્વર્ણજલે વહી જતી
અનેકનું પાપવહંતી શીરપે
પૂણ્યોજ્જવલા તીરથરૂપ જાહ્નવી.

દૃષ્ટિ ઘડી થંભી ન થંભી ત્યાં તો
કર્ણે પડ્યો મંજુલ રમ્યનાદઃ
નૂપુરને કંકણ આથડીને
વાગી ઊઠ્યાં હોય ન એમ જાણે
મંદાકિનીની મુખરીત વાણી શો:

અને પડી દૃષ્ટિ મહીં જ ત્યાં તો
કુમારિકા બે લઈ માટીગાગરો
કાંખે, શુચિ તીર્થજલે ભરીભરી
મૃદુમૃદુ સ્મિત કરંતી થોભી ત્યાં
પગથી પરે, લજ્જિત મુખભાવે
જોઈ મને એકલ સાંધ્યયાત્રિને!

થયું મને આમ જ કૈંક યુગથી
ગંગાયમુના પ્રિય જાહ્નવીઓ
કુમારિકારૂપ ધરી સુહામણું
કાંખે લઈ સુંદર માટીગાગરો
ઊભી હશે સ્મિત પ્રસન્ન ભાવથી
છીપાવવા ચિરતૃષા ધરિત્રીની.



સુરેશ ગાંધી

## કોઈ નહિ

વર્ષાઋતુ એકધારું,
કોમળ ને કરુણાળુ;
બજાવતી શેણુ મીઠું વિયોગનું ગીત ?
સુણતાં જે જાગે ઉરે ભુલાયેલી પ્રીત !

ગીત તણા પલકારે,
અંતરના ધબકારે;
પદતાલ મંદ મંદ કોકના સુણાય !
અચાનક 'કોણ ?' પ્રશ્ન સરી મારો જાય !

'કોઇ નહિ' શબ્દકેડી,
રહે મારાં નેન તેડી;
અધીર હું બ્હાર ધસું કોઈ ન'તું ત્યાં;
એક ને અખંડ હતો વિયોગ જ જ્યાં !

પ્રેમશંકર હ. ભટ્ટ



## પ્રેમજાળનો કરોળિયો

પ્રાણેશ્વરીની કરી શોધ થાક્યો;
અંતે કરી સુંદર રમ્ય મૂર્ત્તિ
મારી સખીની મુજ કલ્પનાથી.
કૈં કલ્પનાના—કઈ શબ્દના મેં
રંગો પૂર્યા અંતરના અનેરા;—
કલ્પિત સંસારની જાળમાંહિ
સખી તણાં મંગલ રશ્મિ ગૂંથી
એ જાળમાં હું ભમતો કરોળિયો.

'કન્દર્પ'

# હું મૂર્ત ક્રાન્તિ

આ જીવનના જળમાં અનંત,
અવિશ્રાંત નિશ્ચલ હું ભમંત,
ન થાક ત્રાસ ભય કૈં ગણુંત,
હું જતો યુગોદધિ શ્રદ્ધનીય, મુજ હાથ હલેસાં ઊછળંત. ૧

મુજ રાહ લોકવર્ગોથી ભિન્ન,
હું જાઉં તેથી થશો ન ખિન્ન,
એ નવાં મૂલ્ય મનુનાં સુચિહ્ન,
હું જતો ત્યાગી દૈન્યાન્ધકાર, મન મુક્ત મસ્ત રહે જ્યાં પ્રસન્ન. ૨

હું કાળ, રૂદ્ર, યમ, રક્તબીજ,
પ્રલયાન્ત પ્રભંજક, અગ્નિ, વીજ,
ભૂકંપરૂપ, ઉર ધરી ખીજ,
હું પડું તૂટી જળથળ વરસાવું નવોન્મેષના નવ્ય બીજ. ૩

વિશ્વે દાસ્ય મૂર્છા મહાન,
કાને પડતું પાખંડ ગાન,
સુણી ભૂલે સૌ સાનભાન,
હું હેક લયોચિત લઈ નર્તને મચું અહર્નિશ, ભિન્ન તાન. ૪

ધ્રુવ કેરી સુનિશ્ચલ શુભ્ર દ્યુતિ,
પ્રકટે પ્રતિ ઉર તપની સ્મૃતિ,
નિર્દેશે સિદ્ધિપથ વિભુની કૃતિ,
હું ધપું લક્ષ્યપ્રતિ મીટ માંડી, કરી યમ કરાલની વિસ્મૃતિ. ૫

છોડવી સ્હોડ હાવાં હુંફાળ,
વાત્સલ્યકેરી શૃંખલામાળ,
તું સાથ પ્રણય ગોપિ, હે કાળ!
હું મૂર્તક્રાન્તિ જગજીવનાર્થે કો માર્ગ શોધું કાળે કરાળ.' ૬

સાગર પીધ હળાહળ શંકર,
પૃથ્વી કેરા શંભુ શુભંકર,
પીતા નીલકંઠ પ્રલયંકર,
હું આત્મોન્નતિ કાજ ગરલ પી, ઉર સહતો ભવનૃત્ય ભયંકર. ૭

વીત્યે ઝંઝાનિલ ધરિત્રી
ધરશે સાળુ હરિત, ત્રિનેત્રી
ભૂમિ નભ નિધિ નેત્રે, પાર્વત્રી
સૃષ્ટિ થાશે ભવ્ય, કલ્પી હું ભેટું જિંદગી કઠોરગાત્રી. ૮

દુર્ગેશ શુકલ

# ધૂમ્રલેખા

અગ્નિમાંથી નીકળી રહી એ પાતળી ધૂમ્રલેખા!
હૈયે જાગી ગગન ચઢવાની તને શી અપેક્ષા?
કાષ્ઠોમાં જ્યાં સુધી ન પ્રગટ્યા અગ્નિકેરા તિખારા,
ત્યાં સુધી તું સળવળી ન'તી લેશ કૈં ઋહાર જાવા!

આજે સૂઝી અવળી મતિ કાં કાષ્ઠના શાંતિકાળે?
શાંતિ માણી વિપત વખતે છેહ દેવી ઘટે શું?
પોતાનાંને નીરખી બળતાં આવતાં સૌ બુઝાવા,
ત્યાં તું છોડી કયમ વહી જતી જીવ્યું વ્હાલું ગણીને?

રોકાઉં વા, ગગન ચઢું વા; તો ય એ કાષ્ઠની તો
નિર્માઈ છે ભસમ બનવા એ નહિ થાય મિથ્યા:

તેથી મ્હોરી જીવન ઊજળે કાય, લૌકિક આંખે
આ કાયાથી અધિક ઉપયોગી થવું અન્યને, એ
આશાએ હું બળતું મૂકીને નાસી આભે ભરાઉં,
ને ચોમાસે વરસી ધરતીને સુધા પીવરાવું.

દેવજી રા. મોઢા

# વળી વિલપવું પડે ન

ઘણું વહી ગયું; ઘણું ય. અહ! જિન્દગીની પળો
વહી ગઈ અમૂલ કેટલી ય. સુહી તંદ્રા ઢીલી–
મહીંથી સરકી ગયો સમયનો મહા કાફલો
સમૃદ્ધિ છલતો; અકિંચન જ હા! રહી હું ગયો!

ગઇ પળ તણા સુરમ્ય કંઈ મોતી અંગારને
લહું જળહળંત, અંતર બધું પ્રજાળી રહે!
કદી ન, ન કદી ય હા! જરી ય આ ગયું પામવું!
સદા નયનની સમીપ લહવું રહ્યું બાળતું!

ધરા પર ઢળી પડેલ ઢગલો થઇ અંતરે,
ઉકંત પડછંદ ઘોષ પડધાવતો ગહ્વરોઃ

'ઘણી વહી ગઈ, પરંતુ વણુ અંત આવે હજી
અકલ્પ્ય કંઈ રિદ્ધિ સિદ્ધિ છલકંત વણઝાર આ
અનંત તણી; લે ઉતારી હજી તાહરે આંગણે:
વળી વિલપવું પડે ન લમણે મૂકી હાથને!'

પ્રજારામ ન. રાવળ

# ક્યહિં ભટકતો

કરી તાણાવાણા તમસે દ્યુતિના, કૈં ભરી લઈ
હીરા નીલા ધોળા ઝગમગ થતા સ્વચ્છ ઊજળા,
અને સ્વર્ગંગાને રજત કસબે રમ્ય વચમાં
ગૂંથી આછેરા સાળુ અજબ કંઇ નક્ષત્રથી ખચ્યો
ધરી લૈને અંગે
નિશા આ ઉમંગે નિજ શયનખંડે પગ ધરે.
અરવ પગલે શી અભિસરે!

મીઠેરી શાન્તિનું જગત પર સામ્રાજ્ય વિલસે.
વળી, આછો આછો પવન પણ ઉલ્લાસથી લસે.
અજાણ્યાં ફૂલોની સુરભિ મદમાતી વહી રહે.
નિશાના હૈયામાં પ્રણયનિધિહિલ્લોળ ઊછળે.

અહીં ઘેલું ઘેલું હૃદય ધડકે છે રજનીનું:
અને આઘે આઘે ક્યહિં ભટકતો રાત્રિપતિ! તું!

ગોવિન્દ સ્વામી

# શરાબની પ્યાલીને—

[ખંડ શિખરિણી]

મહા ઉત્પાતોમાં
અને આઘાતોમાં,
વળી દુઃખોમાં ને પ્રિય સ્વજનકેરા મરણમાં,
દિલાસો લેતા કૈં મનુજ તુજમાં,—વિસ્મરણમાં.

શમાવી સંતાપો,
ભુલાવી સૌ પાપો,
હઠાવી દુઃખોના થર, ઉર-અજંપો અસહ તું
સુહાતી સામ્રાજ્ય ક્ષણિક સરજી સ્વર્ગસુખનું.

શમાવે, ભુલાવે
હઠાવે સુહભાવે
ભલે ત્હું દુઃખો, ને ક્ષણિક સુખસામ્રાજ્ય સરજે;
છતાં જો સેવે કો' મનુજ તુજને દર્દી થઈને
દવા લેખી, એનૈ દુઃખ-દરદ ભૂલ્યા પછી ય તે
ત્હને ટીંચે જાવી રહી જીવન આખું ન છૂટકે!

દવા વિશ્વે એવી નવ નીરખી મેં, દર્દ મટવા
પછી યે, દુસ્ત્યાજ્ય વ્યસનરૂપ જે દર્દ જ મહા
બનીને, દર્દીને જીવનભરનો દાસ કરતી;
સુરાપ્યાલી! તું તો જખમ રૂઝવી જખ્મ બનતી!

જયાનન્દ દવે

# પાત્રાલેખનનો પ્રશ્ન

જ્યોતીન્દ્ર હ. દવે

ઘણો ગૂંચવણભર્યો છે—આ પાત્રાલેખનનો પ્રશ્ન.

"આ વાર્તાનાં બધાં પાત્રો કલ્પિત છે. કોઇપણ જીવંત વ્યક્તિનો નિર્દેશ કરવાનો એમાં લેશ પણ આશય નથી." આધુનિક નવલકથાકારોને ઘણીવાર આવી નોંધ પોતાની વાર્તાના આરંભમાં મૂકવી પડે છે.

લેખક, પ્રકાશક ને વાચક સિવાય નવલકથામાં આવતું બધું જ કલ્પિત હોય છે એમ સામાન્ય રીતે સૌ માને છે. છતાં ઉપર કહી તેવી નોંધ મૂકવાની શી જરૂર પડે છે?

સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે ને ઘણીવાર બને છે તેમ બિમ્બ અને પ્રતિબિમ્બ વચ્ચે, રૂપ, રંગ કદ વગેરેમાં ઘણો તફાવત પડી જાય છે. છતાં કયા બિમ્બનું આ પ્રતિબિમ્બ છે એ પકડાઈ આવ્યા વિના રહેતું નથી. તેમ સાહિત્યસૃષ્ટિનાં પાત્રો વ્યવહારસૃષ્ટિનાં પાત્રોનાં પ્રતિબિમ્બ હોવાથી એ કયા બિમ્બના પ્રતિબિમ્બ છે, કયા મૂળ પરથી આ પ્રતિકૃતિ ચીતરી છે તે પકડાઇ આવે છે—અથવા અમે પકડી પાડ્યું છે એમ ખરીખોટી રીતે કેટલા વાચક, ઘણા વિવેચક ને બધા બહુચક માને છે. ગમે તેવા બદસૂરત માણસને પણ પોતાની તસ્વીર સુંદર હોવી જોઇએ એવો આગ્રહ હોય છે તેમ વ્યવહારસૃષ્ટિમાં ગમે તેવા શિથિલ ચરિત્રની વ્યક્તિને સાહિત્યસૃષ્ટિમાંનું પોતાનું માની લીધેલું પ્રતિબિમ્બ સુંદર ન હોય તો ખોટું લાગી જાય છે. એથી યે વધારે ખૂબીની વાત તો એ છે કે સામાન્ય રીતે એક બિમ્બના અનેક પ્રતિબિમ્બો પડે છે. અનેક બિમ્બનું એક પ્રતિબિમ્બ હોતું નથી. પ્રતિકૃતિ ભલે ઘણી હોય, મૂળ વ્યક્તિ તો એક જ હોય છે. પણ સાહિત્યમાં તો ઘણીવાર

એથી ઊલટું બને છે. એક જ પાત્ર માટે આ તો મારા પરથી લીધું છે એમ ધારનારા અનેક મનુષ્યો મળી આવે છે.

ઘણા વખત પર એક હસ્તલિખિત માસિકમાં મેં એક ટૂંકી હાસ્યરસિક વાર્તા લખી હતી. ચારપાંચ જણાને એમ લાગ્યું હતું કે આ અમારા પર લખ્યું છે. એમાંના એક ગૃહસ્થ, જેમણે એ વાર્તા વાંચી નહોતી પણ તેનું આછુંપાતળું વર્ણન કર્ણોપકર્ણ સાંભળ્યું હતું તેમણે તો મને મારવાની ધમકી સુદ્ધાં મોકલાવેલી. બીજા એક ગૃહસ્થ એ વિષેનો ખુલાસો માગવા મારે ઘેર આવ્યા હતા અને ત્રીજા ગૃહસ્થે મારે વિષે 'ભવિષ્યમાં એ જબરો બદમાશ થવાનો છે' એવી આગાહી કરેલી.

આવા જ કારણથી મારે નવલકથા લખવાનો વિચાર માંડી વાળવો પડ્યો છે. ઘણા વખત પર મેં આધુનિક સમાજના સળગતા પ્રશ્નોને કેન્દ્રસ્થાને વણી લઇ વાસ્તવિક જીવન આલેખતી નવલકથા લખવા માંડી હતી. શરૂઆતનાં ચારપાંચ પ્રકરણ લખ્યા પછી આરંભ કેવો થયો છે એ વિષે સારા અભિપ્રાય મેળવવાની શુભાશાથી પ્રેરાઇને મેં થોડાક મિત્રો ને ઘરના માણસોને ભેગાં કરી તેમની આગળ એ પ્રકરણો વાંચવા માંડ્યાં.

"રાંધવા માટે મેં કોઇ દહાડો કંટાળો બતાવ્યો નથી." મારી જીવન-કથાની નાયિકા મને વાંચતો અટકાવી વચ્ચે જ બોલી ઊઠી.

"હેં?" એકાએક આ પ્રકારનું વિધાન કરવાની શી જરૂર પડી તે ન સમજાયાથી મેં પૂછ્યું.

"મને રાંધવાનો કંટાળો છે એમ તમે શા પરથી માનો છો?"

"હું એવું માનું છું એમ તેં શા ઉપરથી ધાર્યું? અને એ વાત અહીં આવી ક્યાંથી?" મેં પ્રશ્ન કર્યો.

"કેમ? એ વાત પર તો તમે બે પાનાં ભર્યાં છે." જવાબ મળ્યો.

"ઓહ! સમજ્યો. તું એમ ધારે છે કે આ વાર્તાની નાયિકા માટે લખ્યું છે તે તને લાગુ પડે છે?"

"લાગુ શું પડે? મારા પર જ બધું લખ્યું છે ને!"

"અને મને કપડાંલત્તાંનો શોખ નથી. ઘરેણાંલૂગડાંના પૈસા બચાવી હું 'સિનેમા' જોઉં છું એ વાત પણ તમે આમાં લાવ્યા વગર નહિ રહ્યા?" એનાં એક બહેનપણી મળવા આવ્યાં હતાં તે બોલી ઊઠ્યાં.

"હવે તમને એમ લાગે છે કે મેં તમને પણ આમાં આણ્યાં છે?" મેં કંઇક વિસ્મયથી એમના તરફ જોઇ પૂછ્યું.

"મને શું કોઇને પણ લાગે. કોઇ વાર મજાકમાં કંઈ બોલીએ તે તમે તો ઝટ દઇને લખી મારો છો." એમણે જવાબ દીધો.

"એ તો ઠીક. પણ તમે મનેયે ન છોડ્યો. દોસ્તદારો વચ્ચે ગમે તે બોલો તે ચાલે. પણ આ તો જાહેરમાં મારી મજાક કરવા માંડી." મારા એક સ્થૂળકાય મિત્રે પોતાનો વાંધો રજૂ કર્યો.

"તમે પણ ફરિયાદીના વર્ગમાં છો એમ? બોલો તમારી શી ફરિયાદ છે?" મેં પૂછ્યું.

"કેમ જાણે કંઇ જાણતા જ ન હોય!"

"ખરેખર નથી જાણતો. તમારે માટે શું લખ્યું છે?"

"મારી પાસે જ પાછું કહેવડાવવું છે! લો, કહું. તમે નાયકના મિત્રનું વર્ણન કરતા નથી લખ્યું કે 'એ મોંમાં લાંબી ચિરૂટ ખોસી ધૂમાડા કાઢતો ટ્રેન પકડવા હાંફતો હાંફતો દોડતો ત્યારે 'સ્ટીમરોલર'નું એન્જીન આવ્યું સમજી રસ્તે ચાલનારાઓ એના માર્ગમાંથી ખસી જતા?' હું ચિરૂટ પીઉં છું ને પરામાં રહું છું તેથી ટ્રેન પકડવા મારે ઘણું ખરું દોડવું પડે છે તે પરથી આ નથી લખ્યું એમ કહી શકો છો?" એમણે જવાબ દીધો.

હવે આગળ વાંચવું સલામતીભર્યું નથી એમ લાગવાથી મેં એટલેથી જ વાંચવાનું માંડી વાળ્યું. અને નવલકથા લખીને લોકપ્રિય થવા કરતાં ઘરમાં ને મિત્રોમાં અપ્રિય થવાનો સંભવ વધારે દેખાવાથી નવલકથા લખવાનો વિચાર મેં માંડી વાળ્યો.

થોડા જ વખત પર એક વર્તમાનપત્રમાં વાંચ્યું હતું કે એક અંગ્રેજ નવલકથાકારે કોઇક પાત્રનું નામ કોઇ જીવંત વ્યક્તિના જેવું જ રાખ્યું હતું. એ વ્યક્તિને એઓ ઓળખતા પણ નહોતા. આકસ્મિક રીતે જ નામનું સામ્ય આવી ગયું હતું. છતાં આબરૂની નુકસાનીનો દાવો એ વ્યક્તિએ માંડ્યો ને તેમાં નવલકથાકારને નુકસાની ભરી આપવી પડી.

પણ વાત આટલેથી જ અટકતી નથી. આપણે ત્યાં તો નાત, કોમ, ધર્મ, પંથ વગેરે વગેરેના અસ્તિત્વને લીધે સાહિત્યની પાત્રસૃષ્ટિમાં પણ એ

ભેદ આવવા માંડ્યા છે. અમુક જ્ઞાતિ કે કોમના પાત્રને હલકું ચીતર્યું હોય તો વાર્તાકાર સામે આખી જ્ઞાતિ કે કોમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે છે. દરેક કોમમાં સારા ને નરસા માણસો હોય છે, એટલું જ નહિ, પણ દરેક વ્યક્તિમાં પણ સારાં ને નરસાં તત્ત્વો રહેલાં હોય છે. એક જ મનુષ્ય એક વાર સારો તો અન્ય પ્રસંગે દુષ્ટ બની શકે છે. છતાં જીવંત સૃષ્ટિમાંથી સાહિત્યસૃષ્ટિમાં પ્રવેશ કરતાંને વાર દરેક પાત્રે સદ્‌ગુણી ને આદર્શરૂપ બની જવું, જેથી પોતાની કોમને બટ્ટો ન લાગે એવો દઢ અભિપ્રાય દરેક કોમની વ્યક્તિનો હોય છે. 'સિનેમા' અથવા નાટકમાં ખલ પાત્રને માર પડતો અથવા તેની ખૂરી વલે થતી જોઈ એવાં જ કાર્ય કરનારા પ્રેક્ષકો પણ તાળી પાડે છે તે પણ ઉપર્યુક્ત કથનનું જ સમર્થન કરે છે.

'પાટણની પ્રભુતા'માં શ્રી. મુનશીએ એક જૈન સાધુને ખટપટિયો ચીતર્યો ને જૈનકોમમાં ખળભળાટ મચી ગયો. નર્મદ વિષે લખતાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે વૈષ્ણવ મહારાજ વિષે કંઈ લખ્યું ને વૈષ્ણવોની લાગણી દુઃખાઈ. એક વાર્તાકારે પઠાણ પાસે કોઈકનું ખૂન કરાવ્યું છે. સદ્‌ભાગ્યે પઠાણો એ વાર્તા વાંચી શક્યા નથી. નહિ તો શું થાત તે કહેવું મુશ્કેલ છે.

આમાં પાછા ભૂગોળના ભેદ ભળે છે. પ્રાન્તીય અસ્મિતા ને ગૌરવને, પોતાના પ્રાન્તની કોઈ પણ વ્યક્તિ કંઈ પણ અશ્લાઘ્ય કાર્ય કરતી સાહિત્યમાં જણાય, તો ઊંડો ઘા પહોંચે છે ને એ આખા પ્રાંતના મનુષ્યો કોલાહલ મચાવી મૂકે છે.

આ વિષયમાં આપણા પૂર્વજો કરતાં આપણે બહુ આગળ વધી ગયા છીએ એ નિઃસંશય છે. અસલ પણ નાતજાત તથા ધર્મપંથ વગેરેના ભેદ હતા. પણ અત્યારે વ્યક્તિ પોતાની જ્ઞાતિ, પોતાનો ધર્મ, પોતાની કોમ કે પોતાના શહેર, જીલ્લા અથવા પ્રાંત માટે જે અભિમાન દર્શાવે છે તેનો પ્રાચીન કાલમાં કેવળ અભાવ હતો એમ લાગે છે. ક્વેટામાં ધરતીકંપ થાય તો અહીંના મનુષ્યોને પણ આંચકો લાગે–તેમના શરીરને નહિ તો ગજવાને તો લાગે છે. જ. એ જ પ્રમાણે દરેક બાબતમાં આપણે દેશની કે કોમની બીજી વ્યક્તિઓ સાથે ઐક્યાનુભવ કરતા થઈ ગયા છીએ.

નરસિંહ મહેતાના આખ્યાનમાં પ્રેમાનંદે નાગરોની નિન્દા કરી છે. પણ તે સામે નાગરજ્ઞાતિએ ગળાને વિરોધ ઉઠાવ્યો હોય એવું જાણવામાં નથી.

'નળાખ્યાન'માં એણે દમયંતીને વરવા આવેલા દેવોને મૂર્ખ આલેખ્યા છે ને નળના પિતાને પોતાના પિતા તરીકે ઓળખાવતા પણ એમને વર્ણવ્યા છે. દેવ માનુષી સુન્દરીને વરવા માગે એ વાત જ ધર્મવિરોધી છે. પછી તે સુન્દરી પ્રેમાનંદની લાડકી નાયિકા હોય તો યે શું? અને દેવો વરવા માગે છતાં યે ન મળે એવી સુન્દરી હોય જ ક્યાંથી? એ તો ઠીક, પણ દેવો જેવા દેવો, માણસ પણ જે કરતા શરમાય એવું કામ કરે?—બીજાને જ પોતાનો પિતા બનાવી દે? આમ છતાં સનાતન ધર્મપ્રેમી સજ્જનોએ સભા ભરી પ્રેમાનંદનો વિરોધ કર્યો હોય એવું કંઈ પણ લખાણુ પ્રાચીન ગ્રંથાદિના કોઈ સંશોધનકારને હજી સુધી જડી આવ્યું નથી. 'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' એમ લખનારા અખાને શ્રી. વિશ્વનાથ ભટ્ટ સામે પોકાર ઉઠાવનાર વૈષ્ણવોના પૂર્વજોએ સાંજનુ બોલાવી મહાજન બહાર કાઢ્યો હોય એવો એક પણ ઉલ્લેખ મળતો નથી. આવા તો અનેક દાખલા આપી શકાય.

પણ આમ ચાલે તો વાર્તા, નાટક આદિ લખાય જ શી રીતે? પાત્રો વગર ચાલે નહિ ને પાત્રો આવે એટલે કોઈ વ્યક્તિ કે કોમની લાગણી દુભવવાનો પ્રસંગ ઉપસ્થિત થાય એવી સ્થિતિમાં જે જે સાહિત્યપ્રકારમાં પાત્રાલેખન આવશ્યક હોય તે સર્વનો બહિષ્કાર કરવો એ જ એક માર્ગ રહે. આનો કાંઈ ઉપાય ખરો?

મને એક ઉપાય સૂઝે છે. માનવસૃષ્ટિનાં પાત્રો લઈએ, તો, પછી તે પૌરાણિક કે ઐતિહાસિક પાત્રો હોય તો પણ, કોઈને કોઈ વ્યક્તિ અથવા વર્ગ કે કોમની ધાર્મિક, વર્ગીય અથવા રાષ્ટ્રીય લાગણી દુભાવવાનો પ્રસંગ આવ્યા વિના નહિ જ રહે. એટલે માનવેતર સૃષ્ટિનાં પાત્રોની યોજના કરી નિર્વાહ ચલાવવો એ, सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः। એ જાણીતા સૂત્ર પ્રમાણે પાંડિત્યનું લક્ષણ છે. અને પાંડિત્યનું લક્ષણ સાહિત્યકારોમાં ન હોય તો બીજા કોનામાં દેખાય?

જનાવર ને માણસમાં એટલું બધું સામ્ય છે કે એ બે વચ્ચે ભૂલ થઈ જવાના ઘણા દાખલાઓ બન્યા છે. આપણે જનાવરમાંથી ઊતરી આવ્યા છીએ એ વાતમાં કંઈ તથ્યાંશ હોય કે નહિ, પણ એકબીજાની સંગતિથી અથવા બીજા કોઈ ગૂઢ કારણસર માણસ અને જનાવર વચ્ચે ઘણું સમાન રહ્યું રહેલું છે એ નિર્વિવાદ છે. નહિ તો ઘણા માણસ જનાવર જેવાં ને ઘણાં જનાવરો માણસ જેવાં કાર્યો કરે છે તે શી રીતે સંભવિત થાત!

સર્જનાત્મક સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ રસનિષ્પત્તિનો હોય છે. અને રસનિષ્પત્તિ માટે આવશ્યક ગણેલા સ્થાયી ને સંચારી ભાવો મનુષ્યોની પેઠે પ્રાણીઓમાં પણ રહેલા હોય છે. માણસની પેઠે પશુઓ પણ પ્રણય, ક્રોધ, જુગુપ્સા, નિર્વેદ, ખેદ, શોક, વિહ્વલતા વાત્સલ્ય, ભક્તિ, શાંતિ આદિ ભાવો અનુભવી શકે છે એટલું જ નહિ પણ તેને સબલ રીતે વ્યક્ત પણ કરી શકે છે. માનવજીવન પેઠે પશુજીવનમાં પણ બે પ્રેરક બલ મુખ્ય છેઃ આત્મરક્ષણ ને વંશસંવર્ધન અને એથી પ્રેરાઇ બને ઘણાંખરાં કાર્યો સમાન ભાવે કરે છે.

શાસ્ત્રીય અથવા લલિતેતર વાઙ્મય માટે જે વિચારશક્તિ અને નિર્ણયાત્મક બુદ્ધિની જરૂર પડે છે તે જનાવરમાં નથી. એટલે શાસ્ત્રીય ગ્રંથોમાં ભલે માનવપાત્રોનો ઉલ્લેખ થાય. દાખલા તરીકે અંકગણિતમાં એક વહેપારી ૧૨ આને શેરવાળી ચહા સાથે ૨ પૈસાનો બશેર કચરો ભેળીને એ રમણીય મિશ્રણ ૨૦ આને શેર લેખે વેચે તો એને કેટલો નફો થાય એવી મતલબના દાખલા આવે છે તેને બદલે એક કૂતરો કે ગધેડો આવી રીતે ચહામાં મિશ્રણ કરીને વેચે એમ મૂકી શકાય નહિ. કારણ કે મનુષ્ય સિવાયના પ્રાણીઓ વહેપાર નથી કરતાં એટલું જ નહિ, પણ આમ અપ્રમાણિકપણે લોકોની તંદુરસ્તી બગાડે ને પોતાની આર્થિક સ્થિતિ સુધારે એવી રીતે સારા માલ ભેગો નબળો માલ ભેળવી પણ દેતાં નથી. એ ઉપરાંત સહશિક્ષણ, એકપત્નીત્વ, સાહિત્યપરિષદનું બંધારણ એવા પ્રશ્નો પણ એમની સૃષ્ટિમાં સંભવતા નથી. પણ એ આપત્તિ હોય તો યે ઇષ્ટાપત્તિ છે. એવા પ્રશ્નોને વિસરી જવામાં જ સાહિત્યનું કલ્યાણ છે.

એટલે આપણા સાહિત્યમાં માનવોને સ્થાને ઇતર પ્રાણીઓને પાત્રરૂપે દાખલ કરવાથી પાત્રાલેખનના કૂટ પ્રશ્નનું નિરાકરણ થઈ જશે અને વધારાંમાં એથી માણસ અને જનાવર વચ્ચે સંબંધ ગાઢ થશે એ લાભ પણ જેવો તેવો નથી.

# કવિ જનાર્દન ત્રવાડીનું ઉષાહરણ

[ એક રસદર્શન ]

શ્રી. મંજુલાલ મજમુદાર

આ કાવ્યની પહેલી પ્રસિદ્ધિ એક જ હસ્તપ્રત ઉપરથી બરોડા લાયબ્રેરી મિસેલેનીના ૧૯૧૪ ના અંકમાં પંડિત સંશોધક ચીમનલાલ દલાલે કરી હતી. પછી લગભગ પંદર વર્ષે બીજી પોથી મેળવી તેનું સંપાદન સ્વ. દી. બા. કેશવલાલ ધ્રુવે "પંદરમા શતકનાં ગુજરાતી કાવ્યો" એ નામના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકટ કરેલા પુસ્તકમાં કર્યું છે. ત્યાંથી આખું કાવ્ય જિજ્ઞાસુએ વાંચી લેવા વિનંતિ છે.

અહીં તો માત્ર જનાર્દન કવિએ આપણા લોકપ્રિય કથાપ્રસંગની તેમના સમય માટે કરેલી કાવ્યરચનાનો પરિચય કરાવવાનો હેતુ છે. તે જ પ્રસંગનાં બીજાં કાવ્યો સાથે તેની સરખામણી કરાવવાનો હેતુ ગૌણ રાખ્યો છે. જૂની ગુજરાતીમાં રચાયેલા આ કથાપ્રસંગમાં વર્તમાન યુગના વાચકોને રસ પડી શકશે કે નહીં તે જોવાનો જ આ પરિચયકારનો મુખ્ય આશય છે.

ઉષાહરણના પ્રસંગને સ્વતંત્ર કાવ્ય તરીકે ગૂજરાતીમાં ઉતારનાર જનાર્દન ત્રવાડી પહેલાં કોઇ પ્રાચીન કવિ થયો હોય એવું જાણવામાં આવ્યું નથી. વીરસિંહનું 'ઉષાહરણ' પ્રકટ થયું છે. તે પણ લગભગ જનાર્દનના સમયની આસપાસ રચાયું સંભવે છે. સં. ૧૫૪૮ માં આ ખડાયતા બ્રાહ્મણે બત્રીસ સાદાં લોકગીત જેવડાં કડવાંમાં આ કથાભાગ ગાયો છે. કાવ્યનું નામ "અનિરુદ્ધ ઉષાનુ વિવાહ" એમ એ આપે છે; માત્ર જ્વરની સાથેનું યુદ્ધ (કડવું ૨૫) વર્ણવ્યું છે ત્યાં જ

'ઉષાહરણ જે સાંભળે, તિહાં મ કરસ્યુ વિશ્રામ'

એમ 'ઉષાહરણ' શબ્દ આખા કડવામાં એક જ વાર કવિએ યોજ્યો છે.

બાણને ત્યાં પુત્રીજન્મની વધામણી આવી, ત્યારે બાણાસુર હર્ષભર્યો ચિંતવવા લાગ્યોઃ

> "શ કહઇઃ કન્યાદાન દેસું એ, લેશું જગફલ કોડિ.
> દેવ ગન્ધર્વ નઇ નાગમાંહી એ જોસ્યું એહની જોડિ."

પરંતુ એટલામાં તો

> "આકાશ શબ્દ ઇમ ઉચ્ચરઇ એઃ 'ઇચ્છાવર વરસિ કુમારિ'."

આવી આકાશવાણીથી બાણ ચેતી ગયો. એને થયું પુત્રીને પરણાવું જ નહિ ને સંસારથી એને અળગી રાખું તો પછી એ પોતાની મેળે પરણવાનું ક્યાંથી સમજી જશે? એટલે પુત્રીને જુદું મંદિર રચાવી આપ્યું. ચિત્રલેખાને ઉષાની સહિયર કીધી; અને એ કુંવરીની રાતદિવસ સંભાળ રાખવા, રખેવાળ મૂકયા.

એક દિવસ ઉષાએ ઉમયા પૂજવા જવા પિતાની રજા લીધી; અને ચિત્રલેખા સાથે બન્ને કૈલાસ પહોંચ્યાં. પાર્વતીએ ઉષાના શરીરમાં યૌવનનો સંચાર થયેલો જોઇ એની સખીને પૂછ્યુંઃ

> "પ્રીતિ પાર્વતીઈ પૂછિઉં, સાહેલડી રે;
> હુઇ વરજોગી? કુમારી સાહેલડી રે."

આ પ્રશ્ન સાંભળી

> "હેઠું જોઇ ઉષા લાજિયાં, સાહેલડી રેઃ
> ન કરી વચન ઉચ્ચાર, સાહેલડી રે."

મૌનમાં યે જોઇ શકાતી સંમતિ ઉપરથી જગન્માતા પાર્વતીએ કહ્યું કે, "આજથી છઠે માસે.

> "સ્વપ્નાંતરમાં વર વરીશિ, સાહેલડી રે;
> આવશિ તાહરિ આવાસિ, સાહેલડી રે.
> વૈશાખ માસિ ઊજુઆલિઉં, સાહેલડી રેઃ
> માલિઇ માઝિમ રાત, સાહેલડી રે.
> દાદધીઈ રંગિ રમીસઈ, સાહેલડી રે.
> તૂં ભરથારનઈ સાથિ, સાહેલડી રે.

આ પ્રમાણે મનવાંચ્છિત પામી, ઉષા અને ચિત્રલેખા પાછાં વળ્યાં.

એક દિવસ, અવધ વીતવાની થઇ ત્યારે, ઉષા ઊંઘતી હતી અને

" માઝમ રાતિઇ કન્ત સંઘાતિ, સુપનનિ પિરિ કન્ત રમી ગયું એ. "

એટલે એકાએક ઉષા સફાળી જાગી. સખીને સ્વપ્નાંતરની વાત કહી. પાર્વતીનું વરદાન સાંભર્યું. પણ ઉષાની દૃઢતા જોવા સખીએ કહ્યું કે સ્વપ્નાની વાત તો આળપંપાળ ગણાય:

" સુહણઇ ને લાખ બન્ધાઇ રે, તે વિહાણઇ મિથ્યા થાઇ રે. "

છતાં જ્યારે,

" ઉષા કહઇ, મુઝ તે વરુ રે; અવર પુરુષ પિતા ગુરુ રે—"

ત્યારે સખીએ ધારણ કીધી; અને સ્વર્ગ, પાતાલ વગેરે ચીતરીને બતાવ્યાં. છતાં સ્વપ્નામાં પરણી ગયેલાને ન જોયો. પછી યાદવકુલ ચીતર્યું. જ્યાં અનિરુદ્ધને ચિત્રલેખાએ આલેખ્યો ત્યાં ઉષાએ સહિયરને કહ્યું:

" માહરૂ એ વરરે, સુણ સહીઅર રે, મન એણિ હરી લીધઉં રે;
બાઇ, જાઈ રે, ન રહેવાઇ રે, ઉપાય જુગતિ કાંઇ કરુ રે. "

ચિત્રલેખા દ્વારકા ગઇ. અને ત્યાં નારદઋષિની સહાયથી નગરમાં પ્રવેશ પામી. રાજમહાલયમાંથી અનિરુદ્ધના આવાસમાં ગઇ તો જણાયું કે:—

" અનિરુદ્ધ સુપન લાધું, રયણી રંગ રમઇ સ્યૂં અમૃત વયણી;
નયણિ હરણ હરાવઇ રે. "

હરિવંશમાં કથા છે તેમ, 'જેવું ઉષાને સ્વપ્ન આવ્યું હતું તેવું જ સ્વપ્નું અનિરુદ્ધને આવ્યાની વાત જનાર્દન કવિએ ગોઠવી છે.

કામકુંવર આવાસમાં પોઢેલો હતો; તેની 'સેજ' ઊચકીને જ આકાશમાં ચિત્રલેખા ઊડી, અગિયાર સહસ્ર યોજન ક્ષણમાં વટાવી, 'ઉષાનઇ મંદિરિ અનિરુદ્ધ લાવી' મૂક્યો. ઉષાને મન આનન્દનું પૂછવું શું?

પરંતુ કામકુંવર અનિરુદ્ધ આવા ઉલ્લાસના સ્વરથી જાગી ઊઠ્યો, અને એને નરસિંહ મહેતાએ કહ્યું છે તેમ

" જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે"

એમ એનું દ્વારકાનું જગત એને દેખાયું નહિ. એટલે ઊંઘમાં આવેલા સ્વપ્ના કરતાં આ જાગ્રતસ્વપ્ન એને બહુ નવું લાગ્યું. એ સૂતો હતો યાદવોની વચ્ચે: જાગ્યો ત્યારે અસુરની નગરી જણાઈ. એણે ચારે તરફ નજર

અનિરુદ્ધની મૂંઝવણ ટાળવા ચિત્રલેખા બોલીઃ "કુમાર, મારી સખીને ઉમાએ પ્રસન્ન થઇને વર આપ્યો છે કે સ્વપ્નામાં પરણનાર તારો પતિ થશે. એવા સ્વપ્નામાં પરણી જનાર તમે હતા તેથી તમને આણ્યા છે. માટે એસંકાશો નહિ. વળી, જુઓ તો ખરા; મારી સખીના જેવી, સ્વરૂપમાં છે કોઇ બીજી?"

યાદવકુમાર અનિરુદ્ધને, આવાં પ્રગલ્ભ વચનો સાંભળી, પોતાનું સ્વમાન ઘવાયું લાગ્યું. એ તો કહેવા લાગ્યો "ન પરણૂં રે અસુરકુંઆરી;" કારણ કે દાનવો અને દેવોનાં તો પરાપૂર્વનાં વેરઝેરઃ તેથી એમ પરાણે પ્રીત ન થાયઃ

"દેવ નઈ દાનવ વૈરી તૂં જાણિ; પ્રાણિ પ્રીતિ ન પામીઇ.
—ન પરણૂં રે અસુરકુંઆરી."

એટલે ચતુર સખી ચિત્રલેખાએ અનિરુદ્ધને યુક્તિના બોલથી બાંધવા માંડ્યો. એણે તો યાદવવંશની ગુણગાથા જ ઉકેલવા માંડી. કૃષ્ણથી માંડીને પિતા પ્રદ્યુમ્નનાં વિવાહપરાક્રમો પણ ગણાવવા બાકી રાખ્યાં નહિઃ વળી અનિરુદ્ધનો પિતા તો શંબરાસુરને ઘેર જ ઊછર્યો હતો; તેથી વેરઝેરની વાત પણ ખોટી ઠરી.

"પૂછિ નિં તારા પિતાની પિરિ, ઘરિ પાલુ રે શંબર તણઇ,
કાંઈ ન પરણે રે અસુરકુંઆરી?"

શંબરાસુરને ત્યાંથી રતિને પરણી લાવવાની પોતાના પિતાની જ વાત સંભારતાં અનિરુદ્ધને જવાબ દેવો વસમો પડ્યો; પણ એમાં તો પ્રદ્યુમ્નને શંબરાસુર હરી ગયો હતો તેથી બીજો ઉપાય નહોતો. પરંતુ હાથે કરીને 'અસુરકુંઆરી' કેમ પરણાય? અનિરુદ્ધને રદિયો સૂઝી આવ્યોઃ

"ઇમ લાજિ રે યાદવસાથ, હાથિ ધરમ ન લોપીઇ,
—ન પરણૂં રે અસુરકુંઆરી."

અનિરુદ્ધના પિતાની વાત બાજુ ઉપર મૂકી, દ્વારકેશ શ્રીકૃષ્ણના જીવનની કથની હવે ચિત્રલેખા ઉકેલે છેઃ નરકાસુરને મારીને, સોળ હજાર એકસો કુંવારી કન્યાઓને કારાગૃહમાંથી છોડાવી લાવનાર, અને પછી તેમની ઇચ્છાથી જ એ બધી કન્યાઓની સાથે એક સામટું લગ્ન કરનારની કુટુમ્બવાર્તા કુભાંડપુત્રી અનિરુદ્ધને સંભારી આપે છેઃ

"નારાયણ નરકાસુર મારી, નારી વર્યા સવિ સામટી એ,
—કાંઇ ન પરણે રે અસુરકુંઆરી?"

હવે અનિરુદ્ધે બીજું બાનું શોધી કાઢયું. 'મને છાનોમાનો, કહ્યા વગર અહીં શું કામ આણ્યો ? એમ ચોરીથી કોઇનું હરણ કરી લાવવું એમાં પરાક્રમ જણાતું નથી':

"કૂડ કરી નઈ હૂં આણિઉ ઘરિ, પિરિ નુહિ પ્રાક્રમ તણી એ:
—ન પરણૂં રે અસુરકુંઆરી." '

ચિત્રલેખાને કઈ જૂનાં દૃષ્ટાન્તો ખોળવાં પડે તેમ નહોતાં. એણે રુકિમણી-હરણનો પ્રસંગ આગળ ધર્યો:

"રુકિમણી પરણીયા, પૂછિ રે પિરિ, હરિ હેલામાંહિ હરી ગયા એ:
—કાંઇ ન પરણે અસુરકુંઆરી!"

અનિરુદ્ધે કહ્યું, 'રુકિમણીહરણ કરવામાં તો રુકિમણીની કૃષ્ણ પ્રત્યેની પહેલાંની પ્રીતિ કારણભૂત હતી; અને પોતાનું હરણ થવા દેવામાં યે વૈદર્ભીની પૂરી સંમતિ હતી. પરંતુ આમ તમે કર્યું તેમ પરાણે પ્રીતિ ક્યાંથી જન્મે?':

"પ્રીતિ કીજઈ કોડિ. ના કામ આમ તુ કોઇ ન આદરઇ રે
(તેથી) ન પરણૂં રે અસુરકુંઆરી."

'પૂર્વનો અનુરાગ અને પ્રીતિ હોય અને 'હરણ' કરવામાં આવે તો તે લેખે યે ખરું'—એમ અનિરુદ્ધે કહ્યું. તેનો ય સજ્જડ જવાબ ચિત્રલેખાએ વાળ્યો. દોઢ ડાહ્યા તો ઉત્તર ઝાઝા! તેમ ચિત્રલેખા છટાથી કહી રહી:

"આગિ તારા તાતના તાત, જાતિ જાંબુવતી વર્યા એ."

સ્યમંતક મણિની શોધ માટે જતાં જતાં, ગુફામાં શ્રીકૃષ્ણ પેઠા અને જામ્બવાન સાથે યુદ્ધ કરીને તેને હરાવ્યો. એટલે જામ્બવાને જામ્બવતી પુત્રી અને પહેરામણીમાં પેલો મણિ આપ્યાં હતાં—એ જામ્બવતીવિવાહમાં પૂર્વ-પ્રીતિ ક્યારે હતી જે! તેથી યાદવકુમાર! આ બધું જાણવા છતાં

"કાંઇ ન પરણે અસુરકુંઆરી!"

"અનિરુદ્ધ ઉષાઇ વરિઉ, ગાંધર્વવિવાહ તા કરિઉ;
મનસ્યૂં ચિરુ મંગળ વરસાં, વરકન્યા ક્રીડા કરતાં."

કેટલેક દિવસે, 'પુરુપ પખીડઉ' પણ ન આવી ચઢે એવા ઉષાના આવાસમાં કોઇ આવ્યું છે એમ રખેવાળોને વહેમ ગયો. વહેમ સાચો પડતાં યોદ્ધાઓ આવ્યા. શૃંગારવીર અનિરુદ્ધે ભોગળ વડે પરાક્રમ દાખવ્યું. પણ આખરે નાગપાશમાં બંધાઇ ગયો. પછી ઉષાએ કૌભંડમંત્રીને ભલામણ કરી: 'યાદવકુમારને સંભાળજો.' મંત્રી બોલ્યો, 'નવિ મારીઈ, સારીઇ વાત હૂં જાણૂં.' પછી બાણને પ્રધાને સમજાવ્યો: કે 'હવે આવી ખંડિતવ્રતા ઉષાને કોણ પરણશે? તેથી આ યુવાનનો વધ કરવો ઠીક નથી.'

નારદે દ્વારકામાં 'અનિરુદ્ધ-બન્ધ'ના સમાચાર પહોંચાડ્યા એટલે શ્રીકૃષ્ણ ગરુડ ઉપર સજ્જ થઇને આવ્યા; અને જ્યાં "ગરુડ તણીઈ તાં પાંખ વાગિ, છૂટા કુંઅરના બન્ધ." શ્રીકૃષ્ણે વાડીમાં પડાવ નાખ્યો; અને વિષ્ટિ માટે ઉદ્ધવને મંત્રીપદે સ્થાપી મોકલ્યા. ઉદ્ધવ અસુરસભામાં આવ્યા; અને બોલ્યા:

"આપઇ રે ઉષા અનિરુદ્ધ હરિનઇ મનાવી;
મારસિઇરિ, મૂરખ, તુહનઇ કુબુદ્ધિ કાં આવી!"

એટલે

"બોલ્યુ રે દૈત્યનુરા, એ ભરૂઆડ મ્હારૂ જાણ્યુ;
મરસિઈ રે આલિ, કાલિ કાઢ્યુ અહિં આણ્યું."

યાદવરાજ શ્રીકૃષ્ણની અણઘટતી નિન્દા સાંભળી

"ઉદ્ધવ ઊચરઈ રે, અન્ધ! આંખિ કાં ફૂટી?
ચક્ર પ્રાહારિ રે તાહારી બાંહડિ જાસિ વછૂટી."

વિષ્ટિ કરી ઉદ્ધવ પાછા આવ્યા. આ 'વિષ્ટિ'નો પ્રસંગ જનાર્દનનો પોતાની ગાંઠનો છે. મૂળમાં છે તેમ એકદમ કૃષ્ણ આવીને શોણિતપુરને ઘેરી લે છે; તેના કરતાં ખોવાઇ ગયેલા અનિરુદ્ધના કુશળ સમાચાર મળતાં સ્વસ્થ થયેલા શ્રી કૃષ્ણે વિષ્ટિનો પ્રસંગ યોજ્યો છે તેથી, થનાર યુદ્ધની રમ્ય પશ્ચાદ્ભૂમિ તરીકે આ બાવીશમું કડવું કવિની સુરુચિ દાખવે છે.

ઉદ્ધવનાં વચનથી બાણ વિશેષ કોપે ચઢ્યો. તુમુલ યુદ્ધ થયું; તેમાં બાણસૈન્ય નાઠું. એટલે બાણે શિવનું સ્મરણ કર્યું. શિવે તાવ ચલાવ્યાં.

" ટાઢ ચઢિ નિ ઉઠાંટિયુ, વેલાજ્વર તે થાઈ;
એકાંતર જ્વર નિત્રિહુ, ચોથિઉ જ્વર જણાઈ."

યાદવસેના આકુલવ્યાકુલ થઈ. શ્રીકૃષ્ણે 'વજ્જઇ જ્વર મારિયા, ઊતારિયા' એટલે

" (જ્વર) કરઇ પોકાર:
માર નાં રાખુ, માદવજી! નહિ આવું બીજી વારિ"

શ્રીકૃષ્ણે જ્વરના ત્રણ ભાગ કર્યા; અને એ તાવ 'તરિયા' કહેવાયા. જ્વરને આજ્ઞા કરી કે

" ઉદાહરણ જે સાંભલઇ. તિહાં મ કરસ્યુ વિશ્રામ."

પછી બાણ ફરીથી સજ્જ થયો; અને હજાર બાણ ફેંકવા લાગ્યો. કૃષ્ણે કોપ કર્યો.

" બાણાસુરની બાંહડી પડી ય ચક્રનઇ ઘાઇ
'રાખિ રાખિ એ બાંહડી,' પાય લાગી અસુરની માય."

આ પળે શૂલ લઇ શિવ આવ્યા; શ્રીરંગે સારંગ હાથમાં લીધું, નન્દી અને ગરુડ પણ સામસામા ઝૂઝયા. આ દશ્યથી ત્રિભુવન ધ્રૂજી ગયાં. એટલે વિધાતા બ્રહ્મા ત્યાં આવ્યા, એમણે બન્નેને બોલાવીને તેમનું સમાધાન કર્યું. 'બોલાવિયા હરિહર બેઉ. મલી મિલાવી કુટુમ્બ કર્યા:' એટલે પરસ્પર 'હુઉ સ્નેહ.'

આ બ્રહ્માના સાન્ત્વનનો પ્રસંગ મૂળમાં નથી. ત્રિમૂર્તિને એક ઠેકાણે લાવવાની યુક્તિ ધ્યાન ખેંચનારી છે. તે પણ કવિ જનાર્દનની જ કૃતિ છે. સાન્ત્વન કરતાં કરતાં, હર અને ગોપાલની એકઠી સ્તુતિ બ્રહ્માએ કરવા માંડી.*

" બ્રહ્માઇ વઢતા વારિયા, હર ગોપાલા રે;
બન્ને એક જે જાણિયા, હર ગોપાલા રે.
મયા કરુ અમ, માધવા ' હર ગોપાલા રે;
પાંડિ સમાવિ, શંકર રાય! હર ગોપાલા રે."

સમાધાન થયું એટલે યાદવો શોણિતપુરમાં દાખલ થયા. તેમનાં અસુર-

* પ્રેમાનંદે પણ બ્રહ્મામે કરેલી હરિ-હરની તેવી જ સ્તુતિનું કડવું યોજ્યું છે:
" સ્તુતિ કરે છે બ્રહ્માય રે. નમો નમો" વગેરે.

સ્ત્રીઓએ વધામણાં કર્યાં. પછી અનિરુદ્ધ અને ઉષાની વિનતિથી શ્રીકૃષ્ણે યુદ્ધમાં પડેલા યોદ્ધાઓને જીવાડ્યા. લગ્નમંગલમાં આથી આનન્દકલ્લોલનો વધારો થયો.

પછી સવિધિ લગ્નની તૈયારી થવા માંડી. કંકોતરી લખાઈ; તોરણ બંધાયાં; ચોરીમંડપ રચાયો. ચરૂમાં કંસાર રંધાયો. વર ઘોડે ચઢી મંડપને દ્વાર આવ્યો તે વખતે એને ચાર ચમ્મર ઢળાતા હતા. ત્યાં

> "પૂંખઇ અસુરની નારિ, વારિ કરવઈ નામિયા એ
> કરાવ્યા મધુપર્કનૂં પાન, જોષી ઉચ્ચરઈ પલમાન,
> સમય વર્તઈ, સાવધાન! ઘડી લગ્નની સાચવઇ એ.
> વરતિયાં તિહાં મંગલ ચ્યારી, આપઇ રાજા દાન અપાર,
> કરઈ વિપ્ર વેદઉચ્ચાર, અનિરુદ્ધ પરણી ઊઠયા એ."

આ પ્રમાણે બ્રાહ્મલગ્નવિધિ પરવાર્યા પછી, પહેરામણી થઈ. કુંકુમ કેસરનાં છાંટણાં થયાં. ગજરથભંડાર બાણે આપ્યા. અને યાદવોનું સાજન સંતુષ્ટ થયું. ઉષાને સાસરે વળાવી. અહીં વર્ણવેલો લગ્નવિધિ કવિ જનાર્દનના સમયમાં ગૂજરાતમાં પ્રચલિત હશે એમ માનવામાં હરકત નથી.

જતાં જતાં, ઉષા સખીઓની વિદાય માગે છે. તે પ્રસંગે સહિયરોની સ્વાભાવિક લાગણી કવિએ આબેહૂબ વર્ણવી છેઃ

> *"ઉષા રે ચાલણહાર, સાર કરઇ સહિયર તહિં એ:
> કિમ મલસ્યૂં રે ફિરી? દૂરિ સાસરૂં સહિયર તણૂં એ.
> ×તુઝ આગલિ કરતાં ગૂઝ, બૂઝની સવિ તુહનઈ કહાં એ—"
> તુમ્હ મેહલાં સજ્જન સમોહ, મોહિ પડી મહિલા ઘણૂં એ—"

સખીઓને ઓછું આવેલું જોઇને,

> "કરજોડી કૌભંડ કહઇ, 'જોઈઈ તે લ્યુ અમ્હ કહનિ એ:"
> તિ હારિ નયણિ નીરભરાઇ, થાઇ ને અતિ આકલુ એ.

* આ જ લીટીઓના અવશેષ પ્રેમાનન્દકૃત 'ઓખાહરણ'ના ૫૧ મા કડવામાં જોઇ શકાય છેઃ

"ઓખાબાઈ ચાલ્યાં ચાલણહાર, સાથ મૂક્યો સહિયર તણો રે" (કડી ૧)

× તુજને કહેતી ગુંજની વાત" (કડી ૧૪)

*સહુ મિલી લાગઈ પાય, માયમાં ઊતારજુ એઃ
સંભારજુ દ્વારિકામાંહિ, રાઇ બાણાસુર તારજુ એ."

સખીઓની વિદાય લીધા પછી ઉષાને વળાવી. વાજતે ગાજતે યાદવસાથ નગરમાં પેઠો. તે વખતે 'રુક્મિણી અતિ રળિયાત થાય;' કારણ કે 'શ્રીરંગ આવ્યા ઉષા અનિરુદ્ધસ્યૂં."

એ પ્રમાણે આ સુત્રાત્મક છતાં, રસભર્યું કાવ્ય પૂરું થાય છે.

* "ઓખાબાઈ રહેલે દ્વારિકા માંહિ ત્યાં અમને સંભારજો રે;
ગોમતી ન્હાજો જઇને ત્યાંહિ, ત્રણે પક્ષને તારજો રે."



# ઓળખ-દિલની ને દેહની

રમણ ન. વકીલ

ઘણા સમયથી સુનંદાનું શરીર અને મન બન્ને અસ્વસ્થ રહેતાં હતાં. ડૉક્ટરો એનો રોગ પારખવામાં નિષ્ફળ નીવડ્યા હતા. એના રોગ સાથે એનું મન પણ દિવસે દિવસે વિલક્ષણતાનાં ચિન્હો બતાવતું. વૈદ, હકીમ, ડૉક્ટર બધાએ પોતાની કળા અજમાવી જોઇ, પણ પરિણામ શૂન્ય જ હતું. છેવટે એક ડૉક્ટરે બધી જાતની દવા છોડી-નૈસર્ગિક જીવન ગાળવાનો ઉપાય સૂચવ્યો. એના જીવનની આશા છોડી બેઠેલા આપ્તજનોને આ અખતરો કરી જોવા જેવો લાગ્યો.

શહેરના હવાઉજાસ વિનાના ગલીચ વાતાવરણથી ઘણે દૂર, જ્યાં સમસ્ત સૃષ્ટિએ લીલાં વસ્ત્રો પહેરેલાં હોય છે, જ્યાં પંખીઓ અને પર્વતશિખરેથી દડતાં ઝરણાંનાં મીઠાં ગીત અહોરાત ગવાતાં રહે છે, જ્યાં સૂર્યનો પ્રકાશ શરીરને દઝાડે તેવો નહિ પણ સહી શકાય તેવો કોમળ હોય છે,—ત્યાં-કાશ્મીરમાં સુનંદાને લઇ જવાનું નક્કી થયું. સૂર્યના સીધા પ્રકાશમાં નિર્વસ્ત્ર-દશામાં સ્વચ્છંદે ફરવાનું ડૉક્ટરે સૂચવ્યું હતું. જીવનની ઉપાધિ અને સંસારના વિષમ વાતાવરણને ભૂલવા માટે પ્રયત્ન કરવા ડૉક્ટરે એને આગ્રહ કર્યો હતો. ડૉક્ટરના આગ્રહને વશ થઇ સુનંદાએ આ દિશામાં શક્ય તેટલો માનવયત્ન કરવા માથાળુ ડૉક્ટરને વચન આપ્યું હતું. બાકી જીવન જીવવાની એના હૃદયમાં ધગશ નહોતી. સંસાર પ્રત્યે એને આસક્તિ નહોતી. સર્વ વાતે પ્રતિકૂલ એવા સાંસારિક વાતાવરણમાં એની બધી આશાઓ અને ઇચ્છાઓ લગભગ નષ્ટ થઇ ગઈ હતી.

એ વાતાવરણમાંથી મુક્ત થવા, તેને અપ્રિય થઇ પડેલા પરિચિત જગ-

તથી દૂર-ગમે ત્યાં-જવાની ઇચ્છાને વશ થઇ એણે કમને કાશ્મીર જવાનું કબૂલ્યું......અને એક વૃદ્ધ આયા અને પોતાના બાળક વસંતને સાથે લઇ તે જવા તૈયાર થઇ.

૧૯૩૯ ના મે માસની એક રાતે ફ્રન્ટીઅર મેલનાં બીજા વર્ગના સ્ત્રીઓના ડબ્બામાં આ ત્રણ મુસાફર બેઠાં. ગાડીને ઊપડવાની હજી થોડી વાર હતી. બિસ્ત્રો છોડી આયા બાળકને સુવાડવા યત્ન કરી રહી હતી. સુનંદા ગાડી બહારના શૂન્ય અંધકાર પ્રત્યે મીટ માંડી જોઇ રહી હતી. હમણાં હમણાં પ્રકાશ કરતાં અંધકાર એને વિશેષ ગમતો હતો. તેના જીવનમાંથી જે તત્ત્વ જતું રહ્યું હતું તે અંધકારમાં શોધતી તેની આંખો દિવસે દિવસે એ શોધ કરી કરી નિસ્તેજ થઇ ગઇ હતી. અને આખરે જીવન અને જગત પ્રત્યે એ ફીકી આંખો ઉદાસીનવૃત્તિથી જોઇ રહી હતી.

એનો પતિ-સુધીર-સુનંદાની પાસે બેઠો હતો. તેણે સુનંદાના હાથ ઉપર પોતાનો હાથ મૂક્યો. એ સ્પર્શમાં નહોતી ઉષ્મા કે નહોતો પ્રાણ. પત્થર કે લોખંડનો સ્પર્શ સુનંદાના શરીરને થયો હોત તો પણ તેના હૃદયમાં આ હાથના સ્પર્શ કરતાં તે કંઇ સવિશેષ ભાવ, ઊર્મિ જગવી શક્યો હોત.

"સુના, આમ છૂટા પડવું મને નથી ગમતું." આખરે સુધીરે મૌન તોડ્યું. એ અવાજમાં ભય હતો, શંકા હતી, ઊડી જતી આશાને છેલ્લો પ્રયત્ન કરી પકડી રાખવાની આતુરતા કે ધગશ નહોતાં. એમાં નહોતો હૃદયનો તનમનાટ કે નહોતી પ્રેમાળ હૃદયની ઉષ્મા. એ શબ્દે શબ્દના ઉચ્ચારણમાં નરી વાસ્તવિકતા, શિષ્ટાચાર અને દંભ જ ભર્યાં હતાં.

"મને પણ આ નથી ગમતું." એવા જ ભાવે સુનંદાથી બોલાઇ જવાયું.

બન્ને એકમેકથી દૂર-અતિ દૂર-જવા કેટલા તલસતા હતા એ એને યાદ આવ્યું. બન્નેને એકબીજાની હાજરી અસહ્ય અને અકારી થઇ પડી હતી. પણ સામાજિક જીવનનજે આ ધૂંધવાતો અગ્નિ હૃદયના કોઇ ઊંડા અજ્ઞાત ખૂણામાં જ ધૂંધવાયા કર્યો. વિયોગના વિચારે આ બે હૃદયના ભાવને કંઇક તંગ કર્યા. પણ મર્મ ઉપર થયેલો ઘા એથી વિશેષ ને વિશેષ દૂઝવા લાગ્યો.

પિતાએ સૂતેલા પુત્ર ઉપર નજર નાંખી. એની આંખ પાણીના પડળથી ચમકતી થઇ. એ પાણી પુત્રવિયોગનાં હતાં, પત્નીવિયોગનાં નહિ. પરણ્યા ત્યારથી જ બન્નેના હૃદયપ્રવાહો ભિન્ન દિશાઓમાં વહેતા હતા. સામસામે વહેતાં આ જીવન-

પ્રવાહો એકમેકની શક્તિ અને જુસ્સાનો નાશ જ કરતા. જીવનનો પ્રવાહ આમ જોસથી અથડાઈ થંભી જતો અને દિન પ્રતિદિન વિશેષ કલુષિત બનતો જતો.

જાણે બન્નેની મુક્તિ જાહેર કરતી હોય તેમ એંજિનની સિસોટી વાગી; સુધીર નીચે ઊતર્યો—ગાડી ઊપડી, અને પ્લેટફૉર્મ ઉપર ઊભેલા સુધીરે સામાન્ય સામાજિક શિષ્ટાચાર મુજબ ગાડી અદશ્ય થઇ ત્યાં સુધી પોતાનો રૂમાલ હલાવ્યા કર્યો. એંજિનના ધબકારા સાથે સુનંદાના હૃદયધબકાર શરૂ થયા. એણે આ થોડી ક્ષણોમાં એના જીવનમાં અવનવો ફેરફાર થતો અનુભવવા માંડ્યો. રેલ્વેના ડબ્બાનું સંકુચિત વાતાવરણ પણ એના ઘરના વાતારણ કરતાં એના આત્માને અનેકગણું વિશાળ ને પ્રફુલ્લ લાગવા માંડ્યું. દૂરદૂરના કોઇ અજાણ્યા દેશમાં—અજાણ્યા લોકોમાં, અજાણ્યા વાતાવરણમાં જવાના પ્રસુપ્ત વિચારમાત્રથી ન સમજાય એવા ભાવ એના હૃદયમાં જાગ્યા.



ચાર દિવસની મુસાફરી પછી સુનંદા કાશ્મીરની સ્વર્ગીય ભૂમિમાં આવી પહોંચી. શ્રીનગરથી સાઠ માઈલ દૂર લીદર નદીના કિનારે પહેલગામમાં એને માટે મકાનની વ્યવસ્થા આગળથી જ કરવામાં આવી હતી. બે મોટા પર્વતોની હાર વચ્ચે આવેલી આ ખીણના વાતાવરણે એને પ્રથમ દૃષ્ટિએ જ આકર્ષી.

ઉપર ભૂરું સ્વચ્છ આકાશ, નીચે પ્રબલ વેગથી વહેતાં લીદરનાં ભૂખરાં, હિમાળાં પાણી, ચારે બાજુ આંખને ભરી દેતાં પાઇનના જંગલોથી ઢંકાયેલા પર્વતો—ને તેની પાછળ હિમનો મુગટ ધરી અનંત સમાધિમાં બેઠેલા હિમાલયના ગગનસ્પર્શી, દુર્ગમ શિખરો,—આ નવી સૃષ્ટિ જોઈ એના જીવનમાં પણ નવીનતા ઊતરવા લાગી. આખું યે વાતાવરણ એને ચેતનથી ધબકતું લાગ્યું; જે એણે માનવસમુદાયથી ઉભરાતાં વાતાવરણમાં કદી નહોતું જોયું—કદી નહોતું અનુભવ્યું—તે ચેતન અને જાગૃતિ આજે તેણે અનુભવ્યાં. જગત આટલું સુંદર હોઇ શકે એવો ખ્યાલ એને કદી પણ નહોતો આવ્યો. વર્ષોની મૂક હૃદયવેદનાથી લગભગ મુરઝાઈ ગયેલું એનું હૈયું આજે અહીં નવા જોમથી, નવા ઉત્સાહથી, નવા આનંદથી ધબકવા લાગ્યું.

આ બધું એણે જોયું. અને એ સર્વ એના હૃદયમાં ઊતર્યું. સાંજે આંધી ચઢી, ને રાત્રે મુશળધાર વરસાદ પડ્યા પછી ઠંડી ખૂબ વધી ગઈ. સુનંદાને આથી સવિશેષ આનંદ થયો. એકધારું—લગભગ વિકારરહિત—જીવન અનુભવ-

નાર આત્માને હવાના આ ત્વરિત ફેરફારો ખૂબ જ રુચ્યા. એના હૃદયને કાંઇ નવું-કાંઇ જુદું-જોઇતું હતું, તે એને મળ્યું.

બીજા દિવસની સવારથી એને સૂર્યસ્નાન શરૂ કરવાનું હતું. વૃદ્ધ આયા ભાગીએ સવારમાં ઊઠતાં વાર જ આ વાતની એને યાદ આપતાં કહ્યું: "ડોક્ટરે તમને તડકામાં બેસવાનું કહ્યું છે ને?"

"હા. મને ખબર છે." સુનંદાએ એની સામાન્ય ચીડથી ટૂંકો જવાબ આપ્યો.

"તો ક્યારથી શરૂ કરશો?" એના સ્વભાવથી ટેવાઇ ગયેલી વૃદ્ધ ભાગીએ પ્રશ્ન કર્યો. ભાગી એની ચીડને ગાંઠે તેમ નહોતી.

"મને ઠીક લાગશે ત્યારથી." સુનંદાએ તોછડાઇથી કહ્યું.

"ના, આજથી જ શરૂ કરવાનું છે. જુઓ, આ સામે જ ટેકરી છે, ત્યાં તમને ઠીક ફાવશે." વૃદ્ધ આયાએ પોતાની વયના અધિકારે સુનંદાને આજ્ઞા કરી.

નમતા પહોરે સુનંદા નદીકિનારા પરની ટેકરી ઉપર ગઇ. સ્થળ નિર્જન હતું. ચારે બાજુ ઘીચ ઝાડી હતી. એને ડોક્ટરની સલાહ અને ભાગીની આજ્ઞા યાદ આવ્યાં. ચારે બાજુ એણે દૃષ્ટિ નાખી. દૂર એક ગાય ચરતી હતી. આ જીવતા પ્રાણીની હાજરી એને ખૂચી. ચારે બાજુ સરુ અને પાઇનનાં ઝાડ હતાં. એ ઝાડના પ્રત્યેક પત્રમાં શરીરના સ્થૂલ સ્વરૂપને ભેદી નાંખતી માનવની તીક્ષ્ણ દૃષ્ટિ એણે જોઇ. ચાળીનું ખોલેલું એક બોરિયું એણે બંધ કરી દીધું. તે ત્યાંથી ઊઠી. ચારે બાજુ બીજા કોઇ આથી વિશેષ એકાંત સ્થળની શોધમાં તે ફરી. કોઇ પણ સ્થળે ત્યાં માનવના પગસંચારનાં ચિન્હો પણ એને ન જણાયાં. પણ માનવીની સૌંદર્યભૂખી, કલુષિત દૃષ્ટિ, જોવાને જ ટેવાયેલી સુનંદાને જ્યાં ને ત્યાં-કુદરતનાં નિર્દોષ તત્ત્વોમાં ય ભૂખી, ખાઉધરી માનવઆંખો જ દેખાયા કરી. ત્યાંથી તે પાછી ઘેર આવી.

ભભકભર્યો દેહ જોઈ એ મુગ્ધ થઈ ગઈ. વર્ષોથી પરિચિત સૂર્યને આજે નવા જ સ્વરૂપે એણે જોયો. એ સૂર્યના પ્રકાશમાં નહાવાની ઈચ્છા એના અંતરમાં જાગી. લગ્નની પહેલી રાત્રે, જે ગૂઢ ભાવ એણે નહોતા અનુભવ્યા તે આજે તે અનુભવવા લાગી; અને મનમાં ને મનમાં શરમાઈ ગઈ.

સુનંદા પથારીમાંથી ઊઠી. અને એણે પેલી ટેકરીનો રસ્તો લીધો. હજુ સૂર્યનો પ્રકાશ કોમળ હતો. ટેકરી પર આવતાં એક મોટા સરુના ઝાડ પાસે તે ગઈ, અને એક શિલા ઉપર બેઠી. થોડા આંતરિક ક્ષોભ પછી એણે પોતાનાં ઉપરનાં વસ્ત્રો કાઢ્યા. એના સ્તનપ્રદેશને સૂર્યના સીધા પ્રકાશનો પ્રથમ સ્પર્શ થયો. પવનની એક લહરી આવી, અને એનો સમસ્ત દેહ અને આત્મા કંપી ઊઠ્યાં. એને સંકોચ લાગ્યો. પણ જેમ જેમ સૂર્યનો પ્રકાશ વધતો ગયો તેમ તેમ એનો સંકોચ ઓછો થવા માંડ્યો. સૂર્યરશ્મિના સ્પર્શમાત્રથી એનાં નિર્બળ, નમ્ન, કરમાઈ ગયેલાં સ્તનમાં નવા ચેતનનો સંચાર થતો તેણે અનુભવ્યો. સૂર્યના પ્રત્યેક સ્પર્શે તે પ્રફુલ્લ થવા લાગ્યાં.

ધીમે ધીમે એની ત્વચાને ભેદી એ પ્રકાશ ઊંડે ઊતરવા લાગ્યો. અને એથી યે ઊંડે ઊંડે એના હૃદયના ખૂણાઓમાં તે પ્રસરતો લાગ્યો. એની ઉષ્મા એણે અનુભવવા માંડી. જીવનભરમાં કદી આવી ઉષ્મા એણે અનુભવી નહોતી. હૃદયમાં આવેલી આ ઉષ્માથી ઉત્તેજિત થઈ એણે પોતાનાં સમસ્ત વસ્ત્ર દૂર કર્યાં, અને હરિયાળા ઘાસ ઉપર તે સૂતી. પોતાના જ નગ્ન સૌંદર્યથી શરમાઈ ગઈ હોય એમ એણે પોતાનાં બન્ને નયનો હાથથી ઢાંકી દીધાં. ઘૂંઘટમાંથી પ્રિયતમના દર્શન ચોરી લેતી નવોઢા જેમ તેણે આંગળીઓની વચ્ચેથી સૂર્યને જોયા કર્યો. સૂર્યનું બિમ્બ પણ જાણે ધબકતું હોય એમ એને લાગ્યું. એનો રંગ બદલાઈ વાદળી જેવો થતો લાગ્યો. સૂર્યબિમ્બની કિનાર ઉપર ધોળા ભડકા ઊઠતા લાગ્યા. આ બધું નવું હતું. કુતૂહલથી એને સૂર્યને જોયા જ કર્યો. સૂર્યે એના સમસ્ત દેહને પોતાના પ્રકાશમાં વીંટી લીધો.

પણ સૂર્ય પ્રત્યે તે લાંબો વખત જોઈ શકી નહિ. એની આંખોને એનું તેજ અસહ્ય લાગ્યું. તેણે આંખો બંધ કરી. એની પારદર્શક પાંપણોમાંથી આછો ગુલાબી પ્રકાશ દેખાવા લાગ્યો. એ પણ આખરે અસહ્ય થઈ પડ્યો. તે ઊઠી. પાસેના ઝાડ ઉપરથી બે પાંદડાં ચૂંટી, પોતાની આંખોને એ પત્રોથી એણે ઢાંકી દીધી.

સૂર્યનાં કિરણો એના શરીરમાં–ઊંડે ઊંડે–એનાં હાડકાંને પણ સ્પર્શતાં હોય એમ એને લાગ્યું; અને એથી યે ઊંડે–એનાં હૃદયભાવ અને વિચારોને પણ તે સ્પર્શ્યાં. એના હૃદયભાવની કલુષિતતા ઓગળી જવા લાગી. એની શંકાઓ ધીમેધીમે અદૃશ્ય થવા માંડી; એનું ઠરી ગયેલું હૃદય મીણની માફક ઓગળવા લાગ્યું. આ નવો ફેરફાર અનુભવતાં તે ક્ષણભર મુગ્ધ બની ગઈ; તેને શું થતું હતું તેને પોતાને જ ન સમજાયું. તે ઊઠી, અને કપડાં પહેરી તેણે પોતાના રહેઠાણ તરફ ચાલવા માંડ્યું. સૂર્યના પ્રકાશથી એની આંખો અંજાઈ ગઈ હતી.

ઘેર પહોંચતાં જ "બા, બા," કહેતો વસંત તેના તરફ દોડ્યો. એણે બાળકને બાથમાં લીધો. તેનું શરીર તેને ફીકું લાગ્યું. તેની આંખો નિસ્તેજ લાગી. આ ઊછરતા બાળકને જો સૂર્યનો પ્રકાશ મળે તો તેના શરીરમાં નવું ચેતન રેલાય એની સુનંદાને હવે ખાત્રી થઈ ગઈ હતી. સુનંદાએ વસંતના બધાં કપડાં કાઢી નાંખ્યાં. વસંત જરા ગભરાયો, અને રડવા જેવો થઈ ગયો. બાળકને પણ કપડાંની ટેવ કેવી કપરી વળગી હોય છે!

એને પટાવવા સુનંદાએ એને એક સફરજન આપ્યું, અને એથી સંતોષાયેલો બાળક કપડાંની પરવા કર્યા વગર રમવા દોડી ગયો. સુનંદાના મને સંકલ્પ કરી લીધો: આ બાળક પ્રકાશથી ડરતા માનવઅળસિયા જેવો નહિ થાય. આ જગતમાં અસ્તિત્વ આપી એ બાળકના જીવન સમસ્ત માટે પોતે જવાબદાર છે એનું આજે એને પ્રથમ ભાન થયું.



આમ પ્રત્યેક પ્રભાતે સૂર્યોદય જોવા તે તલસતી. ચળકતા તારાથી મઢેલા આકાશને ભૂખરું થતું તે જોતી. એ ભૂખરો રંગ ધીમેધીમે આછો સોનેરી થતો. અને જ્યારે પૂર્વની ગિરિમાળાને માથે ઘોરતાં વાદળાંઓને ભેદી સહસ્ર કિરણો બારી વાટે પ્રવેશી એના શરીર ઉપર પડતાં ત્યારે તેનું હૈયું હર્ષથી નાચી રહેતું.

જે દિવસે આકાશમાં વાદળાં હોય તે દિવસે ગમગીન રહેતી. ત્યારે સૂર્યરશ્મિના સ્પર્શ માટે એના અણુએ અણુ તલસી રહેતાં. એના શરીરના પ્રત્યેક અવયવમાં—એની નસેનસમાં નવું ચેતન ઉભરાવા લાગ્યું હતું. એનું હતાશ હૃદય પ્રફુલ્લ અને ઉત્તેજિત થયું હતું. અનેક આશા અને કોડ 'આજે

એ હૃદયમાં ઉભરાતાં હતાં. અબજો માણસને અને સમસ્ત પ્રાણી અને વનસ્પતી જગતને પોષતાં ને પ્રેરતાં સૂર્યનાં સહસ્ર રશ્મિ જાણે એના ઉપર જ વર્ષતાં હોય એમ એને લાગતું—જાણે પોતે સૂર્યસમગ્રદૃષ્ટિનું કેંદ્ર ન હોય!

જેમ સૂર્ય પ્રત્યેની તેની આસક્તિ વધતી ગઇ તેમ માનવજગત પ્રત્યેની બેપરવા પણ વધવા લાગી. સૂર્યના પ્રકાશથી ડરતાં, એને પોતાના શરીરથી હમેશાં દૂર રાખવા ઇચ્છતાં, ધોળાં પૂણી જેવાં નાજૂક, નિસ્તેજ શરીરો પ્રત્યે એના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન થઈ. એથી આજ કેટલા ય દિવસો થયા તેણે પોતાની સાથે વસંતને રાખવા માંડ્યો હતો.

બપોરે સૂર્યનો તાપ જ્યારે આકરો લાગતો ત્યારે તે આગળપાછળના ઝાડની છાયામાં જઇને સૂતી, અને નીચે ખીણમાં થઇને વહી જતાં લીદરનાં ઊછળતાં પાણી ઉપર તે મીટ માંડી બેસતી. આ સરિતા પણ હવે તો એની સખી થઇ પડી હતી. લીદરના ઊછળતા, તોફાની ભૂખરા પાણીનો ઉન્માદ એને ખૂબ ગમી ગયો. જેમાં ઊર્મિઓના ઉછાળા ન હોય, આશાનિરાશાના તોફાન ન હોય તે જીવન શાનું? પોતાના આત્માને આવા પ્રશ્નો પૂછતી અને એના મનને અનુકૂળ ઉત્તર એની સખી લીદર તરફથી મળી જતો. હમણાં હમણાં કેટલા યે દિવસોથી એણે લીદર સાથેનું પોતાનું સખ્ય પણ વધાર્યું હતું. દરરોજ સવારે તે નદીકાંઠે જતી અને લીદરના કિનારે કલાકેક સુધી આવી વિચારમાળાઓમાં ગૂંથાયેલા ચિત્તે બેસી રહેતી. કલાકેક સુધી તેના હિમાળા જળમાં તે સ્નાન કરતી અને પછી ટેકરી ઉપર સૂર્યસ્નાન માટે જતી. આમ આ નિર્જન પ્રદેશમાં પણ એણે કુદરતનાં આ બે પરમ તત્ત્વો—પ્રકાશ અને પાણી—સાથે મૈત્રી કેળવી. દેખીતી રીતે એનું એકાંત જીવન આમ ભર્યું ભર્યું થઇ રહ્યું.

કુદરતના આ ગાઢ સમાગમે એની ચામડીનો રંગ ધોળો મટી ગુલાબી થયો હતો. પોતે જાણે નવે જ જન્મે જન્મી હોય એમ એને હરઘડી લાગ્યા કરતું. આ નૈસર્ગિક અવસ્થામાં કોઇ તેને જોઈ જાય તેનો ભય હવે તેના મનમાં બહુ રહ્યો નહોતો. કદીક કોઈ રખડતો ભરવાડ તેને જુએ તો પોતા કરતાં તે ભરવાડને વિશેષ ભય લાગશે એની એને ખાત્રી થઈ ગઇ હતી. કપડાંથી ઢંકાયેલા માનવહૃદયમાં ઊંડે ઊંડે છુપાયેલી—નગ્ન સૌંદર્યથી પણ બીતા—ભયના કીડાને તે જોઈ શકી હતી. એણે એ ભય પોતાની જાતમાં જોયો હતો,

પોતાના નિર્દોષ, અણસમજુ બાળકમાં પણ જોયો હતો. પોતે જાતે આજ વર્ષો સુધી એ કીડાને પોતાના હૃદયમાં રહેવા દઇ, ઉછેરી મોટો થવા દીધો હતો. અને હવે...! સૂર્યનો પ્રકાશ એના દેહના અંતરપડોને પણ ભેદીને એના આત્માના ઊંડાણમાં રહેલા આ કીડા સુધી પહોંચી ગયો હતો. અંધકારના એ કીડાનો આ પ્રકાશથી નાશ થયો હતો એ જોઇ તેને ખૂબ આનંદ થતો હતો.

વસંતના દેહવર્ણમાં પણ સુનંદા જેમ ફેરફાર થયો હતો. એના ફીકા ગાલમાં આજે દાડમની રતાશ ઊતરવા માંડી હતી. એનો ચહેરો પ્રફુલ્લ થયો હતો. પણ હજુ એના હૃદયમાં રહેલો ભયનો કીડો મૃત્યુ પામ્યો નહોતો. તે પોતાની માતાના વર્તન તરફ ભય તથા શંકાથી મિશ્રિત વિસ્મયભરી દૃષ્ટિએ કદી જોઇ રહેતો. એના ઉત્તરરૂપે સુનંદા એના સામું જોઈ હસતી. તેનાં ચકોર ચક્ષુઓમાં સુનંદાને ભયનું કેંદ્ર દેખાતું–જેવું પુરુષનયનોમાં હોય છે તેવું, પણ તેથી નાનું–તેથી ઘણું ઝાંખું. બાળકની આંખોના આ ભાવને તે પ્રકાશનો ભય કહેતી. કારણ, શરૂઆતના દિવસોમાં બને ત્યાં સુધી તે ઝાડની છાયામાં ભરાઇ રહેતો. એને સૂર્યના સીધા, ખૂલ્લા પ્રકાશમાં દોડવા–નાચવાની ઈચ્છા ત્યારે નહોતી થતી. દરિયાને તળિયે, અતલ અંધકારમાં પોતાના છીપના ઘરની હુંફ અને રક્ષણમાં રહેતા કીડાના જેવો તેનો હૃદયભાવ ત્યારે હતો. આ બાળકને જોઇ સુનંદાને ઘણીવાર એ બાળકના પિતાના વિચારો આવતા.

આથી સુનંદા દરરોજ વસંતને પોતાની સાથે લઇ જતી. માનવની સંસ્કૃત કહેવાતી વૃત્તિનું રચાયેલું એ છીપનું કોચલું એને ભાંગી નાંખવું હતું. અને થોડા દિવસોમાં જ તે આમાં સફળ થઇ. કોઈ દિવસ વાદળાં હોય અને વરસાદનાં ચિહ્નો જણાતાં હોય ત્યારે સૂર્યસ્નાન અશક્ય નીવડતું. તે દિવસે વસંત ટેકરી પર જવા જીદે ભરાતો. કપડાંનાં બંધનો એને ખૂંચવા, પીડવા લાગ્યાં હતાં; કપડાં પહેરતાં તે ચીઢાતો અને કદીક રડતો પણ ખરો.

એના દરરોજના આ કાર્યમાં સૂર્યસ્નાનથી કાંઇક વિશેષ હતું. સમાજનાં અનેક બંધનો તળે દબાઈ ગયેલું "કંઇક" એના અંતરમાં પ્રગટ થવા માંડ્યું. એ શું હતું એ સુનંદા પોતે પણ નહોતી સમજી શકતી. પણ પોતાનામાંથી એ નવા પ્રગટ થયેલા તત્ત્વને એણે પોતાની જાત, પોતાના હૃદયભાવ અને વિચારો સોંપી દીધા. કોઇક ગૂઢ ભાવે એનાં દિલ અને દેહમાં સૂર્ય પ્રત્યે ઊંડી ઊંડી આસક્તિ ઉત્પન્ન કરી હતી. એ અંતર્ગૂઢ ભાવનું પૃથક્કરણ કરવામાં તેનું મન નિષ્ફળ નીવડયું. એ

ભાવને દાબવાની વૃત્તિ એના હૃદયમાં ન થઈ. એ તો માત્ર એટલું જ સમજતી કે આ નવો હૃદયભાવ અનુભવતાં એની હૃદયોર્મિઓ ઊછળી રહેતી અને જીવનમાં કદી નહિ અનુભવેલો આનંદ ત્યારે એ અનુભવતી. માનવરચિત સામાજિક નીતિઅનીતિનાં બંધનો આ પળોમાં એના હૃદયને સ્પર્શી શકે એમ નહોતું. યૌવનના આંગણે ઊભેલી કોઈક રસિક મુગ્ધા જેમ કલાકોના કલાકો સુધી–આ સ્થૂલ માનવજગતનું ભાન ભૂલી–પોતાના હૃદયનાથના સહવાસનાં સ્વપ્નાં માણ્યા કરે તેમ–સુનંદા સૂર્યના સહવાસનાં સ્વપ્નો માણ્યાં કરતી. આવી પળોમાં કુંતાની કૌમાર્યાવસ્થા યાદ આવતી. બાળપણમાં સાંભળેલી, કુંતા અને સૂર્યના સંયોગની વાર્તાની આછીપાતળી સ્મૃતિનું પુનરાવર્તન થતું અને એના હૃદયનો ખૂણેખૂણો એ કથાનાં રોમાંચક તત્ત્વોથી ભર્યો ભર્યો થઈ જતો. પોતાની જાતને ક્ષણભર કુંતા માની લઈ, સૂર્યપુત્ર કર્ણની માતા થવાના કોડ એના હૈયાને કોઈ અજ્ઞાત ખૂણે જાગતા. આ ભાવ હૃદયમાં વ્યાપ્ત થતાં, અનુભવતાં જ એના શરીર સમસ્તમાં કોઈક જાતનો અનેરો થનગનાટ થતો–જેવો વસંતની માતા થતાં પહેલાં એણે કદી નહોતો અનુભવ્યો. વસંત જગતમાં અવતર્યો હતો જગતની સામાન્ય રીતિને અનુસરતાં–વણનોતર્યો ને વણવાંછ્યો. એટલે આજે જ જીવનમાં પહેલી જ વાર એણે માતૃત્વની ઝંખના જાણી, પોતાના સ્વત્વને મૂર્તસ્વરૂપે સર્જવાની પ્રબલ કામના આ વખતે એણે પ્રથમ વાર અનુભવી.



સુનંદાને કાશ્મીર આવ્યે ત્રણ માસ વીતી ગયા. આ સમય દરમિયાન ક્વચિત એને આ ટેકરી બહારનું જગત યાદ આવતું, અને એ વખતે તે થોડા સમય માટે શૂન્યમનસ્ક, ગમગીન બની રહેતી. ટેકરી બહારના વિશાળ જગતનું અસ્તિત્વ સદંતર ભૂલી જવા તે ઘણીવાર ઇચ્છતી. પણ વર્ષોથી મનમાં જડ ઘાલી બેઠેલા સંસ્કારો, અને સ્મૃતિઓને માનવમન કેમ ભૂલવા દે! અનંત વિસ્તારવાળું માનવજગત, તેનાં આચારવિચારનાં નીતિનિયમો એને બંધનરૂપ થઈ પડ્યાં હતાં. સંકુચિત છતાં સ્વતંત્ર વિચાર, ભાવ અને પ્રવૃત્તિને પ્રેરે એવી આ ટેકરી ઉપર જીવન સમસ્ત ગાળવાની એની ઇચ્છા દિનપ્રતિદિન વિશેષ પ્રબલ થવા માંડી. રાત્રે પથારીમાં સૂતાં સૂતાં જ ઘણીવાર વિસંવાદી વિચારોની મથામણ એના મનમાં જાગતી. પણ ટેકરી પર આવતાંવેંત—સૂર્યના પ્રકાશનો સ્પર્શ થતાં—કલ્લોલતી કુદરત સાથે એનું હૃદય કલ્લોલી રહેતું. ત્યારે ભૂતકાળની સ્મૃતિઓ એના વર્તમાન સુખને કે ભાવી સ્વપ્નોને સ્પર્શી પણ નહોતી શકતી.

એક બપોરે સુનંદા અને વસંત જ્યારે ટેકરી ઉપર પોતાનાં દૈનિક કાર્યોમાં પ્રવૃત્ત થયેલાં હતાં ત્યારે અણધારી વૃદ્ધ આયા ભાગી ત્યાં આવી. સુનંદાની છેક નજદીક આયા ન જઇ શકી. તેની સામે પણ તે ન જોઇ શકી. સૂર્યનો દેદીપ્યમાન પ્રકાશ પી પીને પ્રકાશવંતો બનેલો સુનંદાનો દેહ જાણે તેનાં વૃદ્ધ, ઝીણાં, ઝાંખાં નયનોને આંધળાં કરી મૂકતો હોય તેમ તેણે દૂરથી જ કહ્યું, "બાઇ શેઠ આવ્યા છે."

"મારા પતિ ? અત્યારે ? અહીં ?" વિસ્મિત થયેલી સુનંદાએ પોતાની જાતને જ આ પ્રશ્નો પૂછી લીધા. એમાં લાંબા વિયોગ પછી સંયોગનો વિચાર આવતાં—સંયોગની આશા ફૂટતાં–હૃદયભાવમાં જે તલસાટ જાગે છે તે નહોતો. અણધારી હકીકત જાણતાં, અણઇચ્છેલું બનવા પામતાં, હૃદયમાં જે વિસ્મયની લાગણી પ્રગટે તે એમાં હતી.

વિસ્મયમૂઢ સુનંદા તરફથી કાંઇ જવાબ ન મળતાં ભાગીએ ખબરની પૂરવણી કરતાં કહ્યું. "શેઠ અચાનક જ આવ્યા છે, ને મારી સાથે અહીં જ આવ્યા છે."

"વારુ, અહીં મોકલ." સુનંદાએ ઠંડો, ધીમો જવાબ દીધો.

સુનંદાની વસ્ત્રહીન અવસ્થા અને શેઠનું આગમન એ બેનો વિચાર કરતી, મુખ ઉપર આછું સ્મિત ફરકાવી વૃદ્ધ ભાગી આવી હતી તેમ ધીમે પગલે ચાલી ગઇ.

જાણે કાંઇપણ બન્યું જ ન હોય એમ બેદરકારીથી સરુના ઝાડ નીચે શિલા ઉપર બેસી રહી. એણે દૂરથી સુધીરને પોતા તરફ આવતો જોયો. તેની ચાલ ધીમી હતી, અસ્થિર હતી. તેણે સુનંદાને જોઇ હતી, પણ જમીન ઉપરના પત્થર અને વેલાઓથી પોતાની જાતને રક્ષતો હોય તેમ તે નીચી દૃષ્ટિથી ચાલતો. તે સુનંદાની પાસે આવ્યો ને સુનંદા ઊભી થઇ એને આવકાર દેવા. પણ એ આવકાર હતો શિષ્ટાચાર પૂરતો, હૃદયની ઊર્મિના ઉછાળા વિનાનો.

એનું નગ્ન સૌંદર્ય જોઇ સુધીરની આંખે ઝાંખ વળી. આ દેહને એણે અનેકવાર જોયો હતો. એ દેહના માલિક હોવાનો એણે વર્ષો સુધી દાવો કર્યો હતો. પણ સમય, સ્થળ અને સ્થિતિ આજે બહુ નિરાળાં હતાં. એ દેહ આજે એને બહુ જુદો દેખાયો. જાણે કોઇ તદ્દન અપરિચિત વ્યક્તિની સમક્ષ પોતે ઊભો હોય એમ એને લાગ્યું. એ દેહ ઉપરના પોતાના સ્વામિત્વનો વિચાર

સરખો ય આજ એના મનમાં ન આવી શક્યો. પોતે જાણે કોઇ સમર્થ શક્તિની—જોગમાયાની—સન્મુખ ઊભો હોય તેમ તે ક્ષણભર કેવળ મૂઢ બની ઊભો રહ્યો. પણ પોતાનું પુરુષત્વ યાદ આવતાં, મહાપ્રયત્ને તેનાથી "સુના," એટલું જ બોલી શકાયું.

આશ્ચર્યમુગ્ધ સુધીર આથી વિશેષ કાંઇ ન બોલી શક્યો. એના મૌનનું કારણ કળી ગયેલી સુનંદા આખરે બોલીઃ

"તમે આજે, અત્યારે અચાનક અહીં ક્યાંથી?"

"હું ધાર્યા કરતાં વહેલો નીકળી શક્યો એટલે સીધો અહીં જ આવ્યો." સુધીર હજી સુનંદા ઉપર દૃષ્ટિ નહોતી માંડી શક્યો.

બન્ને પાસેની શિલા ઉપર બેઠાં. સુધીરના હૃદયમાં રહેલો નમ્રતાનો ભાવ સુનંદા પામી ગઇ હતી. સુધીર સુનંદાના તામ્રવર્ણા પગ પર દૃષ્ટિ માંડી રહ્યો હતો. લજ્જા અને ભયનો ભાવ છુપાવવા સુધીરે દૃષ્ટિ સહેજ પણ ફેરવ્યા વગર શિષ્ટાચાર—ભર્યો પ્રશ્ન કર્યો.

"સુના, હવે તારી તબિયત કેમ છે?"

"તમને કેવી લાગે છે? સુનાએ એ જ ભાવે સામો પ્રશ્ન પૂછ્યો.

"મને તો ખૂબ જ સુધારો લાગે છે." સુધીરે પહેલી જ વાર સુનંદાની આંખોમાં જોયું. પણ એ આંખ સામે એ મીટ ન માંડી શક્યો. આ વસ્તુ-સ્થિતિથી નહિ ટેવાયેલી એની દૃષ્ટિ શરમથી ભયથી સંકોચાઇ ગઇ. કદી જીવનભર નહિ અનુભવેલો એવો ક્ષોભ આ ક્ષણમાં તેણે અનુભવ્યો. આ ક્ષોભ છુપાવવા એને કાંઇ આધારની જરૂર જણાઇ, એટલે ફરી એણે મહામહેનતે વાર્તાલાપ આગળ ચલાવ્યો.

"વસંત ક્યાં છે?"

"ત્યાં ઝાડી પાસે રમતો હશે." આંગળી ચીંધી સુનંદાએ જવાબ આપ્યો. ચાલો આપણે ત્યાં જ જઇએ."

બન્નેએ ઊઠી ચાલવા માંડ્યું. આગળ સુનંદા ને પાછળ સુધીર. સુનંદાની દૃષ્ટિ એના તરફ નહોતી એટલે પુરુષહૃદયની સહજ ચોરવૃત્તિ સુધીરના હૃદયમાં પ્રગટ થઇ. માણસને શરમ આંખોની જ હોય છે ને? એ આંખો અત્યારે એનાથી વિમુખ હતી. એટલે એણે સુનંદાના દેહ ઉપર મીટ માંડી.

મનોભાવમાં સૌંદર્યને જોતાં વિકાર ઉત્પન્ન થયો અને તે સાથે આ દેહના સ્વામીત્વનો ભાવ એના હૃદયમાં જાગ્રત થયો.

સુધીરના મનમાં અત્યારે શી ગડમથલ થતી હશે તે સુનંદાએ કલ્પી લીધું હતું. એના દેહસૌંદર્ય ઉપર બે ખાઉધરી આંખો એકીટશે તાકી રહી છે એવો એને ભાસ થયો. એણે જરા ડોક ફેરવી પાછળ જોયું ને તે સાથે જ ગુનેગારના જેવી વૃત્તિથી સુધીરની બે આંખો જમીન ઉપર ઢળી ગઈ. એક વખત સ્વામીત્વનો દાવો કરનાર હૃદયમાં ઊપજેલો આ ભય જોઇ સુનંદાનું હૃદય હસુંહસું થઈ ગયું. મહાપ્રયત્ને એણે હસવું રોક્યું. આ પરિસ્થિતિમાં એને પોતાનો વિજય અને સુધીરની હાર જોઈ. જગતનો, પોતાના જીવનનો ક્રમ એને પલટાતો લાગ્યો. વર્ષો સુધી પોતાનાં દેહ, મન અને હૃદય ઉપર માલિકી ભોગવનાર આ પુરુષની હાર થતી જોઇ વેરતૃપ્તિનો ભાવ એના હૃદયમાં જાગ્રત થયો–એના મોઢા પર ઘડીક સ્મિત ફરક્યું, ને સંયમ બલવત્તર થતાં તે ઊડી ગયું. એની પાછળ ચાલતો સુધીર આ બધું ન પામી શક્યો.

સુધીરે ધારી ધારીને સુનંદાનો નવો દેહ જોઇ લીધો. ફીકી, સફેદ ચામડીથી મઢેલું હાડપીંજર જોવાને ટેવાયેલો સુધીર, પોતાથી અનેકગણી શક્તિશાળી વ્યક્તિની સાથે હોય એમ એને લાગવા માંડયું. પુરુષનો મનો-વિકાર સામાન્યતઃ પોતાથી નબળી વ્યક્તિ પ્રત્યે ઉત્તેજાય છે. પોતાથી વિશેષ ગૌરવશાળી વ્યક્તિને જોઇ આ વિષયમય વિકાર માનના રૂપમાં ફેરવાઈ જાય છે. અને પુરુષને પોતાની જાતને તુચ્છ, ક્ષુદ્ર ગણવા પ્રેરે છે. આવું કાંઇક ધીમે ધીમે સુધીરના હૃદયમાં ઊંડે ઊંડે થવા લાગ્યું.

વસંત એક બદામના ઝાડ નીચે બદામ વીણતો હતો. એણે આ બન્નેને આવતાં જોયાં. જોઇએ તેથી અનેકગણાં વિશેષ કપડાં પહેરી, પોતાની નગ્નસૃષ્ટિમાં આવતી આ વ્યક્તિ પ્રત્યે તેણે એક તીક્ષ્ણ નજર નાંખી. આ અજાણ્યા જેવા લાગતા માણસની હાજરીની નોંધ લેવામાં પણ જાણે પોતાના કાર્યમાં વિક્ષેપ પડતો હોય તેમ તે પાછો પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો. "કેમ વસંત કેવો સુંદર લાગે છે?" પોતે એને સુંદર બનાવ્યો છે એ વિચારમાં ગર્વ લેતી માતાએ કહ્યું.

"ખૂબ જ સુંદર લાગે છે, એના શરીરમાં અજબ ફેરફાર થયો છે." આ સિવાય સુધીર બીજો ઉત્તર આપી શકે એમ નહોતું. આ નગ્નસૃષ્ટિમાં પોતે અસ્થાને છે એવું તીવ્ર ભાન એને ક્ષણેક્ષણ થઈ રહ્યું હતું.

વસંતની પાસે આવતાં તેણે પોતાના બાળકને ઊંચકી લીધો આ વહાલ-ભર્યું બંધન વસંતને ના રુચ્યું. તેણે તે સામે બળવો કરવા યત્ન કર્યો, પણ સુનંદાની દૃષ્ટિથી બાળકની આ વૃત્તિ દબાઈ ગઈ.

"વસંત, પપ્પાને બદામ બતાવ." માતાની વહાલભરી આજ્ઞા થઈ. બાળકે પોતાના હાથમાંની ત્રણ બદામ પોતાના પિતા સામે ધરી. પોતે જે નવું શીખ્યો હતો તે બતાવવાની સહજ ઇચ્છાથી બાળક બોલ્યો: "એક બદામ, બે બદામ, ત્રણ બદામ; આ મારી, આ બાની, આ ભાગીની."

આ બાળકની સૃષ્ટિમાં પણ પોતાને સ્થાન નથી એ સુધીરે જોયું. ને હસતાં હસતાં પૂછ્યું; "ને પપ્પાની બદામ ક્યાં છે?"

બાળક મુંઝાયો. પણ તરત જ ઊંચે ઝાડ તરફ આંગળી ચીંધી તે બોલ્યો, "પેલી ઊંચે ઝાડ ઉપર છે તે પપ્પાની."

સુધીર બાળકની ચતુરાઈ ઉપર મુગ્ધ થયો હોય તેમ તેણે વસંતને એક ચુંબન કર્યું. વસંત પોતાની બદામ શોધવાની પ્રવૃત્તિમાં પડ્યો. સુધીર અને સુનંદા ઝાડ નીચે બેઠાં.

"તમે કેટલા દિવસ અહીં રોકાશો?" એક મહેમાનને પૂછતી હોય તેવા ભાવે સુનંદાએ પ્રશ્ન કર્યો.

"દસેક દિવસ. હવે આપણે બધાં અહીંથી સાથે જ જઈશું." જરા સંકો-ચથી સુધીરે પાછળના શબ્દો ઉચ્ચાર્યા.

સુધીરના આવવા વિશેનો પત્ર આવ્યો ત્યારથી જ સુનંદાને આ આગામી પરિસ્થિતિનો પ્રશ્ન મૂંઝવી રહ્યો હતો. એક વખતની દબાયેલી, નિષ્પ્રાણ, વ્યક્તિત્વ વગરની સુનંદા હવે જુદી હતી. એના હૃદયમાં સ્વત્વનો ભાવ જાગ્રત થઈ ચૂક્યો હતો, એટલું જ નહિ પણ પ્રકૃતિના સહવાસે એ ભાવ પોષાઈ આજે ઘણો સુદૃઢ થયો હતો.

*"ના, મારે મુંબઈ નથી આવવું. ત્યાં મને નહિ ગમે."* સાદી, સીધી ભાષામાં સુનંદાએ પોતાનો હૃદયભાવ વ્યક્ત કર્યો.

આ અણધાર્યો જવાબ સાંભળી ઘડીભર સુધીર અવાક્ બની ગયો. વર્ષોના સહવાસ દરમિયાન ગમવા ન ગમવાનો પ્રશ્ન સુનંદાએ કદી ઉપસ્થિત નહોતો કર્યો. કપડાંનાં રંગ, પોત અને સિલાઈ જેવી ક્ષુલ્લક બાબતોમાં પણ એણે

સ્વેચ્છા કે આત્મરુચિ કદી વાપર્યાં નહોતાં. એ સુનંદા આ શબ્દો બોલતી હતી એ ઘડીભર એના માનવામાં પણ ન આવ્યું. આ નમ્ર સ્ત્રીશક્તિની સામે એણે જોયું ત્યારથી જ તે પોતાનું સ્વામીત્વ તો લગભગ ભૂલી ગયો હતો.

"ભલે, તું હમણાં ના આવતી. તારું દિલ થાય ત્યારે આવજે." અતિશય, શાંત અવાજે સુધીરે કહ્યું. આવા ધીમા, નમ્ર શબ્દો સુનંદાએ સુધીરના મુખેથી જીવનમાં પહેલી જ વાર સાંભળ્યા. ને એને પોતાના સ્વત્વના પ્રભાવનું એ સાથે ભાન થયું.

"ના, હું હવે કદી પણ મુંબઈ આવવાની જ નથી." દૃઢ અવાજે સુનંદા બોલી. "આ સ્થળ છોડવું મને નહિ ગમે. મુંબાઈના શુષ્ક, સંકુચિત વાતાવરણમાં હું ગુંગળાઈ જઈશ, મરી જઈશ."

મૃત્યુ પ્રત્યે સદા ઉદાસી રહેતી આ સ્ત્રીમાં જીવવાની આટલી તમન્ના ક્યાંથી-ક્યારે-કેવીરીતે આવી એનો ખ્યાલ સુધીરની કલ્પનાથી હજારો ગાઉ દૂર હતો. પણ એને આ જીવનની તમન્ના, જીવનના આનંદથી રસબસ થયેલા શબ્દો ગમ્યા. એને કદી નહિ અનુભવેલી એવી ઊર્મિ સુનંદા પ્રત્યે થઈ આવી. આ ઊર્મિથી પ્રેરાઈ-જાણ્યે અજાણ્યે-સુનંદાના હાથ પર એનો હાથ મુકાઈ ગયો. સુધીરનો આ સ્પર્શ જુદો હતો. સુનંદાને કેવળ અપરિચિત હતો. હૃદયમાં જાગેલી ઊર્મિ બોલી ઊઠી:

"સુના, તું ઘેલી થઈ ગઈ લાગે છે. મુંબઈ વગર આપણો ક્યાંય આરો છે? તને ફાવે તો હજી બીજા બે મહિના તું અહીં રહે. હું ફરી પાછો આવું ત્યારે તું આવજે."

"એટલે બે મહિના પછી પણ ફરી પાછું એનું એ જ. જીવનને ગુંગળાવી નાંખે તેવા મુંબઈના ધુમાડા ને ધમાલથી ભરેલું એ કલુષિત વાતાવરણ. એ જ એકધારું જીવન, એ જ એકધારી, નિષ્પ્રાણ, અર્થહીન, આત્માને પણ થકવી નાંખે એવી પ્રવૃત્તિ. એનો એ ટીકાખોર, દંભી સમાજ; ને એ જ સામાજિક શિષ્ટાચારો. ના મારાથી એ બધું પળવાર નહિ સહેવાય." સુનંદાની વહેતી વાણી સાંભળી સુધીર તો મૂઢ જ બની ગયો, સુનંદાનો વાણીપ્રવાહ વિશેષ જોરથી વહેવા લાગ્યો, "મારે તો સદાકાળ માટે અહીં જ રહેવું છે. આ અનંત ગિરિમાળા ને આ કલકલ વહેતાં પાણી; ક્ષણક્ષણ બદલાતાં આ વાદળાં ને આ શીતળ, ધીમો પવન આ હરિયાળી ભૂમિ અને આ વરેણ્ય ભર્ગ એ જ

મારો સમાજ ને એ મારો સંસાર. આ ટેકરી મારું ઘર ને આ વૃક્ષો ને શિલાઓ મારાં સ્વજન—આજનાં અને સદાકાળનાં. તમે તમારે જાવ. હું તમારી સાથે નહિ આવું."

ઉશ્કેરાઈ ગયેલી સુનંદાની આંખમાં પાણી આવ્યાં. તેના હૃદયમાંથી દિવસો થયા બહાર આવવા મથી રહેલા શબ્દો બહાર આવ્યા ને તે સાથે એનું હૃદય શાંત બન્યું. શોકમગ્ન માનિની જેવી તે શાંત બની—સુધીરથી વિમુખ બની બેઠી.

"સુના! તારું મગજ આજે અસ્વસ્થ લાગે છે." સુધીરે વધતી વાત અટકાવવા કહ્યું, "આપણે નિરાંતે એનો વિચાર કરીશું. બધું તારી ઈચ્છા પ્રમાણે જ થશે. આપણે મુદ્દત નક્કી નહિ કરીએ. જ્યારે તારું દિલ અહીંથી ઊઠે ત્યારે આવજે, બસ."

સુનંદાથી વિરુધ એક અક્ષર પણ ઉચ્ચારવાની આજે સુધીરમાં હિંમત નહોતી. કારણ, એના હૃદયમાં દંભ હતો, ભયનો કીડો હતો. બીજે પક્ષે સુનંદા એ બન્નેથી પર હતી. જીવનના ઉલ્લાસથી થનગનતું એનું હૃદય સમાજ પ્રત્યેની બેપરવાઈ અને તિરસ્કારથી ભરેલું હતું.

સુનંદામાં થયેલો આ માનસિક ફેરફાર જોઇ સુધીરનું હૃદય ડંખતું હતું. જેના ઉપર અત્યાર સુધી પોતે દાસીદાવો કર્યો હતો તે પત્નીને પોતે હંમેશ માટે ગુમાવી બેઠો છે એનું તીવ્ર ભાન એને થવા લાગ્યું. વિરોધ વિલયથી કેવળ અજ્ઞાત, ઉદાસ, ઓછાબોલી સુનંદા એને યાદ આવી. ત્યારે એને નહોતી જાણી સ્વેચ્છા કે સ્વતંત્રતા. પતિની મહેરબાની અને મનસ્વીપણા પર જીવતી સુનંદા ત્યારે કટુમાં કટુ શબ્દ પણ મૂંગે મોઢે સહી લેતી. સામાન્ય સંસારભાર નીચે દબાઇ ગયેલી સ્ત્રીમાં આ સ્વાતંત્ર્ય અને આ પ્રબલ સ્વેચ્છા ક્યાંથી આવ્યાં? અને પોતે વર્ષોથી મનસ્વીપણે પતિપણું કરતો તે આજે એના એક શબ્દનો વિરોધ પણ નથી કરી શકતો. સુનંદાની ઇચ્છાવિરુદ્ધ આજસુધી એણે એની પાસે અનેક વસ્તુ કરાવી હતી. સુનંદામાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ હતી એનું એને કદી ભાન પણ નહોતું આવ્યું. આજે એનું એ પતિપણું મનસ્વીપણું ક્યાં ગયું?

સુધીરના મૂઢ બનેલા મનમાં તરંગોની પરંપરા ઊઠતી જ રહી. પતિપત્ની બન્ને થોડી વાર શાંત બેસી રહ્યાં. એટલામાં ત્યાં વસંત આવ્યો. થયેલી વાત-ચીત વિસારે મુકાઇ. અગર કાંઇ જ ન બન્યું હોય એવું દર્શાવતા દંભનો બન્ને

હૃદયમાં સંચાર થયો. જન્મથી જ વળગેલું દંભનું ભૂત સ્વૈરવિહારમાં પણ માણસને ક્યાં છોડે છે?

વસંતે આવી પિતા સામે હાથ ધર્યો. એ હાથમાં ત્રણને સ્થાને હવે ચાર બદામ જોઇ, અને બાળકનો મૂક અભિનય જોઈ પિતાનું હૃદય હરખાયું. બાળક પિતાના ખોળામાં ચઢી બેઠો; પણ કોણ જાણે કેમ કપડાંથી વીંટાયેલો સુધીરનો દેહ એને ન ગમ્યો. બાળક બેઠો તેવો જ ઊઠી ગયો. સ્વાભાવિક નિર્દોષતાથી બાળકે પિતાને કોટ કાઢી નાંખવા આંગળાથી અને મુખભાવથી સૂચવ્યું. નગ્નની સૃષ્ટિમાં પોતાને સ્થાન નથી એનું ભાન તો એને ક્યારનું યે થયું હતું. એણે કોટ કાઢી નાંખ્યો. પણ હજી વસંતના મનમાં ઘણો અસંતોષ રહી ગયો હતો એમ સુધીર અને સુનંદા બન્નેને લાગ્યું. વિષમ વસ્તુસ્થિતિ ઉત્પન્ન થાય તે પહેલાં જ સુનંદાએ ત્યાંથી ઊઠવાનો સંકેત કર્યો.

ઝાડના પડછાયા લંબાવા માંડયા હતા. સુનંદાએ કપડાં પહેરી લીધાં. અલ્પપરિચિત વ્યક્તિઓની જેમ સામાન્ય વાતો કરતું આ દંપતી અને પાછળ ચાલતું બાળક ટેકરી પરથી ઊતરી પોતાના રહેઠાણ તરફ ચાલવા માંડ્યાં



જમી પરવારી બધાં સૂતાં. પથારીમાં પડી તેવી જ સુનંદા એક સુખી, સંતોષી માનવની જેમ ઊંઘી ગઇ. લાંબા પ્રવાસથી થાકેલો હોવા છતાં સુધીરને ઊંઘ ન આવી. એનું ચિત્ત ચકડોળે ચઢ્યું. દેખીતી અવગણનાથી ભરેલું સુનંદાનું વર્તન, એને સાલવા માંડ્યું. ત્રણ ત્રણ મહિના પછીનું મિલન—અને છતાં આવી ઉપેક્ષા, આવું મૌન, આવો સ્પષ્ટ ઊર્મિમાત્રનો અભાવ! આ શાંત ઓરડાના વાતાવરણમાં અભાવ કરતાં યે ઇન્કારનો ભાવ તે અનુભવવા લાગ્યો. આ વસ્તુસ્થિતિ પરત્વે વિશેષ ખુલાસાથી સુનંદા સાથે વાત કરવા એણે વિચાર કર્યો. પણ એના આગમન કે અસ્તિત્વનો સુનંદાના હૃદયથી થતો ઇન્કાર જોઈ કાં તો એનું હૃદય ઘવાયું હતું કે કાં તો એક વખતની દબાયેલી, કહ્યાગરી સુનંદાથી આજે અત્યારે એ ડરતો હતો; ગમે તે હોય પણ સુનંદાને જગાડવાની હિંમત તે ન કરી શકયો. એને આજે સુનંદા બીજે સ્વરૂપે જ દેખાતી હતી. જેને તે વર્ષોના સ્વામીત્વભર્યા સહવાસ દરમિયાન કદી નહોતી જોઈ, કદી નહોતી કલ્પી તેવી—ભવ્ય, ભયંકર, ગૌરવશીલ.

આ વિચારમાં તેનું ચિત્ત ગુંચાયેલું હતું. એની આંખો આકાશના

ફાર્બસ ગુજરાતી ...
તરફથી સપ્રેમ ભેટ



તારાઓ પર મીટ માંડી રહી હતી. રાત્રિ વધતાં તારાઓને ટીકી ટીકી જોઇ રહેલી એની આંખો, ને વિચારઓલે ચડેલું એનું ચિત્ત એ બન્ને સ્વપ્નમય થવા લાગ્યાં. અર્ધજાગ્રત અવસ્થામાં એણે આકાશની છટાછાયા આંખો ભરી ભરીને જોયા કરી. આકાશના તારાઓથી રચાતી ગૂઢ આકૃતિઓમાં એને જુદા જુદા ભાવ દેખાવા માંડયા. એની નજર એક નક્ષત્ર પર ઠરી. ધીમે ધીમે એ તારાઓમાંથી એણે શિકારીની આકૃતિ જોઇ. શિકારીના હાથમાં ધનુષ્ય હતું. એણે પોતાના લક્ષ્ય ઉપર તીર માંડયું હતું. બીજી ક્ષણે એણે એ લક્ષ્યની દિશામાં જોયું. તારાઓના આ નાના ઝૂમખામાં એણે હરણની આકૃતિ જોઇ. નજર ફેરવી એણે શિકારીના મોઢા ઉપર મીટ માંડી. એ મુખ ઉપર એણે માત્ર ક્રૂરતાભર્યો નિશ્ચય જ જોયો; એની અગ્નિ ઝરતી આંખો ઉગ્ર ને ભયંકર હતી. એણે ટીકી ટીકીને જોયા જ કર્યું. ધીમે ધીમે એને લાગ્યું કે એ શિકારીની મુખાકૃતિ એને પોતાને જ મળતી આવતી હતી. એણે હરણ તરફ નજર ફેરવી. પણ ત્યાં હવે કાંઇ જ નહોતું. આ દર્શને એનું મન ખિન્ન થયું. કુદરતના તત્ત્વદર્શનમાં અર્થ ન જોવાને ટેવાયેલું એનું મન કાંઈ સમજી કે પામી ન શક્યું. જીવનમાં જાણે પહેલી જ વાર આકાશ અને તારાઓ જોતો હોય તેમ આશ્ચર્ય અને કુતૂહલભરી મુગ્ધ દૃષ્ટિએ એણે ક્યાં સુધી આકાશના તારાઓ તરફ જોયા કર્યું. અને એમ કરતાં કરતાં એ ક્યારે ઊંઘી ગયો એનું ભાન કે સ્મરણ સુદ્ધાં એને ન રહ્યું.

❦

બીજા દિવસનું પ્રભાત થયું. ભગવાન સવિતાનારાયણ હજી પૂર્વ ઉપર એની ઢંકાયેલાં શિખરો પાછળ હતા. એમના આગમનની નોબતે મોહીને ઘેરનાર રંગનાં સુરેખ કિરણો આ હિમાચ્છાદિત દિ સૌંદર્યતૃષ્ણા જાગી. એ સૌંદર્ય-અવકાશમાં થોડે ઊંચે સુધી દેખાઈ પ્ર ખેંચવા લાગ્યું. પણ મનમાં બે ભય જતાં હતાં. આ પ્રકાશની પૂર્વદિશાએથી ઉપસ્થિત થતો મર્યાદાનો ભાવનાજન્ય રહ્યાં હતાં; પણ પ્રકાશનું પગર દેહને થથરાવી મૂકે તેવાં પાણીનો ભય.

નિત્યનિયમ મુજબ સુનંદા. એણે પાણીમાં હાથથી છબછબિયાં કરી પોતાની પ્રતીક્ષા કરતી તે ઊઠી અને ઉગાડવા માંડયું. માતા અને પુત્ર મસ્તીએ ચડયાં ગયાં. સનાતન ગર્જના કુંવારે છૂપો આનંદ અનુભવ્યો. એના મનમાં ઘુંઘવાતો પ્રચંડ શિલાઓ સાથે ગયો. આખરે પેટમાં પ્રબલ કામના જાગતાં વસંત બહાર હતાં. આ ભવ્ય સંગી



૭ •

પ્રતીક્ષા કરતી, પરોઢિયે કલાકેક સુધી નદીકાંઠાની શિલા પર તે એકચિત્તે બેસી આ ભવ્ય, ઘેરું, મધુરું સલિલ-સંગીત સાંભળ્યા કરતી. કદીક ચિત્ત પ્રસન્ન કરવા પોતાનો મીઠો, ધીમો સાદ પણ તેમાં તે પૂરતી. ચારે બાજુ અનાદિ-કાળથી ઊભેલાં ઉન્નત ગિરિશૃંગો વચ્ચે આ દ્વિવિધ સૂર વિશેષ ઘેરા બનતા; ને સુનંદા પોતાના જ કંઠ ઉપર મોહી પડી વિશેષ જોરથી ગાવા માંડતી. ગિરિગહ્વરોમાંથી એના ગીતનો પ્રતિધ્વનિ ઊઠતો ને જાણે એના ગીતના ભાવનો ઉત્તર મળતો હોય તેમ મુગ્ધહૈયે તે પડઘા સાંભળ્યા કરતી.

આજે પણ આવી તે નદીકાંઠાની શિલા પર બેઠી. લીદરનાં હિમાળાં પાણીમાં પોતાના પગ લંબાવી, નાના બાળક જેમ તેણે પાણીમાં છબછબિયાં કરવા માંડ્યાં. પાણીનો ઊછળતો તોફાની વેગ એને ખેંચવા મથતો હતો. એણે પાણીનું આવ્હાન સ્વીકારી લીધું ને શિલા ઉપર જ પોતાનાં કપડાં મૂકી એણે નદીના વેગવાન પ્રવાહમાં પડતું મૂક્યું. એનો દેહ ઘસડાવા માંડ્યો. થોડીવાર આ રીતે એણે ઘસડાવાનું પસંદ કર્યું. તે ઊભી થઈ; ત્યાં પાણી થોડાં હતાં પણ વેગ ઘણો હતો. એણે પ્રવાહની સામે ચાલવા માંડ્યું. બે હાથથી પાણી કાપતી તે આગળ વધી. એના પ્રત્યેક પગલામાં જોમ હતું, નિશ્ચય હતો, સ્થિરતા હતી. પ્રકૃતિના પ્રચંડ બળ સામે બાથ ભીડવામાં એને અનેરો આનંદ મળતો. બે મહાશક્તિઓ વચ્ચેની અથડામણ જોઈ મુગ્ધ થતો હોય તેમ સૂર્યે બે શિખરો વચ્ચેથી ડોકિયું કર્યું. સુનંદાએ આછા સ્મિતે સૂર્યને આવકાર્યો. પ્રીતમની પ્રતીક્ષા કરતી પ્રિયતમા તેને જોઈ સામે જાય તેમ તેણે પ્રવાહમાં ... .. નમવા માંડ્યું; ને છેવટે શિલા પાસે આવી તે અટકી.

આવી ઉપેક્ષા, આનુ ... આવતાં એણે જોયા. પિતાની આંગળી ઝાલી એને
ઓરડાના વાતાવરણમાં અભા... ...ીના પાણી પાસે આવવા મથતો હતો. સુધીર
આ વસ્તુસ્થિતિ પરત્વે વિશેષ ખુલાસો. પાણી પાસે આવ્યા કે તરત જ વસંતે
કર્યો. પણ એના આગમન કે અસ્તિત્વનો ... તે સુનંદાની બાથમાં લપાઇ ગયો.
કાં તો એનું હૃદય ઘવાયું હતું કે કાં તો ...
સુનંદાથી આજે અત્યારે એ ડરતો હતો; ગમે ... કર્યું. પાણીમાં તરતા સુનંદાના
વાની હિંમત તે ન કરી શક્યો. એને આજે સુનંદ... સૂર્યનાં પ્રથમ કિરણોથી પ્રકા-
હતી. જેને તે વર્ષોના સ્વામીત્વભર્યા સહવાસ દરમિયા... ...ી નીચે પાણીમાં તરવતો
નહોતી કલ્પી તેવી—ભવ્ય, ભયંકર, ગૌરવશીલ. ... ક્ષણભર ઠરી ગઈ. કોઈ
...ગ્યું. પોતે કોણ હતો,
આ વિચારમાં તેનું ચિત્ત ગુંથાયેલું હતું. એની ...એને સ્વપ્નવત્ લાગ્યું.

એના હૃદયભાવ પામી ગઈ હોય તેમ સુનંદાએ જરા ઊંચે જોયું—આછું સ્મિત કર્યું. એ સ્મિતે એને આકર્ષ્યો. એને પણ પાણીમાં પડવાનું મન થયું. પાણીના આકર્ષણે નહિ, પણ પાણીમાં પડેલી સૌંદર્યરાશીનું સાન્નિધ્ય અનુભવવાના આકર્ષણે તે લોભાયો. એણે એક પગલું આગળ ભર્યું ને પાણીમાં પગ મૂક્યો. બરફ જેવા ઠંડા પાણીના સ્પર્શમાત્રથી એનો દેહ કંપી ઊઠયો. પગ મૂક્યો તેવો જ તેણે પાછો ખેંચી લીધો. માતાપુત્ર ખડખડાટ હસી પડ્યાં.

એ હાસ્યના અવાજમાં એણે પોતાના પુરુષત્વનું અપમાન અનુભવ્યું. સુનંદાને મનમાં થયું: પ્રકાશ અને પાણીથી બીતો એનો આ પામર પતિ! પ્રકૃતિ સાથે ઝઘડવા તત્પર થતો ને પ્રકૃતિનાં જ તત્ત્વોથી ગભરાતો આ માનવ! આ વિચાર માત્રથી સુનંદા પાછી ગંભીર બની ગઈ. અપમાનથી પ્રેરાઈ સુધીરે બીજો યત્ન કર્યો. આ વખતે તે પાણીમાં બે ડગલાં આગળ વધ્યો ને ક્ષણભર ત્યાં ઊભો પણ રહ્યો. પણ આ હિમાળું પાણી તે વધુ વખત ન સહી શક્યો. ફરી તે કિનારે આવી ઊભો. માતા અને પુત્ર ફરી પાછાં હસ્યાં. વિના યત્ને સુધીરથી પણ હસી પડાયું; પણ મનમાં આ અપમાનનો ડંખ હજી એને ખૂંચતો હતો.

વસંતનું શરીર ઘસી સુનંદાએ એને નવડાવવા માંડ્યો. સુધીરે ફરી પાછી સુનંદાના દેહલાવણ્ય પર દૃષ્ટિ માંડી. એનાં ભર્યાં ભર્યાં અંગો, લાવણ્ય-ઝરતી, ડોલતી એની બે ભુજાઓ, એની નમણી આંખો, લાંબું અણિયાળું નાક, એના બીડાયેલા હોઠ! એણે તીક્ષ્ણ દૃષ્ટિએ આ સૌંદર્ય જોયા જ કર્યું. બાળકને નવડાવતાં નીચા ઊંચા થતા એના ઉન્નત વિશાળ સ્તનપ્રદેશ ઉપર એની દૃષ્ટિ ઠરી. જાતિય આકર્ષણને ઉત્તેજિત કરનાર, આંખને મોહઘેને ઘેરનાર આ સૌંદર્યપ્રદેશને અવલોકતાં એના હૃદયમાં સૌંદર્યતૃષ્ણા જાગી. એ સૌંદર્યરાશીની નિકટ જવા એનું હૃદય એને ખેંચવા લાગ્યું. પણ મનમાં બે ભય હતા: એક પોતાના બાળકની હાજરીથી ઉપસ્થિત થતો મર્યાદાનો ભાવનાજન્ય ભય, અને બીજો આ હિમાળા, દેહને થથરાવી મૂકે તેવાં પાણીનો ભય.

વસંત સ્નાન કરી પરવાર્યો. એણે પાણીમાં હાથથી છબછબિયાં કરી પોતાની માતાના મુખ ઉપર પાણી ઉરાડવા માંડ્યું. માતા અને પુત્ર મસ્તીએ ચડ્યાં હતાં. આ દૃશ્ય જોઈ સુધીરે છૂપો આનંદ અનુભવ્યો. એના મનમાં ધુંધવાતો અપમાનનો રોષ ઠરી ગયો. આખરે પેટમાં પ્રબળ લાગતા ભૂખ જાગતાં વસંત બહાર

નીકળ્યો, અને માતપિતાના એકાંતમાં પોતે અંતરાયરૂપ હોય એમ માની-તે પોતાના રહેઠાણ તરફ દોડી ગયો.

બાળકને દોડી જતો જોઇ સુધીરે સુનંદા તરફ જોઇ આછું સ્મિત કર્યું. સુનંદાએ સ્મિતથી જ એનો જવાબ આપ્યોઃ ને ફરી પાછો તે સુંદરીના સ્મિતે આકર્ષાયો. એ સુંદરીની પાસે જવા એણે દૃઢ સંકલ્પ કર્યો. અને શિલા પર ચઢી પહેરેલે વસ્ત્રે જ એણે પાણીમાં ઝંપલાવ્યું. અસહ્ય ઠંડીથી અને આંખ-નાકમાં પાણી ભરાઇ જવાથી એ ક્ષણભર બ્હાવરો બની ગયો. ઊભા થઈ એણે પ્રવાહની દિશામાં એક પગલું માંડયું-ને તે પ્રવાહ સાથે ઘસડાયો. પ્રવાહના પ્રબલ વેગ સામે ટકી શકવાની સ્થિરતા કે નિશ્ચય એના પગમાં નહોતાં. સુનંદાએ આગળ વધી એને પકડી લીધો. નાના, ગભરાયેલ બાળક જેમ તે સુનંદાને બાઝી પડયો. ભય દૂર થતાં તે સ્વસ્થ થયો. પણ પકડેલી સુનંદાને છોડવાની વૃત્તિ એને ન થઈ. એની બે ભરાઉ ભુજાઓમાં વીંટળાઈ બેસી રહેવાનું એને રુચ્યું. સુનંદાએ પાણીમાં ઘસડાતાં એને બચાવ્યો હતો એ વિચારમાત્રથી એના સુષુપ્ત હૃદયમાં આભાર સાથે વિસ્મયની લાગણી જાગ્રત થઇ હતી. આ સ્ત્રી! આ એની પત્ની! જીવનના પ્રવાહમાં ઘસડાઇ જતાં પુરુષને બચાવી લેવાની પ્રચંડ શક્તિ આ સ્ત્રીમાં રહેલી છે એનું એને આજ પહેલાં કદી ભાન કેમ નહોતું થયું?

થોડીવાર આમ પાણીમાં બન્ને પડી રહ્યાં. દેહથી એક ગણાયેલાં આ બેનાં દિલ આટલા નિકટ આજ પહેલાં કદી નહોતાં આવી શકયાં. દિલની નિકટતાની આ અવસ્થા બન્નેએ મૌનથી માણી. આકાશમાં ઊંચે ચઢેલો સૂર્ય પણ આ બે હૃદયના ભાવ જોઇ હસી રહ્યો.

નદીમાંથી બહાર નીકળી બન્નેએ ઘર તરફ ચાલવા માંડયું. છેલ્લી થોડીએક ક્ષણોમાં અનુભવેલી હૃદયોર્મિઓને ઘૂંટતા, કલ્પનામાં એ અદ્ભુત અનુભવ ફરી ફરી માણતાં આ બેમાંથી કોઇપણ આખે રસ્તે કાંઈ બોલી શકયું નહિ.



આમ પાંચેક દિવસ વીતી ગયા. સુધીર અને સુનંદા દરરોજ સવારે કલાકેક સુધી લીદરના ઠંડા, તોફાની પાણીમાં નહાતાં, મસ્તીએ ચઢતાં ને આમ દિન-પ્રતિદિન એમનાં હૃદય વચ્ચેનું અંતર ઓછું થતું. લીદરનાં નાચતાં, ઊછળતાં પાણીના સ્પર્શે એમનાં હૃદય પણ નાચી ઊછળી રહેતાં. પણ હૃદયના અંતર્ગત ભાવ બેમાંથી એક પણ વ્યક્ત નહોતું કરી શકતું. બે એક થતાં હૃદયં વચ્ચે

સ્વમાનનો દંભ આવી એ બન્નેને મૂંગા બનાવી દેતો. હૃદયમાં જાગેલા ભાવ વ્યક્ત કરવા, સુનંદાના કાનમાં ધીમા, તૂટતા, આગ્રહભર્યા શબ્દે કંઇક કહેવા સુધીરે અનેકવાર વિચાર કર્યો, પણ એનું મન એ ક્ષણોમાં એને રોકી રાખતું. ધીમા, અસ્પષ્ટ અવાજે જાણે તે એને કહેતું ન હોય: "તું પુરુષ છે, પતિ છે, એના જીવન સમસ્તનો માલિક છે. અને મનની હઠ સામે, સત્તા સામે હૃદય બિચારું હારી જતું.

પાણીમાં પડ્યાં પડ્યાં સુનંદાને પણ ઘણીવાર થતું કે અત્યારસુધીના પોતાના વર્તન માટે એણે સુધીરની ક્ષમા માગવી જોઈએ. પહેલગામના પ્રથમ મિલને દર્શાવેલી તોછડાઇ, સુધીરના અસ્તિત્વની કરેલી ઉપેક્ષા એને આવી પળોમાં ખૂંચતી. એને ઘણી યે વાર થતું કે પોતે કલ્પેલો એવો જડ, સ્વાર્થી ને સત્તાનો રસિયો સુધીર નથી. એના હૃદયમાં ક્યાંક ઊંડે ઊંડે પ્રેમની લાગણી છે, સૌંદર્યની તૃષ્ણા છે, જીવનનો ઉલ્લાસ માણવાની તમન્ના છે. પણ પોતે સમજી ન શકે એવા કો'ક કારણને લીધે એના હૃદયભાવ શબ્દો દ્વારા વ્યક્ત નહોતા થઇ શકતા. વર્ષોના સહવાસમાં નહોતું જોયું કે જાણ્યું તે આ પાંચછ દિવસના પરિચયમાં તેણે જોયું ને જાણ્યું: કે સુધીરના હૃદયનો કોઇક ખૂણો ખાલી છે. એ ખાલી ખૂણાના માલિક થઈ બેસવાનું એને મન થયું. આત્મનિરીક્ષણે એને એમ પણ લાગ્યું કે એના પોતાના હૃદયનો એક ખૂણો પણ સાવ ખાલી છે; અને તેથી જ એની જીવનની તૃષ્ણા નથી સમાતી. પોતાના હૃદયના આ ખાલી ખૂણામાં સુધીરને હમેશ માટે પૂરી રાખવાની ઇચ્છા એના હૃદયમાં પ્રગટતી. પણ ભૂતકાળ એને યાદ આવતો. સુધીરનું સ્વામિત્વ, એણે અત્યારસુધી એનાં હૃદય અને મનના સ્વાસ્થ્યની કરેલી અવગણના, પોતાની ઇચ્છા અનિચ્છાની થયેલી ઉપેક્ષા,—અને આવું ઘણું ઘણું યાદ આવતું. એનું હઠીલું, માનીલું મન સ્ત્રી-સહજ વૃત્તિથી બોલી ઊઠતું: "ભલે, મારા હૃદયનો એ ખૂણો ખાલી રહે; હું શા માટે એને સામે નિમંત્રવા જાઉં." અને સુધીરને નિમંત્રવા, એ ખાલી ખૂણામાં એને પ્રવેશ કરાવી સ્થાપવા ઘડીભર ખૂલેલાં એનાં હૃદયનાં દ્વાર પાછાં બીડાઇ જતાં. શારીરિક સંયોગની આવી પળોમાં નિકટ આવેલાં હૃદય, વિચારના ધક્કે વળી પાછાં દૂર હડસેલાઈ જતાં.

સ્નાન, નાસ્તાથી પરવારી કલાકેક સુધી બન્ને લીદરકિનારાના હરિયાળા મેદાનોમાં ટટ્ટુઓ દોડાવતાં. જમી પરવારી સુનંદા પોતાના સૂર્યસ્નાન માટે

બાજુની ટેકરી પર વસંત સાથે જતી, અને સુધીર મુંબઈથી આવેલી ટપાલના જવાબ આપવાના શુષ્ક કામમાં રોકાતો. ચારપાંચ વાગ્યે તે ટેકરી ઉપર જતો અને ત્યાં પત્ની અને બાળક સાથે કલાકેક ગાળતો. આ ટેકરી પરનો એક કલાક એને વસમો લાગતો. પોતે કોઈ જુદી દુનિયામાં અપરિચિત વ્યક્તિઓ વચ્ચે બેઠો હોય એમ એને ત્યારે લાગતું. સૂર્યના નમ્ર પ્રકાશથી પ્રકાશિત થયેલું સુનંદાનું સુંદર, ઘાટીલું, ભરાઉ શરીર, ચિરપરિચિત હોવા છતાં એને અજાણ્યું લાગતું. છતાં સૌંદર્યભૂખ્યું એનું પુરુષહૃદય આ સુંદરીના દેહ માટે ટળવળતું. એના ઉપર ફરી પાછું પોતાનું સ્વામિત્વ સ્થાપવા તે લલચાતું. પણ સુનંદાના ગૌરવપૂર્ણ પ્રભાવથી એ અંજાઈ જતો અને તે સાથે દેહનું સ્થૂલ આકર્ષણ ઓગળી જતું.

સૂર્ય આથમણે ઊતરવા માંડે એટલે આ ત્રિપૂટી ટેકરી પરથી ઊતરી ઘર તરફ ચાલવા માંડતી. રાત્રે પરવારી સુનંદા વસંતને સુવાડતાં, દિવસના પરિશ્રમથી થાકેલી પોતે પણ ઘસઘસાટ ઊંઘી જતી. રાત્રિના એકાંતમાં સુધીર એકલો બેસી રહેતો. પથારીમાં પડ્યો પડ્યો તે આકાશના તારા ગણ્યા કરતો. જતી આવતી નાની વાદળીઓમાં ચંદ્રતારાની સંતાકૂકડી જોતો ને વિચારની વાદળીઓમાં એનાં હૃદય અને મનની સંતાકૂકડીની રમત શરૂ થતી. પહેલગામમાં પ્રથમ રાત્રે જ અનુભવેલા નિરાશા અને પરાજયના ભાવ તેના મનમાં જાગ્રત થતા; પણ છેલ્લા પાંચ ૭ દિવસો દરમિયાન થયેલા આશાપ્રેરક અનુભવોથી હૃદયમાં અનેરી આશાઓ ઊડતી. વિજય દૃષ્ટિ સામે દેખાતો પણ અંધકારમય વાતાવરણમાં ફરી પાછો તે અતલ નિરાશા અનુભવવા લાગતો.

આવી હૃદયમનની ગડમથલમાં એની રાતો પસાર થતી. ઘડીમાં અત્યારસુધી સુનંદાની પોતે કરેલી ઉપેક્ષા માટે એ પશ્ચાતાપ અનુભવતો, ઘડીકમાં સુનંદાએ પોતાના આગમન અને અસ્તિત્વ પ્રત્યે દર્શાવેલી બેપરવા યાદ કરતાં રોષની લાગણી અનુભવતો. ઘડીમાં લીદરના પાણીની સપાટી નીચે તરવરતું સુનંદાનું શરીરસૌંદર્ય એની માનસિક દૃષ્ટિ સન્મુખ આવી એને વિહ્વળ કરી મૂકતું, તો ઘડીમાં સૂર્યપ્રકાશથી વિંટળાયેલો એનો ભવ્ય, ગૌરવભર્યો દેહ જોઈ એના હૃદયમાં અગમ્ય ક્ષોભ થતો.

પાંચ-૭ દિવસની આવી ભગીરથ ગડમથલ પછી માનસિક અસ્વાસ્થ્ય અનુભવતો તે બપોરે પોતાના મકાનમાં બેઠો હતો. આજે ટપાલમાંથી તે વહેલો પરવાર્યો હતો. આઠદસ દિવસ અહીં રોકાઈ સુનંદા અને વસંતને પોતાની સાથે

જ લઈ જવાનો વિચાર કરી તે મુંબઈથી આવ્યો હતો. એ મુદત લગભગ પૂરી થવા આવી હતી. પહેલે દિવસે જ સુનંદાએ નિશ્ચયાત્મક અવાજે કહેલા શબ્દો એને યાદ આવતા, અને પોતાને અહીંથી એકલા જ જવું પડશે એમ એને થયા કરતું; આવા વિચારોથી એનું મન ડહોળાઇ જતું અને એના મનમાં વિચારો ગૂંચવાઇ જતા. જીવનમાં કદી કોઈ પ્રસંગે નહિ અનુભવેલું એવું આકર્ષણ આ છએક દિવસમાં એણે સુનંદા પ્રત્યે અનુભવ્યું હતું. પોતે સુનંદા વગર એકલો કેમ રહી શકશે-અને તે પણ ભાવિમાં જ્યારે કેવળ નિરાશા જ ભરી હશે ત્યારે-એ વિચાર આવતાં એના હૃદયમાં અસહ્ય દુઃખ થતું. સુનંદાને કેમ સમજાવવી ? એ માનશે ? જરૂર નહિ માને એની એના હૃદયને ખાત્રી હતી. આજથી સાત દિવસ પહેલાં આવા સંજોગોમાં એ કેવી રીતે વર્ત્યો હોત ? ત્યારે એણે સુનંદાની ઇચ્છા અનિચ્છાનો વિચાર સરખો પણ કર્યો હોત? પણ આજે સુધીર જુદો હતો. સુનંદાને પણ સ્વેચ્છા છે, પોતાથી નોખું-ભિન્ન-સ્વતંત્ર એવું સુનંદાને જીવન છે એટલું તો આ દિવસોમાં એ સમજી શક્યો હતો. એ સાથે આવવાનું નહિ માને તો ? થોડેવત્તે અંશે નિકટ આવેલાં હૃદય અને મન ફરી પાછાં છૂટાં પડી જશે. બે હૃદયમન વચ્ચેનું દિનપ્રતિદિન સંધાતું અંતર ફરી પાછું વધવા માંડશે; અને થોડા સમય પછી ફરી તે કદી ય ન સાંધી શકાય એટલું વધી જશે.

આવા વિચાર કરતો તે ઊઠ્યો, અને તેણે ટેકરીનો રસ્તો લીધો. જઇને સુનંદાને શું કહેવું એની એને કાંઇ સૂઝ ન પડી. અર્ધે રસ્તે આ બાબત વિચાર કરવા તે એક શિલા પર બેઠો, અસંખ્ય તર્કવિતર્કની અથડામણથી થતી મનોવેદનાને લીધે એની વિચારશ્રેણી એકધારી સુરેખ ન થઇ શકી. છતાં તે વિચાર કરવાને પ્રયત્ન કરતો ત્યાં થોડીવાર બેસી રહ્યો.

ઝાડીમાં કિલ્લોલ કરી ઊડતાં પંખીઓના અવાજે એના વિચારવમળ તૂટી ગયા. એણે ઝાડ ઉપર ઊંચે જોયું. બે પક્ષીઓ ઝાડની એક ડાળી ઉપર બેસી ટીં ટીં કરી રહ્યાં હતાં. બેમાંથી એક પક્ષી જેને એણે નર માની લીધો તે માદાને આગ્રહભરી રીતે કાંઇક કહેતો હોય એમ એને લાગ્યું. માદાપક્ષીને તે ગમ્યું હોય એવો ભાવ એના હલનચલનમાં સુધીરને દેખાયો. છતાં નરપક્ષીની વિનંતિની તે ઉપેક્ષા કરતી હોય તેમ ત્યાંથી તે ઊડી બીજી ડાળે જઈ બેઠી. વિશેષ આગ્રહની અપેક્ષા રાખતી હોય તેવા ભાવથી તે નરપક્ષી સામે જોઈ રહી. નર ઊડીને તેની પાસે ગયો. રિસાઇ જવાનો ભાવ પ્રદર્શિત કરતાં માદાએ

પોતાનું મોઢું બીજી દિશામાં ફેરવ્યું. નરપક્ષીએ તેના શરીર ઉપર પોતાની ચાંચ ઘસવા માંડી. માદા ત્યાંથી ઊડી ત્રીજી ડાળે જઈ બેઠી; છતાં નર હતાશ ન થયો. તે પણ ઊડીને તેની પાસે ગયો, ને પોતાની ચાંચ વડે એણે માદાના શરીરને સ્પર્શ કર્યો. ગમતું અણગમતું દર્શાવતી હોય તેમ માદા ત્યાંથી ઊડી ચોથી ડાળીએ જઈ બેઠી. છતાં ય નર ન હાર્યો. હવે તે છેક તેની પાસે જઈ બેઠો. એણે પોતાની એક પાંખ પ્રસારી ને તે નીચે માદાને ઢાંકવા, એ રીતે એને પકડી રાખવા યત્ન કર્યો—ને આખરે તે જીત્યો.

આ બે પક્ષીઓનાં રિસામણાં મનામણાં, એકનો દૂર નાસી જવાનો ડોળ ને બીજાનો તેને પકડવા, જીતવાનો સતત યત્ન! પક્ષીઓના આ સંવનનવિધિએમાં એને રસ પડ્યો. વિજાતીય જગતના ઐક્યનું સનાતન સત્ય એને જીવનમાં પહેલી જ વાર સમજાવા લાગ્યું. પોતાના જીવનમાંથી સરી જતી સુનંદા એને માદાપક્ષી જેવી લાગી. એને એ પણ સમજાયું કે સ્ત્રીને સંવનન વિના જીતી શકાતી નથી. અને ગમે તેટલા ગાઢ પરિચય પછી પણ સ્ત્રી સદાય સંવનનભૂખી જ હોય છે. પુરુષથી જિતાવું-હારવું સ્ત્રીને સ્વભાવથી રુચે છે. પોતાને રક્ષણ આપવાને પ્રસરેલી નરપંખીની પાંખનો આશ્રય તજી ઊડી જવાનું માદાપંખીને નહોતું ગમ્યું. સ્ત્રીને પણ પુરુષે આપેલો આશ્રય તજી ચાલ્યા જવું નથી ગમતું. તો શું એણે અત્યારસુધી સુનંદાને આશ્રય, રક્ષણ નહોતાં આપ્યાં? સમાજના શિષ્ટાચારને અનુસરી સુનંદાને એણે પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો. એના જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી હતી. પણ એના પોતાના હૃદયમાં સ્વેચ્છાએ એણે શું સુનંદાને આશ્રય આપ્યો હતો? સમાજના શિષ્ટાચાર પ્રમાણેનું રક્ષણ કે આશ્રય સુનંદાએ માગ્યો કે વાંછ્યો નહોતો; અને પોતે પણ પુરુષના ગર્વથી—એના પર ઉપકાર કરતો હોય તેમ—એ આશ્રય આપ્યો હતો. આગ્રહભરી વિનતિ કરી, સંવનનથી એનું હૃદય જીતી લઈ, સ્વેચ્છાએ રક્ષણ સ્વીકારવા આવતી સુનંદાને એણે જીતી નહોતી લીધી. કોઈ બજારુ વસ્તુ માફક—સુનંદાને ખરીદી એના ઉપર, સમાજે આપેલા અધિકારે એણે પોતાની માલિકી સ્થાપી હતી.

તો શું લગભગ ગુમાવેલી સુનંદાને સંવનનથી પોતે જીતી શકે ખરો! શા માટે નહિ? સ્ત્રીને જીતાવું તો ગમે છે. જ્યાં પોતાનું સ્વમાન જળવાય, જ્યાં સામી વ્યક્તિના હૃદયથી પોતાના હૃદયનું સન્માન થાય એવું વહાલભર્યું રક્ષણ—આગ્રહભરી રીતે આપવામાં આવતો પુરુષનો આશ્રય સ્ત્રીને ગમે છે. જીવંત-

સૃષ્ટિનું આ સનાતન સત્ય એણે જાણ્યું-ત્યાંથી તે ઊડયો અને આ બોધપાઠ આપનાર પક્ષીઓને એમનાં તાનમાં મગ્ન થયેલાં મૂકી તેણે ટેકરી ઉપર ચઢવા માંડયું.

પશ્ચિમના પર્વતની ટોચે સૂર્યનું બિંબ અડી રહ્યું હતું. એના નિશ્ચિત અને ટૂંકા વિયોગની તૈયારી કરતી સુનંદા સૂર્યના લાલ બિંબ પર મીટ માંડી બેસી રહી હતી. સવારે ઊગતાવેંત સૂતેલી ઊર્મિઓને જગવતો, મધ્યાન્હે પોતાના પ્રચંડ તાપથી એના શરીરને દઝાડતો એની તરફ જોતાં જ આંખોને આંજી નાંખતો આ સૂર્ય! અત્યારે એનું રૂપ કેવું સૌમ્ય ને સુરેખ લાગતું! માનવજીવનમાં આવતાં પ્રણયનાં પ્રભાત, મધ્યાહ્ન અને સંધ્યા પણ આવાં નથી લાગતાં? ઘણાં લાંબા વખતે કંઈક પ્રફુલ્લતા પામેલું એનું મન વિચારઝોલે ચઢયું. પ્રથમ પરિચયે સ્પષ્ટ અને સુરેખ દેખાતું પુરુષહૃદય પ્રભાતના સૂર્ય માફક જ પ્રેમનો પ્રથમ અનુભવ કરતી સ્ત્રીના હૃદયમાં પ્રસુપ્ત દશામાં પડેલી ઊર્મિઓને શું નથી જગાડતું? પ્રેમની દિનચર્યામાં થોડે આગળ વધતાં ઉગ્ર સ્વરૂપ પામી એ જ પ્રેમ સ્ત્રીના અંગેઅંગને કાળની ઝાળે નથી દઝાડતો શું? સ્ત્રીહૃદય ઉપર પોતાનો પ્રભાવ સમસ્ત વર્ષાવી તેના હૃદયને મનને તે મૂંઝવી, ગુંગળાવી નાંખે છે. ઉગ્ર સ્વરૂપે પ્રેમાગ્નિથી ભડભડતા પુરુષહૃદયની રેખા કે આકૃતિ પણ સ્ત્રીહૃદય ત્યારે પામી શકે છે ખરું? પુરુષના પ્રેમની એ ઉષ્મા એને ગમે છે-બાળે છે, દઝાડે છે છતાં પણ એ એને ગમે છે; અને એની રૂપ કે રેખાનો પ્રકાશ કે તાપનો વિચાર સરખો ય કર્યા વગર પ્રેમના ઉગ્ર પ્રકાશમાં એ નહાયા જ કરે છે. તપી તપીને થાકેલો પુરુષહૃદયનો પ્રેમાગ્નિ ધીમે ધીમે શાંત પડવા માંડે છે, અને ત્યારે જ સ્ત્રી તેના ખરા રૂપે, પ્રેમરસે ભરેલા તે સૌમ્ય, સુરેખ આત્માના દર્શન પામી શકે છે. થોડા વખત પહેલાંની ભયંકર પ્રેમોષ્મા કરતાં એને આ સૌમ્ય અને સુભગ સ્વરૂપ વિશેષ રુચે છે; જીવનવ્યોમ ત્યારે સ્વર્ગીય રંગે રંગાય છે. સૌમ્ય અને શાંત પુરુષહૃદય ઉપર દૃષ્ટિ માંડી ન માંડી ત્યાં તો તે પ્રણયસૂર્ય અંધકારના અભેદ્ય પટમાં સમાઈ જાય છે, અને દિવસભર આળેખેલાં સુખનાં સુંદર સોણલાં મુગ્ધ અને વિયોગી સ્ત્રીહૃદયની રજની ભરીભરી કરી મૂકે છે.

સ્વલ્પ મનુજીવનની સુખમય ક્ષણની આવી અસ્પષ્ટ વિચારતરંગમાળામાં સુનંદા ઘસડાતી જતી હતી, ત્યાં પાછળથી કોઈનો કરસ્પર્શ થયો ને એની વિચારમાળા કિનારે અથડાતાં મોજા જેમ અસ્તવ્યસ્ત થઈ ગઈ.

"કેમ સુના! આજે અહીં જ બેસી રહેવું છે કે શું!" સ્વપ્નમાં પડેલી

સુનંદાના ખભા પર હાથ મૂકતાં સુધીર બોલ્યો. સુનંદાએ કદી નહિ સાંભળેલો એવો, મીઠો, શાંત, પ્રેમાળ એ પ્રશ્ન હતો.

"હું તો તમારી રાહ જોતી જ બેઠી છું." પોતાને ખભે ઠરેલો સુધીરનો હાથ પકડતાં સુનંદા બોલી.

એ શબ્દો સાંભળ્યા ને સુધીરને એની સત્યતા વિષે શંકા થઈ." "આ સ્ત્રી મારી રાહ જોતી બેઠી છે? એના હૃદયે એને પ્રશ્ન પૂછ્યો. જેને મારી લગીર પરવા સુદ્ધાં નહોતી, જેને મારી હાજરી ક્ષણેક્ષણે ખૂંચતી, તે સુનંદા મારી રાહ જુએ?" હૈયાનો ભાવ હોઠ પર આવતાં પહેલાં શરીરના કોઈક ખૂણામાં અદશ્ય થઇ ગયો.

"પણ તેં કેમ જાણ્યું કે હું અહીં આવીશ?" પ્રેમની પ્રથમ ક્ષણોમાં અનુભવાતા સરલ ભાવે સુધીર બોલ્યો.

"મને ખાત્રી હતી કે તમે આવશો જ." સુનંદાએ એવા જ સરલ ભાવે કહ્યું.

વિચાર અને ભાવનું સામ્ય બન્નેનાં હૃદયે જાણે પહેલી જ વાર અનુભવ્યું હોય એમ બન્ને હૃદયમાં ઊંડે ઊંડે લાગ્યું. પણ અસ્પષ્ટ એ ભાવને વ્યક્ત કરવા યોગ્ય શબ્દો એમાંથી એકને પણ ન જડ્યાં ને બન્ને સાથે હસી પડ્યાં. અગમ્ય એવા કો' ભાવે બે હૃદય પણ હસી રહ્યાં.

સુધીર આવી સુનંદાની પાસે બેઠો. સુનંદાના અર્ધનગ્ન દેહ પ્રત્યે સુધીરની દૃષ્ટિ ઠરી. એ દૃષ્ટિમાં સૌંદર્યને ભક્ષી જવાની પાશવવૃત્તિ નહોતી. એમાં હતી સૌંદર્યપ્રેમીની તૃષ્ણા, કલારસિકની તીક્ષ્ણ દૃષ્ટિ, અને એથીયે ગહન એવી મેદમાંસ અને હાડચામને ભેદી એ પાછળ છુપાયેલા હૃદયને શોધવા મથતી, દર્દભરી, આરતભરી, ઝંખનાભરી પ્રેમીની રસવૃત્તિ. સુનંદા આ પામી ગઈ. આજે એની પાસે બેઠેલો યુવાન તે સુધીર નહોતો, પણ આ ત્રણ માસ દરમિયાન ટેકરી પરની સ્વરચિત સૃષ્ટિમાં માણેલાં સ્વપ્નોમાં રમી રહેલો, માનવસ્વરૂપે મૂર્તિમંત થયેલો, સહસ્રરશ્મિ સાક્ષાત હતો એમ એને લાગ્યું. અથવા તો—નાનપણમાં પરીઓની અદ્‌ભુત કથાઓમાં એને મળેલો, જીવનભર એક વા અન્ય સ્વરૂપે એના સ્વપ્નામાં રમી રહેલો પ્રેમશૌર્યના મુદ્રાલેખવાળો રાજકુમાર તે હતો.

પ્રથમ મિલને મુંઝાતા પ્રેમીજન માફક ઘડીવાર એમાંથી કોઇને કાંઇ બોલવું ન સૂઝયું. બન્ને જાણે મોહનિદ્રામાં પડ્યાં હતાં. આવી પ્રેમની મોહનિદ્રામાંથી સામાન્યરીતે પુરુષનું વાસ્તવિક્તાશીલ હૃદય પહેલું જાગે છે, તેમ સુધીર જાગ્યો. એને પોતાનો સંકલ્પ યાદ આવ્યો. આવી સુંદર તક! આ એક જ પળ,

પણ જીવનમાંથી અત્યારે સરી જાય તો ફરી પાછી કદી ય તે આવે ખરી ? એના મનમાં આવો નફાતોટાનો હિસાબ મંડાયો. એનું હૃદય બોલવાને મથી રહ્યું, પણ જીભે હૃદયની આજ્ઞા ન ગણકારી. મહા પ્રયત્ને હૃદયે જીભને થોડી-ઘણી મનાવી લીધી.

"સુના ! તું ખૂબ સુંદર લાગે છે !" આટલું તે બોલ્યો ત્યાં જીભે હાલવા ના પાડી.

પ્રત્યેક સ્ત્રીને પોતાના સૌંદર્યની પ્રશંસા રુચે છે. સુંદર થવું, સુંદર દેખાવું, સુંદર કહેવડાવવું એને સ્વભાવથી પ્રિય હોય છે. સુનંદા પણ આવી સ્ત્રી જ હતી ને ? આ શબ્દો જીવનમાં એણે પહેલી જ વાર સાંભળ્યા. એના ગાલ ઉપર લજ્જામિશ્રિતહર્ષથી શેરડા પડ્યા. એને ન સમજાય એવો આનંદ અનુભવ્યો. કંઇ બોલવાની એને ઇચ્છા થઇ. સુધીરના ભુજપાશમાં ચગદાઈ જવાની એના હૃદયમાં, દેહમાં કામના જાગી. પણ નવોઢાને સહજ એવી લજ્જાને વશ થઇ એનાં હૃદય અને દેહ હાલવાનું પણ ભૂલી ગયાં.

સુધીરે એનો હાથ ઝાલ્યો, એને પોતાની પાસે ખેંચી. સુનંદાના શરીર સાથે એનાં મન અને હૃદય પણ સ્વેચ્છાએ સુધીર તરફ ઘસડાયાં. ચાર આંખો મળી. પાણીના આછા પડળે ચમકતી ચાર આંખો ઘડીભર સામસામી અનિમેષ જોઇ રહી. જાણે કાળના અંત સુધી આમ જોયા જ કરવાનો સંકલ્પ એમણે કરી ન લીધો હોય ! આંખો એક મટકું મારવું પણ આ ક્ષણોમાં ભૂલી ગઈ. બે દૃષ્ટિ એકમેકને ભેદી અન્યના હૃદયના ઊંડાણમાં ઊતરી પડી, એમાં સમાયેલું રહસ્ય વાંચવા, સમજવા, પામવા મથી રહી. એ બન્ને દૃષ્ટિમાં દર્દ ને આગ્રહભરી વિનતિ હતાં, દીનતા ને નિરાધારીપણું હતાં. એ એક જ ક્ષણ, પણ કેટલી સૂચક, કેટલી ભવ્ય, કેટલી લાંબી ! સારો યે ભૂતકાળ વટાવી પસાર થઈ ગયો, ને બન્નેને એમાં પ્રેમમય, ઉજ્જ્વલ, સુખી ભવિષ્યની ઝાંખી થવા લાગી. ચાર હોઠ જરા ભીના થયા, કંઇ કહેવા મથતા હોય તેમ અસ્પષ્ટ રીતે જરા ફફડ્યા. થોડાં તસુનું અંતર પણ એમની નિકટતા વચ્ચે અંતરાયરૂપ હોય તેમ પાસે આવ્યા, અને છેવટે અદમ્ય તૃષ્ણા છીપવવા મથતાં એ ચાર હોઠ દબાયા. સ્થિર પૂતળાં જેવાં બની જઇ ઘડીભર એમણે આ દશા માણી કોઇ કાંઇ બોલી શક્યું નહિ. શોક અને હર્ષ એ બન્નેનો અતિરેક કોણ જાણે કેમ માનવને મૂંગા બનાવી દે છે !

હજી ટેકરી ઉપર થોડોઘણો પ્રકાશ હતો. બન્નેએ ઘર તરફ ચાલવા માંડ્યું.

પશ્ચિમના પ્રકાશિત આકાશની આડે, એક બીજાની કમ્મરે હાથ નાંખી ઊતરતા આ યુગલનું છાયાચિત્ર જોઇ ટેકરીનાં ઝાડ પણ પળવિપળ મુગ્ધ બની ઊભાં.



શ્રાવણ માસની સવાર હતી. પહેલગામ જેવા ભરવાડોના નાના સરખા ગામડામાં આજે સૂર્યોદય પહેલાં માણસોની ધમાલ ને કોલાહલ થતાં હતાં. અમરનાથની યાત્રાનો દિવસ પાસે આવતો હતો. છેલ્લાં હજાર વર્ષમાં ભોળાનાથના કરોડો ઉપાસકોએ આ રસ્તે થઇ-માનવવસાહતોથી ઘણે દૂર, નિરંતર હિમાચ્છાદિત ગિરિરાજના એક ખૂણામાં, કુદરતના વિપુલ સૌંદર્ય વચ્ચે આ ધામે જઇ ભવભવની કૃતાર્થતા માણી છે.

પહેલગામથી આગળ મોટર જઈ શકતી નથી, એટલે સુખસગવડે યાત્રા કરવા ઇચ્છનાર માટે પહેલગામ એ સુખસગવડનું છેલ્લું મથક છે. શ્રાવણસુદમાં પ્રતિવર્ષે અહીં હજારો યાત્રાળુઓ આવી પડાવ નાંખે છે. ત્રણચાર દિવસની ટટ્ટુની કે પગની મુસાફરી માટે જોઇતાં સાધનસામગ્રી અહીંથી લોકો ખરીદે છે, અને માનવતાના પિયરસમા અમરનાથની યાત્રા કરવા નીકળી પડે છે.

આજથી ઠેરઠેર તંબૂઓ નાંખવાની અને ઝૂંપડાં ઊભા કરવાની શરૂઆત થવા માંડી હતી. બે દિવસ પહેલાં કેવળ નિર્જન લાગતાં પહેલગામમાં સેંકડો મજૂરો, ટટ્ટુવાળાઓ, ડોળીવાળાઓ, અને સરકારી નોકરોની અવરજવર શરૂ થવા માંડી. કામચલાઉ દવાખાનું, આરોગ્યખાતું, પોલીસથાણું ઊભા થવા માંડ્યા. ઠેરઠેર ઝૂંપડાં નાખી બાર દિવસમાં બાર માસની કમાણી કરી લેવા વ્યાપારીઓએ દુકાનો માંડવાની શરૂઆત કરવા માંડી. રસ્તાઓ સાફ થવા લાગ્યા. આમ શ્રાવણ સુદની શરૂઆતની એક સવારે શાંતિમાં સૂતેલું પહેલગામ માનવના અનેકવિધ કોલાહલ વચ્ચે જાગ્યું.

દરરોજના નિયમ મુજબ સૂર્યોદય થતાં સુનંદા ઊઠી, પોતાની સખી લીદર સરિતાને મળવા ચાલી. આતુર તેને ખળખળ વહી જતાં સરિતાનાં હિમાળાં પાણીએ એને બોલાવી. એણે કપડાં કાઢવાની તૈયારી પણ કરી. ને ખંચાઇને તે ઘડીભર ઊભી. પોતાના કામમાં પ્રવૃત્ત થયેલા સંખ્યાબંધ માણસો આજે કિનારે ફરતા હતા. આગળ પાછળની શિલાઓ અને ઝાડનાં ઝૂંડમાંથી સેંકડો માનવચાંખો જાણે એના પ્રત્યે તાકી રહી હતી. તે મુંઝાઈ. ઘણે દિવસે પોતાના કાર્યક્રમમાં આવી પડેલો આ વિક્ષેપ એને ખૂચ્યો. પણ સરિતાનું સ્મિતમય નિમંત્રણ એનાથી પાછું કેમ ઠેલાય? આ મૂંઝવણમાં તે પડી હતી ત્યાં પાછ-

ળથી આવી સુધીરે એને પુહેરેલે વસ્ત્રે પાણીમાં હડસેલી દીધી, અને તેની પાછળ પોતે પણ ઝંપલાવ્યું.

મકાને જઈ બન્ને બજાર તરફ ગયાં. ફરી ફરીને ત્યાં નવા આવેલા માનવીઓની પ્રવૃત્તિ અવલોકી. કાંઇક નવું, કાંઇક અદ્‌ભુત, અસામાન્ય જોવા અને અનુભવવાની વૃત્તિથી સતેજ થયેલા સુનંદાના હૃદયમાંથી એક અણપુછાયેલો પ્રશ્ન સુધીરના હૃદય સુધી પહોંચી ગયો. એકમેકને સમજતાં શીખતાં આ બે વિજાતીય માનવો અમુક પળોમાં જીભ અને કાનનો ઉપયોગ ભૂલી જતાં. એકની આંખ પ્રશ્ન પૂછી લેતી અને બીજાની આંખમાંથી જ એનો ઉત્તર વાંચી લેતી.

બજાર વટાવી સુધીર અને સુનંદા પૂલ પાસે આવી પહોંચ્યાં. ત્યાં ટટ્ટુવાળાઓનો મુકામ પડયો હતો. અમરનાથ જવા માટે તેમણે ચાર ટટ્ટુ અને બે મજૂરનું નક્કી કર્યું. હરખાતે હૈયે બન્ને પોતાને મુકામે આવ્યાં.

બપોરે જમી પરવારી, આવતા અઠવાડિયાની મુસાફરીનો વિચાર કરવા બન્ને બેઠાં. આવી કપરી મુસાફરીમાં વસંતને સાથે નહિ લઇ જવાનું બન્નેએ યોગ્ય ધાર્યું. સુનંદાએ જોઇતી વસ્તુઓ બાંધી, આજે માનવપ્રવૃત્તિથી ઉભરાઇ રહેલી ટેકરીએ પણ એનું સૂર્યસ્નાન નકાર્યું હતું, એટલે નમતા પહોરે બન્ને પાછા બજારમાં ગયાં. એક તંબૂ ને બે મુસાફરીના ખાટલા એમણે ભાડે લીધાં. બીજો જરૂરી સામાન લીધો ને મોડી સાંજે ઘેર પાછાં ફર્યાં.

મોડી રાત સુધી સામાન બાંધવાની પ્રવૃત્તિ ચાલી. આગામી અઠવાડિયાનાં આહ્લાદક સ્વપ્નો માણતાં બન્ને સૂતાં ન સૂતાં ત્યાં ટટ્ટુવાળાએ હાક મારી. પ્રહર બે પ્રહર શાંત પડેલું આ નાનું શું ઘર ફરી પાછું પ્રવૃત્તિમય થઇ ગયું. બે સારાં ટટ્ટુ બેસવા માટે રાખી બીજા બે પર તંબૂ, ખાટલા અને જીવનની પ્રાથમિક જરૂરિયાતનો સામાન લદાયો. અને મધુમાસ માણવા નીકળી પડતાં નવદંપતી જેમ સુધીર અને સુનંદા ઊછળતાં હૈયે ઘરને આંગણે આવી ઊભાં.

વસંતે સાથે થવા જીદ કરી. પણ ચતુર માતાએ બાળકને પટાવી શાંત કર્યો. પહેલગામની સીમા વટાવી એમણે પર્વત ઉપર ચડવા માંડયું. હજી યાત્રાનો દિવસ થોડો દૂર હતો એટલે રસ્તે બીજા યાત્રાળુઓ હતા નહિ. પહાડોને કરાડો વટાવતો આ નાનો સંઘ બપોર પછી ચંદનવાડી આવી પહોંચ્યો. કિલ્લોલતી કુદરતને હજી માનવકોલાહલનો સ્પર્શ નહોતો થયો. એક વિશાળ ઝાડ નીચે મજૂરોએ તંબૂ નાખ્યો. સુનંદાએ સાદી રસોઇની તૈયારી કરી તે દરમિયાન સુધીરે એક રાત માટે મંડાતા આ ઘરની બીજી વ્યવસ્થા સંભાળી લીધી.

સાંજે જમી પરવારી બન્ને કુદરતે સરજેલાં, અનુપમ દશ્યો જોતાં આમ-તેમ ઘૂમવા લાગ્યાં. સહસ્રશરદ થયાં છવાયેલું બરફનું ક્ષેત્ર એમણે જોયું. ત્યાંથી ધીમે ધીમે પીગળતા બરફમાંથી નાનું ઝરણું વહી રહ્યું હતું, નીચે ઊતરી એવાં બીજાં અનેક ઝરણાંઓને મળી નાનીશી નદી જેવું બની કિલ્લોલતું તે વહ્યું જતું હતું. ત્યાંથી બરફના પૂલ પાસે બન્ને આવ્યાં. એકમેકનો હાથ ઝાલી પડતાં, લસરતાં બરફ ઉપર તે આવી ઊભાં. બન્નેએ બરફ ખાધો, ગોળા બનાવી એકમેક ઉપર નાંખ્યા, હસતાં, પડતાં, નાસતાં પકડદાવ રમતા નાનાં બાળકો જેમ બરફના ક્ષેત્ર ઉપર એ બન્ને ખૂબ દોડ્યાં.

બીજા દિવસનો માર્ગ લાંબો અને કપરો હતો એટલે ચાર વાગ્યે ઊઠી આ ટુકડીએ એમની આગેકૂચ શરૂ કરી. મહામુશ્કેલીએ પહેલો એક માઈલ કાપી ચદનવાડી ઉપર અનાદિ કાળથી નજર માંડી રહેલા ટોચ પર્વત ઉપર એ આવી પહોંચ્યાં ત્યારે સૂર્યોદય થવાની તૈયારી હતી. બન્ને ટટ્ટુ પરથી નીચે ઊતર્યાં, ને વરેણ્યભર્ગની રાહ જોતાં ઘડીકવાર ત્યાં બેઠાં. કેટલાંય વર્ષોના પરિચિત જીવનમાં એક ભાવે, આતુરનયને જોયેલો આ એમનો પહેલો સૂર્યોદય હતો. પૂર્વ તરફના પહાડો ઉપરના સનાતન બરફ સૂર્યનો પ્રકાશ પડતાં ઝગમગી ઊઠ્યા. થોડી ક્ષણ સૂર્યના બિંબની ઉપલી ધાર દેખાઈ; બન્નેનાં મોઢાં ઉપર પ્રકાશ પડ્યો ને સમસ્ત સૃષ્ટિ સાથે આ બે મુખ પણ એક જ ભાવે, એક જ ઊર્મિએ હસી રહ્યાં. ઘડીભર બન્ને મુગ્ધ હૈયે પૂર્વ દિશામાં જોઈ રહ્યાં. સુધીરે કાંઈક અનોખી ઊર્મિઓ અનુભવી, અને સુનંદાની ઘેલછા થોડવત્તે અંશે સમજી શક્યો.

ડુંગરાઓમાંથી વળાંક લેતી સાંકડી, ઊંચીનીચી પગદંડી પર એમણે ચાલવા માંડ્યું. ચારે બાજુ ભરીભરી કુદરત નિહાળી આંખ ઠરી જતી હતી. પગ વધુને વધુ થાકતા જતા હતા, પણ હૃદયમાં નવાં નવાં દશ્યો જોઈ ઉત્સાહ વધતો જતો હતો. ધીમે ધીમે આગળ વધતો આ સંઘ બપોર પછી શેશનાગ તળાવ પર આવી પહોંચ્યો. ચારે બાજુ હિમાચ્છાદિત પર્વતોથી વીંટળાયેલું, નીલવર્ણા સલિલે શોભતું આ તળાવ જોઈ બન્નેનાં હૃદયમાં શ્રમથી લગભગ અદશ્ય થયેલો ઉત્સાહ ફરી પાછો જાગ્રત થયો. સુરગંગાને કાંઠે ફરતા બે સુખાત્મા જેમ બન્ને તળાવને કાંઠે કાંઠે ફર્યાં. સાથે લીધેલો નાસ્તો ખાધો, અને સામાન્ય માનવવસાહતથી બે માઈલ ઊંચે આવેલા આ સુરસરના સલિલમાં બન્ને પડ્યાં. ઠંડીથી અવયવો લગભગ અક્કડાઈ ગયાં. હિમાળું પાણી અસહ્ય લાગવાથી બહાર નીકળવા યત્ન કરતા સુધીરને સુનંદાએ પકડ્યો ને પાણીમાં એક ડૂબકી

ખવડાવી. એની ટાઢ ઓછી થઈ ગઈ. મસ્તીના શ્રમથી અને સુનંદાના સુરેખ, સુંદર શરીરના સ્પર્શથી એના શરીરમાં ઉષ્મા આવવા લાગી. માનસ સરોવરમાં તરતા હંસયુગલ જેવાં આ બેમાંથી કોઈને બહાર નીકળવાની વૃત્તિ નહોતી થતી.

એટલામાં ટટ્ટુવાળો આવ્યો. બે વિજાતીય માનવોને પાણીમાં આમ ખેલતાં જોઈ કિનારાની વધુ પાસે જતાં એને સંકોચ થયો. પણ સાંજ પડવા આવી હતી અને હજી થોડી મજલ બાકી હતી, એટલે આ નફકરા આત્માઓની સલિલક્રીડામાં વિક્ષેપ નાખવો એ એનો ધર્મ હતો. ટટ્ટુવાળાના શબ્દ સાંભળી સમયથી ક્ષણભર પર થઈ બેઠેલાં બન્નેને કાળનું ભાન થયું ને ન છૂટકે બન્નેએ શેશનાગના સલિલની રજા લીધી. સાંજ પડવા આવી હતી. હજી પર્વતો ભેદી, ઝાડીઓ અને બરફના ક્ષેત્રો વટાવી, એકાદ માઇલનો કપરો રસ્તો કાપી એમને વાવજાન પહોંચવાનું હતું. શેશનાગના સ્વર્ગીય સલિલે એમનો બધો શ્રમ ભુલાવી દીધો હતો એટલે આ રસ્તો કપરો ન લાગ્યો. સૂર્યાસ્ત પહેલાં વાવજાન પહોંચી આ દંપતીએ ત્યાં રાતવાસાની તૈયારી કરી.

ત્રીજે દિવસે પરોઢિયે એમણે પંચતરણીનો માર્ગ લીધો. હવે ઠંડી લગભગ અસહ્ય થવા માંડી હતી. અત્યારસુધી માત્ર સામાજિક મર્યાદાને આવશ્યક એટલાં ઓછાં કપડાં પહેરતી સુનંદાને આજ ત્રણ માસે વિશેષ કપડાંની આવશ્યકતા જણાઈ. ચારે બાજુ બરફથી ઢંકાયેલાં હિમગિરિના ઉત્તુંગ શિખરો, નીચે દૃષ્ટિ પણ ન પહોંચે એવી ઊંડી, કરાલ ખીણો, જ્યાં ત્યાં બરફના ઢગમાંથી ઊતરી આવતાં, નાચતાં કૂદતાં, નાનાં ઝરણાંઓ! આવો રમ્ય માર્ગ વટાવી આખરે બધાંએ પંચતરણીથી થોડે દૂર જઈ અમરનાથના રસ્તાની બાજુ ઉપર જ પડાવ નાખ્યો, ને બન્ને ઊપડ્યાં અમરનાથનાં દર્શનાર્થે.

રસ્તાને નાકે આવતાં થોડે દૂરથી એક ગુફા નજરે પડી. પર્વતની પીઠમાં આવેલી, કુદરતની કલાથી કોતરાયેલી અષ્ટકોણ ગુફાના પ્રવેશદ્વાર પાસે બન્ને આવી ઊભાં. અંદર થોડા સાધુઓ બેઠેલા હતા. નમ્ર હૈયે, ભક્તિની જ પ્રતિમૂર્તિ બની, બન્ને ગુફામાં દાખલ થયાં. ગુફાને છેડે પર્વતની કુદરતી દીવાલની-વચ્ચે બરફથી ઢંકાયેલું શિવલિંગ એમણે જોયું. જેની અનેક અદ્ભુત કથાઓ એમણે ભાવિક ભક્તોને મોઢે સાંભળી હતી. ચંદ્રની વધઘટ સાથે વધઘટ પામતું આ શિવલિંગ! કુદરતની વિપુલતા વચ્ચે પત્થર પણ દેવ સ્વરૂપે દેખાય છે. પુજ્ય છે. નાસ્તિકને પણ આસ્તિક બનાવે એવા વાતાવરણ વચ્ચે સ્થપાયેલા આ લિંગ સન્મુખ સુધીર અને સુનંદા આવી ઊભાં. એમનાં

હૃદયનો બધો ઉત્પાત શાંત થઈ ગયો. એ મસ્તક સાથે બે હૃદય એક બની ભોળાનાથને નમી રહ્યાં.

અમરનાથનો સાધુ એમની પાસે આવ્યો. બન્નેને ભોળાનાથની ભભૂતિરૂપી પ્રસાદ આપ્યો; ને પ્રસાદના બદલામાં મળેલા સફેદ સિક્કાને–શિવલિંગની ધવલતાથી વિશેષ પવિત્ર માનતો–હરખાતો તે ચાલી ગયો.

ભોળાનાથની ભભૂતિ હાથમાં લઈ સુનંદાએ સુધીરને કપાળે તિલક કર્યું. વિજય કરી પાછા આવેલા પતિને વધાવતી રજપૂતાણી સમી ત્યારે સુધીરને સુનંદા લાગી. વિજયતિલકે પોતાને એના હૃદયના અંતઃપુરમાં નિમંત્રતી હોય એવો ભાવ સુધીરે આ ક્ષણે તેની આંખમાં જોયો. વિજયતિલક કરવા લંબાવેલા સુંદરીના કરસ્પર્શે સુભટ રણભૂમિ પર વાગેલા ઘા ભૂલી જાય તેમ આટલા દિવસ અનુભવેલું–અસહ્ય દુઃખે ભરેલું–હૃદયમંથન સુધીર ભૂલી ગયો. એણે પણ સુનંદાના બન્ને ગાલે ભભૂતિ ચોપડી. લગ્ન પછી, પુત્રજન્મ પછી–પ્રેમમાં પડેલાં આ યુવક–યુવતિની નિર્દોષ પ્રેમમસ્તી જોઇ ભોળાનાથ પણ હસી રહ્યા. એમના પોતાના જીવનમાં આવી ગયેલા રિસામણાં, મનામણાંના આવા પ્રસંગો યુગો ભેદી જાણે એમના સ્મરણપટ પર ન આવી રહ્યાં હોય!

સુધીરે ' બમ ભોળાનાથ ' ઉચ્ચાર્યું; ને આખી યે અમરનાથની ગુફાએ એ શબ્દ ઝીલી લેતાં પ્રતિધ્વનિ કર્યો. અમરનાથની ગુફા જેવાં એમનાં હૃદયમંદિર–એકમેકની હિમસમી ધવલ મૂર્તિથી ભર્યાં ભર્યાં–પણ એ ' બમ ભોળાનાથ'ના શબ્દોચ્ચારથી ગુંજી રહ્યાં. બમ ભોળાનાથની ગર્જના થતાં પાંખોનો ફફડાટ થયો, ને એક સામટાં અસંખ્ય કબૂતરો એમનાં અદૃશ્ય ગોખ છોડી ગુફામાં આમતેમ ઊડવા લાગ્યાં.

માનવવસ્તીથી આટલે દૂર, આવી કઠોર, અસહ્ય ઠંડીમાં, જ્યાં બારે માસ બરફ પડ્યો રહે છે—ત્યાં કિલ્લોલતાં આ અસંખ્ય કબૂતરો જોઇ સુનંદા અને સુધીર વિસ્મિત થયાં. મન્મથોપાસનાના પ્રતીક સમા લેખાતા આ પારેવાં કાંઇ એમનાં જેવા પ્રણયી યુગલોની પ્રતિમૂર્તિ હશે શું? જીવનને પેલે પાર પણ સંયોગ છે, સુખ છે, શાંતિ છે એમ કલ્પતું આ યુગલ, ભોળાનાથ અને એમનાં લાડીલાં કબૂતરોને નમન કરી ગુફાની બહાર નીકળ્યું. અમરનાથની યાત્રા પૂરી થઈ, પણ તે સાથે રતિનાથની યાત્રા શરૂ થતી બન્નેને લાગી. જે ઉત્સાહ, આનંદ, અને ભાવિકતાથી જીવનયાત્રાનો–દુર્ગમ છતાં વિપુલ સૌંદર્યે ભર્યો ભર્યો–માર્ગ કાપવાનો બન્ને હૃદયે જુદો જુદો સંકલ્પ કરી લીધો. અને

એ સંકલ્પની શાંતિ અનુભવતા આત્માને બીજી કોઈ દુનિયામાં ખેંચતી ઊર્મિઓ અનુભવતાં બન્ને ગુફાની બહાર આવી ઊભાં. બન્નેની નસેનસમાં નૃત્ય ભર્યું હતું; બે શરીરોનાં અણુ યે અણુ એકમેક માટે તલસી રહ્યાં હતાં. બે આત્મા એકમેકમાં મળી જઈ પ્રણયની અનંત સમાધિમાં પડી જગત સમસ્તને વિસરી જવા વાંછી રહ્યા હતા.

દૃષ્ટિમર્યાદાની યે પેલે પાર વિસ્તરતાં, સહસ્રશૃંગ હિમગિરિની શોભા જોતાં બંને ગુફાનાં દ્વાર પાસે ઘડીભર અવાક્ ઉભે ભીનાં રહ્યાં. સામે સાક્ષાત શંકર ભગવાન સહસ્ર શિર ઉપર સહસ્ર શ્વેત જટાધારી યુગયુગ જૂની સમાધિમાં બેઠા હતા. એ જટાઓમાં ગુંચવાઈ ગયેલી સહસ્ર ગંગાઓ, ગમે ત્યાંથી રસ્તો શોધી જટાધારી પર્વતોના ખભા પર થઇ સહસ્ર સ્રોતે ઊતરી, નીચે અભેદ્ય ખીણોમાં અદૃશ્ય થઈ જતી હતી. પ્રાચીન કો' મહાકવિની આ મહાકલ્પના! આજે આ ભવ્ય કલ્પનાનો સાક્ષાત્કાર આ યુગલને થયો. બંનેએ મીટ માંડી હિમાલયની આ અનંત ગિરિમાળ પ્રત્યે જોયા જ કર્યું, જાણે ભવભવની સૌન્દર્યતૃષ્ણા છીપવતાં હોય તેમ શાંત ચિત્તે ને ધડકરહિત હૈયે. પ્રત્યેક હિમગિરિશૃંગ ત્યારે તેમને શિવ સ્વરૂપ ભાસ્યું. હિમની ધવલ જટામાંથી અસંખ્ય સ્રોતરૂપે હિમશિખર પરથી સરી પડતાં ઝરણાંરૂપ અસ્તવ્યસ્ત પડેલાં રૂપેરી વાળ પાછળથી પણ શિવની બે સૌમ્ય આંખો આ દંપતી તરફ જોઇ હસી રહી હતી.

સંધ્યાકાળ થવા આવ્યો હતો. સંધ્યાના રાતા, પીળા, ઘેરા આછા રંગોનાં પ્રતિબિંબ ગિરિશૃંગો પર છવાયેલા હિમના મુકુરમાં પડી પાછા આકાશમાં પ્રસરતાં હતાં. સમસ્ત વાતાવરણ રંગમય-રસમય બની રહ્યું હતું. વાતાવરણમાં થયેલા આ ફેરફારથી બંને ક્ષણિક સમાધિમાંથી જાગ્યાં. હજી તો બે માઈલની મજલ કાપી મુકામે જવાનું હતું. પ્રાતઃકાલે વહેલા ઊઠી આતુર હૈયે માતા-પિતાની રાહ જોઈ રહેલ પોતાના બાળક પાસે જવા નીકળવાનું હતું. એક-મેકના હાથમાં હાથ ભરાવી, જીવનની ઝંખના પરિપૂર્ણ થઇ હોય તેમ સંતુષ્ટ હૈયે, સ્વાનંદમાં મગ્ન આ દંપતીએ પોતાના મુકામ તરફ ચાલવા માંડ્યું.

સાત દિવસની સહેલગાહ પછી બંને પહેલગામ પાછાં ફર્યાં. મધુરજની માણી આપ્તજનોને મોઢું બતાવતાં નવદંપતીના હૃદયમાં જે તૃપ્તિ હોય, મુખ ઉપર શાંત, સુખભરી લજ્જા તરવરતી હોય, તેવા હૃદયભાવે બંને સમી સાંજે પહેલગામમાં દાખલ થયાં.

જમીને પરવાર્યા પછી સાત દિવસ દરમિયાન આવી ચઢેલી ટપાલ સુધીરે

જોવા માંડી. બે દિવસથી મુંબઇથી આવી પડેલો તાર એણે પ્રથમ ઉઘાડ્યો. વાંચતાં જ એના મુખ ઉપર વિષાદ છવાઇ ગયો, તે સામે બેઠેલી સુનંદાએ જોયો.

"કેમ એકદમ ગંભીર થઈ ગયા?" સુનંદાએ ચિંતાતુર હૈયે પૂછ્યું.

"મારે કાલેજ મુંબઇ જવા નીકળવું પડશે." સુધીરે ખિન્ન અવાજે ઉત્તર દીધો.

"કેમ, શું છે?" સુનંદાના આ પ્રશ્નમાં પણ એવો જ ખેદ હતો.

"ઇંગ્લંડ જર્મની સામે યુદ્ધમાં ઊતરે એવો ઘણો સંભવ છે. બજારોમાં ખૂબ જ ઊથલપાથલ થવા માંડી છે, ને આવા સંજોગોમાં મારી હાજરીની ત્યાં તાત્કાલિક જરૂર છે." સુનંદાના હાથમાં તાર આપતાં સુધીરે કહ્યું. એના લંબાવેલા હાથનો કંપ સુનંદા જોઈ શકી.

બન્ને ઘડીભર શાંત બેસી રહ્યાં. આખરે સુધીરથી બોલ્યા વગર ન રહેવાયું.

"સુના આપણે કાલે નીકળીએ. હવે અહીં થોડા દિવસમાં બરફ પણ પડવા માંડશે. એટલે તું હવે શ્રીનગરમાં જ રહેજે."

"ને તમે!" આ પ્રશ્નનો ઉત્તર જાણવા છતાં સુનંદાએ પૂછ્યું.

"હું મુંબઈ જઇશ." બોલતાં બોલતાં સુધીરે એક નિશ્વાસ મૂકયો-મુકાઇ ગયો.

"તે શ્રીનગરમાં પણ કયાં બરફ નથી પડતો? હું તો આ એ બરફમાં ઠરી જ જાઉં." સુધીરનો હૃદયભાવ પામી ગયેલી સુનંદા લાડ કરતાં બોલી.

"તને કયાં ટાઢ તડકો નડે છે?" સુધીરે કટાક્ષમય અવાજે કહ્યું.

"તે જાણે મારું શરીર તો લાકડાનું બન્યું હશે, કેમ? મને શ્રીનગરમાં એકલાં એકલાં નહિ ગમે. હા, બીજા હૈયાની હુંફ હોય તો બરફમાં ય પડ્યાં રહેવાય." સુનંદાએ સ્નેહભીની બે આંખો નચવતાં કહ્યું.

"ત્યારે તું કયાં જશે?" સુનંદાનો હૃદયભાવ કળી ગયેલ સુધીરે ક્ષણ અર્ધક્ષણ આતુર હૈયે સુનંદાના ઉત્તરની રાહ જોઈ.

"વળી હું એકલી કયાં જવાની હતી? આપણે બધાં જ સાથે મુંબઇ જઇએ." સુનંદાએ એક રિમનભરી દૃષ્ટિ સુધીર પર નાંખી.

"સુના, શું તું મારી સાથે આવશે?" ખાત્રી કરવા, ધબકતા શંકિત હૃદયે સુધીરે ફરીથી એનો એ પ્રશ્ન પૂછ્યો.

"હાસ્તો, તમારી સાથે નહિ તો વળી કોની સાથે?"

"પણ તારા ભગવાન સવિતાનારાયણ, હેરણ્યગર્ભ, સહસ્રરશ્મિ!" કાઇ-

કોઈ પ્રસંગે સુનંદાએ ઉચ્ચારેલા શબ્દોનો સુધીરે જાણે પડઘો પાડ્યો.

"મુબંઇમાં પણ એ ક્યાં નથી? મારા ભગવાને મને આજ્ઞા કરી છે." સુનંદાની બે ચળકતી આંખો નાચી રહી.

"શી"? ઉત્તર માટેનો તલસાટ આ એક શબ્દમાં પણ સ્પષ્ટ હતો.

"એમને મને આજ્ઞા કરી છે: અમરનાથના પ્રવેશદ્વાર પાસે આપણે ઊભાં હતાં ત્યારે. તમે નહોતી સાંભળી?" પ્રશ્નનો ઉત્તર મળતાં વિલંબ થતો તેમ સુધીરના હૃદયની આતુરતા વધતી જતી હતી.

"મારે ક્યાં એમની સાથે એટલી ગાઢી મૈત્રી છે કે મને કહે? પણ શું કહ્યું તે તો કહે?" જવાબ માટે થોભવાની હવે સુધીરમાં ધીરજ નહોતી.

"મારા ભગવાને ત્યારે મને કહ્યું–ભોળાનાથ ને હિમગિરિની સાક્ષીએ: આજથી આ તારો સુધીર એ જ તારો ભગવાન સવિતાનારાયણ, વરેણ્યભર્ગ, એ જ તારો સહસ્રરશ્મિ!"

"એમ? બીજું કાંઈ?" સુધીરે સુનંદાનો હાથ પોતાના હાથમાં લીધો.

"હા. એમણે મને આદેશ દીધો: મેં તને ઓજસ્ આપ્યું, તે ઓજસે તારા સુધીરનું હૃદય અજવાળજે, તમારા સંસારમાં એ ઓજસ્ ઉતારજે. જેમ તું એનો વધુ ઉપયોગ કરશે તેમ એ ઓજસ્ વધતું જ જશે."

"પછી?" સુનંદાના પ્રફુલ્લ વદન તરફ જોઇ રહેતાં સુધીરે પૂછ્યું.

"પછી શું વળી? એવું તો એમણે મને ઘણુંઘણું કહ્યું છે. પણ સાથે એક બીજી પણ આજ્ઞા કરી છે." સુનંદાએ જરા ગંભીર થવાનો દંભ કર્યો.

"બીજી શી આજ્ઞા કરી છે?"

"એમણે બીજી આજ્ઞા એ કરી છે કે મારે એમનો આદેશ તમને કદી પણ કહેવો નહિ."

બન્ને ખડખડાટ હસી પડ્યાં.

"સુના, હવે તને મુંબઇમાં કંટાળો નહિ આવે?" નવા પ્રણયીનો ભાવ અનુભવતાં સુધીરે પૂછ્યું.

"તમે આવા ને આવા રહેશો તો તો નહિ જ આવે."

"પણ હું આવો ને આવો રહીશ તેની તને શી ખાત્રી?"

"કદાચ દેખાવમાં નહિ રહો, પણ હૃદયમાં તો રહેશો જ. તમે જ્યારે તમારા વ્યવસાયમાં પડશો ત્યારે મારો ભગવાન વરેણ્યભર્ગ તો હશે જ ને? હું એની સાથે વાતો કરીશ. એ તો સદા ય મારા જેવો નવરોજ છે ને?

દિવસભરમાં તમારા વ્યવસાયમાંથી થોડીવાર તો પરવારશોને ?"

"જરૂર. પણ કદીક ન પણ પરવારું. તો ?" સુનંદાનો નવો પ્રેમ સુધી-રની કસોટીએ ચઢતો હતો. પ્રેમાળ, ભોળું સ્ત્રી-હૃદય એ ન કલ્પી શક્યું.

"એમ એક દહાડો જશે, બે ત્રણ ચાર દિવસ જશે. પણ કોઈકવાર તો એ બધી પ્રવૃત્તિનો અંત આવશેને ? એટલે હું એમ નહિ માનું કે તમારા હૃદયમાં મારું સ્થાન ખાલી પડ્યું છે. તમે ગમે તેટલાય પ્રવૃત્તિમય રહેશો તો પણ મારું સ્થાન તો સદા ય ભર્યુંભર્યું જ રહેવાનું.

"હા, સર્વ પ્રવૃત્તિ વચ્ચે ય એ સ્થાન ભર્યુંભર્યું તો રહેવાનું જ. પણ સંસાર છે, કદીક તને કંટાળો આવી પણ જાય." સુધીર સુનંદાના હૃદયને કસતો હતો.

"તો આ મારું પિયર ક્યાં જતું રહ્યું છે ? હું પાછી રિસાઈને પહેલ-ગામ ચાલી આવીશ. આ ટેકરી તે મારું પિયર. આ ઝાડ ને શિલાઓ તે મારાં ભાઈભાંડુ, આ સરિતા મારી સહિયર."

"ને પછી હું તને મનાવવા આવીશ. તું પહેલાં ના કહેશે. સંવનન કરી હું ફરી પાછું તારું દિલ જીતી લઈશ, ને તું માની જશે."

"તમે એમ દર વખતે મનાવવા આવવાનું વચન આપતા હો તો હું દર વર્ષે રિસાઈને ચાલી આવું."

"ઠીક, એ કબૂલ છે. પણ જોજે, પછી બહુ માન ન માગતી. દર વર્ષે કંઈ આમ લડાઈ નથી જાગવાની."

"લડાઈ ન જાગી હોત તો પણ હું તો અમરનાથથી પાછા ફરી તમારી સાથે મુંબઈ આવવાની જ હતી. ભાગીને ઘણોખરો સામાન પણ બાંધી રાખવા હું કહી ગઈ હતી. બોલો, હવે કંઈ કહેવું છે ?"

"જો લુચ્ચી મને તો કાંઈ કહેતી પણ નથી !"

"કહે શાના વળી ? એમ જલદી જલદી ગનાઈ જાય તે કાંઈ રિસાયાં કહેવાય કે ? તમારી હા એ હા ભણીએ તો પછી તમે અમારો ભાવ પણ શેના પૂછો ?" લાડઘેલી સુનંદા નાના બાળકની સરળતાથી બોલી.

"બરાબર છે. પુરુષને તલસાવે નહિ તે સ્ત્રી શેની ?"

"તલસાવીએ તો ખરાં, પણ પછી રીઝીએ પણ છીએ ને ?"

"સુના, તું અદ્ભુત છે. આ બધું ક્યારે શીખી ?"

"તમે પણ ક્યાં ઓછા અદ્ભુત છો. મારા ભગવાન વરેણ્યભર્ગ કરતાં યે

તમે તો ચડ્યા, કે તેની પાસેથી ય હરણુ કરી મને લઇ ચાલ્યા. તમે અત્યાર સુધી કાંઇ ન શીખવ્યું, પણ મારા ભગવાન કાંઈ તમારા જેવા સ્વાર્થી છે ?"

"પણ હવે તો તારો ભગવાન હું જ છું ને?"

"એ ભગવાન જેવા થઇ મને રાખો ને રીઝવો તો સ્તો, નહિ તો વળી તમે શેના ભગવાન?"

"જરૂર રાખીશ ને રીઝવીશ પણ ખરો. પણ તારા ભગવાન જેટલો હું નવરો નથી એ યાદ રાખજે." સુધીરે સુનંદાને પોતાની પાસે ખેંચી.

"સુના! તું આટલી સુંદર થઇ શકે એ મેં કદી કલ્પ્યું પણ નહોતું."

"ને તમે આટલા સૌંદર્યરસિક થઇ શકો એ મેં પણ ક્યાં કલ્પ્યું'તું?"

"સુના, રસિકતા તો પ્રત્યેક હૃદયમાં ભરી હોય છે. પણ તે ત્યાં ગુંચવાઇને પડી હોય છે. હિમગિરિની વિપુલ જટામાં જાન્હવિ ગુંચવાઇ પડી છે તેમ. પણ એને શાંત રીતે વહેવાની ધરાની ઝાંખી થતાં જ ગમે ત્યાંથી એ બહાર નીકળવાનો માર્ગ શોધી લે છે."

"આ હિમાલયમાં આવી તમે કેટલીક આવી શોધ કરી?" સુનંદાએ પૂછ્યું.

"ઘણી યે."

"તો જરા કહો તો ખરા કે અમે પણ કાંઇ નવું શીખીએ."

"જેમ તને તારા વરેણ્યભર્ગની આજ્ઞા છે તેમ મને પણ મારા ભગવાન હિમગિરિની આજ્ઞા છે, સમજી?"

બન્ને ફરી પાછાં હસી પડ્યાં. જરા દૂર સરી ગયેલી સુનંદાને સુધીરે વળી પાછી પોતાની પાસે ખેંચી–ને સુનંદા ખેંચાઇ.

એના વાળ ઉપર પ્રેમભીનો હાથ ફેરવતાં સુધીર બોલ્યોઃ "સુના, તું એટલી બધી બદલાઈ ગઇ છે કે મુંબઇમાં તને કોઇ ઓળખી પણ નહિ શકે."

"કોઇ તો ઠીક, પણ તમે જ અત્યાર સુધી મને ક્યાં ઓળખી શક્યા હતા."

"ને તું પણ મને ક્યાં ઓળખી શકી હતી?"

"પણ હવે તો એકબીજાને ઓળખ્યાને?" એની ગોદમાં લપાતાં સુનંદા બોલી.

"હા, બરાબર ઓળખ્યા. દિલને ને દેહને બન્નેને." સુધીરે સુનંદાને પોતાના ભુજપાશમાં જોરથી દાબી.

"અરે...મારા પાંસળાં ભાંગી જશે...છોડોને..." સુનંદાએ ખોટી વેદના દર્શાવતાં છૂટવા યત્ન કર્યો.

"ને મારું હૃદય ભાંગી ગયું હોત તો?" સુધીરે હસતાં હસતાં એને વિશેષ જોરથી દાબી. "હવે નહિ છોડું."

"એમ જોવું છે?" કહી સુનંદા જોર કરી સુધીરના ભુજપાશમાંથી છૂટી દૂર જઈ ઊભી. "હવે કંઈ તૈયારી કરવી છે કે વાતો જ કર્યા કરવી છે?" સ્નેહાળ ઠપકાભર્યા અવાજે સુનંદા બોલી.

"તૈયારી કર્યા વગર કાંઇ છૂટકો છે?"

સુધીર અને સુનંદાએ બાકી રહેલો સામાન એક ઓરડામાં એકઠો કરવા માંડ્યો. થોડીવાર આ કામમાં બન્ને પ્રવૃત્ત રહ્યાં. સામાન એકઠો કરતાં કરતાં સુનંદા ગણગણતી હતી:

"મારું તૂટેલ બીન પડ્યું'તું ખૂણે,
એના તાર ઊડે વિખરાઇ બધે;
એમાં ગાનના સૂર કો' રેલી ગયું:
મારે આંગણે કોણ આ આવી ગયું?"

"સુના, એ કોણ હશે?" સુધીરે ટહૂકો કર્યો.

પોતાના હૃદયભાવ આ ગીતમાં વ્યક્ત થતા હતા, એ ખ્યાલ આવતાં સુનંદા છોભીલી પડી ગઇ. ન કહેવાનું કહેવાઇ જાય ત્યારે હૃદયને અકથ્ય ક્ષોભ થાય છે. એવો ક્ષોભ સુનંદાએ ક્ષણભર અનુભવ્યો. પછી સ્વાસ્થ્ય ટેકું કરી એણે સુધીરના પ્રશ્નનો ઉત્તર આપ્યો. "ભગવાન વરેણ્યભર્ગ, સહસ્રરશ્મ જેવા ઓજસવંતો માનવરાજ, મારા હૃદયનો દેવ, મારા સ્વપ્નોનો સમ્રાટ."

તે હસી પડી. બન્ને ખૂબ હસ્યાં. સુધીરે સુનંદાને પકડી. સુનંદાએ છૂટવા ફાંફા માર્યા, પણ આ વખતે સુધીર ખૂબ સાવધાન હતો. કેમે કરી સુનંદા છૂટી ન શકી. એને એ ભુજપાશમાંથી છૂટવું ગમતું પણ નહોતું.

"હજી તો કેટલો બધો સામાન બાંધવાનો પડ્યો છે. છોડોને." એણે સ્નેહાળ છણકો કરતાં છૂટવાની યુક્તિ અજમાવી જોઈ.

"ના, હવે તો નહિ જ છોડું. સામાન કાલે બંધાઈ રહેશે."

...ને કાલ કદી ય ન પડે એમ હૃદયમાં વાંચ્છતાં, એકમેકને ઓળખી ચૂકેલાં બે દિલ ને બે દેહ એકબીજાની હૂંફ સેવતાં એકમેકને વળગી રહ્યાં.*

---

* [આ પ્રસંગના શરૂઆતના થોડા ભાગમાં ડી. એચ. લૉરેન્સની એક વાર્તાનો અંશ છે. બાકીનો ભાગ તદ્દન સ્વતંત્ર છે. લેખક]

# તાજ મહાલ

: ૧ :

તું તાજ પાષાણુતણો બનેલો!
પાષાણ તો છે જડ પૃથ્વીમાંહિ
તું શું બન્યો સૂક્ષ્મ જડત્વમાંથી?
બે અન્તરોનું કરી એક હૈયું
તેં તો ધર્યું દેહ વિષે સદાનું.
રગે રગે છે ધબકાર તારે
હૈયે મહાશાશ્વત શોકભારે
ઉદાસ તું નિત્ય દિસે અકેલો.

નથી નથી અન્તર આજ તારે
ઉલ્લાસ તારી ગત પૂર્ણિમાના!
તું ઝંખતો ઉજ્જ્વલ પૂર્ણિમા સદા;
—તે જાય સત્તાવીસ આંગણે અને
મળે તને પ્રેમ અપૂર્ણ એનો.
એનો તને શોક સદૈવ હૈયે!

એ નિર્મળા અન્તર પ્રેમપૂરે
આવ્યાં જનો ચોગમથી તૃષાર્ત;
પાયું બધાંને અમી પ્રેમકેરું
આતિથ્યભાવે નિત તેં જ પ્રેમે.
હૈયું તને હોત નહીં કદી તો
તૃષાર્ત હૈયાં કદી તૃપ્ત થાતે?
તારા પ્રવાસી થઈ તૃપ્ત સૌ વળ્યા.
શંકા મને, ના તુજનેય એની.
એ પ્રેમ પુણ્યપરબે પ્રભુતા નથી શું?

: ૨ :

પાષાણની તું પ્રતિમા વિરાટ
વસુંધરાના મનુમન્દિરે તું–
છે પ્રેમનું ભવ્ય પ્રતીક પૂજ્ય!
તું તો અલૌકિક વિરાટ મૂર્ત્તિ!
નમું તને પ્રેમ-પ્રતીકને નમું;
રમું શશી મંગલ તેજમાં રમું–
કાવ્યોર્મિએ પ્રેમપ્રભા વિષે ભમું!
તું વિશ્વવન્દ્ય મનુમન્દિર પ્રેમ કેરું!

: ૩ :

આત્માના ઓજસે તેં તો કીધાં મુગ્ધ મનુષ્યને
મોંઘેરા માનવી હૈયે મ્હેકાવી પ્રેમમંજરી!
ગૂઢ ચૈતન્ય છે તારા પથ્થરે પથ્થરે ભર્યું–
પૂર્ણિમા-ખોળલે એનું દિવ્ય સૌન્દર્ય વિસ્તર્યું.
જોવાને માગીએ તેવો જોવા તું સરખો રહ્યો–
તપસ્વી ત્યાગની મૂર્તિ! દિવ્ય દર્શન તાહરાં!

યોગીન્દ્ર તું પાર્થિવ પામરોનો
ગંભીર ને સૌમ્ય સ્વરૂપધારી
તું તો રહ્યો શાશ્વત ધ્યાનલીન
તારાક્ષરી ગૂઢ નભાંક કેરી
ઉકેલતો શું વિરમી તટે આ?
આ જમ્બુદ્વીપે યુગસારથીનાં
સદા પનોતાં પગલાં પડ્યાં અહીં
બુદ્ધે અહીં માનવની મુમુક્ષા
ચહી, મુમૂર્ષુ મૃગણાર્થ ચાતાં.

સમાધિમાં મુગ્ધ હજી અહીં તું
ચોગીન્દ્ર છે પાર્થિવ પામરોનો!
ને બુદ્ધભિખ્ખુ સમ શીર્ષમૂંડને
કરી અહો તું ભુજ ઊર્ધ્વ યાચતો
શું દાન તે પૃથ્વી–ધનેશ્વરી કને?
તેં યાચતાં દાન, ધનેશ્વરીએ
દીધું તને–તે ચરણે પડી રહ્યું.

પૂનેમનો ઉજ્જ્વલ દિવ્ય હીરો;
ને કંકણો કુંડલ કો' પરીનાં
સંધ્યા સમે કંકુમ રંગ રંગ્યાં,
ને તારિકાની નવ માલિકાઓ
ધનેશ્વરીએ તુજને ધરી દીધાં–
વિચ્છિન્ન આજ સહુ એ તુજ ચર્ણ પાસે
પડી રહ્યાં–કેમ ન ઊંચકે તું?

તે [1]ભિખ્ખુને જવાહીરે ના સંતોષ થયો હતો–
તને યે તૃપ્તિ ના એથી એમ–? શું હજી યાચતો?

હિમાદ્રિની હારમાલે હીરાની
ખાણો ખૂંચી કોણ તે ખાણ ખોદે?
વ્હેતી ગંગા અદ્રિમાલા ઉછંગે–
કંઠે તેને ઝૂલતી તારમાલા.
તારે તેનું કામ શું બુદ્ધભિખ્ખુ?
તું શું યાચે મૌન સેવી સદાનું?
શા ભંડારો છે હજી તું જ કાજે?
પૃથ્વીના તે સિદ્ધિવંતા નૃપાલે

૧ બુદ્ધભિખ્ખુ ભગવાન બુદ્ધને નામે દાન માગવા નીકળે છે. નગરમાં દ્રવ્ય અને લક્ષ્મીનાં માંગ્યાં દાન મળે છે પણ એ સ્વીકારતો નથી. નગરની બહાર એક બાઈ કપડું આપે છે તે સ્વીકારે છે.

એનો દાટેલો ઘડો કે . સુગોથી
કાઢી, આપ્યા તેજઅંગાર હીરા
કે ઓજસ્વી સૂણતાં સાદ તારો.

આજ કે કાલની ના ના સમાધિ, તુજ આદરી,
વ્હાણાં તો કૈંક વર્ષોનાં વાયાં છે ઘુમ્મટે ફરી.

મળ્યું તને શું તુજ એ સમાધિમાં,
જાણી શકું હું નહીં કોઇ કાળે
ભવિષ્યમાં યે મળશે તને શું ?
ન કલ્પનાને તટ ઝંખી હું શકું.

: ૪ :

તું બુદ્ધધર્મતણું પૂજ્ય પ્રતીક વિશ્વે
આજે ઊભું જગતને તુજ સાદ દેતું !
નિર્વાણની અચલ એક ધરી સમાધિઃ
તું વિશ્વધર્મ અવશેષ અનંત કેરો !
ઇસ્લામ-સંસ્કૃતિ તણું હજી યે પ્રતીક
છે તું જ—પ્રેમસરિતે કરી આર્દ્ર હૈયાં-
રે કૈંક માનવ તણાં, વણુ એક તારે !
તું ભવ્ય પ્રેમકથની જગને સુણાવે !
ઇસ્લામ-સંસ્કૃતિ તણો ચિરમંત્ર મૌને
ધ્યાનસ્થ તું જપી રહ્યો અમ આર્યલોકે !
જ્યાં પોઠ મુસ્લિમ તણી ઊતરી અમારી
આ પ્રેમ આર્દ્ર ધરતી પર પ્રેમઆરો-
તે ભવ્ય ગંગયમુના સમ સંગમે તું-
ઇસ્લામ-હિન્દુ ઉરસંગમનો અપૂર્વ
તું આજ મૂર્ત્ત જગવે સ્વર સ્નેહકેરો !
પેગામ એક તવ ભવ્ય વિરાટ શિલ્પે

વાંચે મનુષ્ય સહુ આ ચિર પ્રેમ કેરો!
પૂજા કરે પ્રણયની સહુ એક ભોમે!
તું બુદ્ધ, ખ્રિસ્ત વળી મુસ્લિમ-હિન્દુઓનું
અદ્વૈત એક જગમન્દિર ભાવનાનું.

: ૫ :

મેં તો તને એક સુરમ્ય વેળા
પૂનેમનાં પીયૂષ—વર્ષણોની
તારાભરી રમ્ય વિભાવરીએ
જોયો હતો સુન્દર રૂપ ધારતો.
ઔદાર્ય, કૌમાર્ય રસાર્દ્રતાથી
તું શોભતો મંજુલ સ્વપ્નમાંહે
હાથે ધરી દર્પણ હોજ કેરો
ને અન્ય હસ્તે શરુ-હાર દાંતિયો[1]
તારાં વધ્યાં રૂપલ કેશ ઓળવા.

સૌંદર્યમુગ્ધ તું રાચ્યો કૃષ્ણની ધરતી વિષે,
જીવતો જાગતો બેઠો તું તો માધવી મણ્ડપે.
સ્વપ્નિના સાંથિયે લીલા સૌન્દર્ય રસરાજની!
કલાનો ખીલવી તારો કલાપ નવતેજથી!

વિશ્વના પ્રેમને પાને સૌન્દર્ય મંગલાક્ષરી.
અન્તરે અન્તરે એનાં સૌરભ-સુરખી ભર્યાં!
તારે યે અન્તરે એના રંગો રાગવિલાસના
ભર્યા છે શાશ્વતાનંદે એ માટે જ ઉપાસના!

તને તને યૌવન ધન્ય સાંપડ્યું
સૌંદર્યનું અંતર તેંય ધાર્યું?

---

1. તાજમહાલની આગળ આવેલાં શરુનાં ઝાડની હાર

કિન્તુ તને ના હજી કોઈ સાંપડ્યું
પ્રિયા થવા પ્રેમપરાગ ફોરવા ?
ચાહે ભલે કોઇ તને, ન વા ભલે
તારું છતાં દર્શન છે અનેરું.

: ૬ :

રહી સદા તુ ઇતિહાસઆરસી
સહી સદા કાળ કરાલ વીંઝણા
પ્રેમોર્મિની મંજુલ મંજરીઓ
મ્હેકી રહે પલ્લવતી વસંતે.

વસુંધરાની વનવાટિકાના
આવ્યા ઊડી કૈં કવિકોકિલો અહીં
તું તાજનો સાજ ધરન્ત અંગે
કિલ્લોલતા કૂજન કાવ્યકુંજે.

તું પ્રેરણા ઊર્મિલ મર્મરોની
તું કન્દરા પ્રેમલ અન્તરોની!
તું શુભ્ર જ્યોત્સ્ના પ્રણયી જનોની
ખીલી મહામંગલ શાશ્વતાર્થે.

તું પ્રેમનું મંગલ મૂર્ત્ત કાવ્ય
ગૂંજી રહ્યું પલ્લવ કુંજકુંજે
કૈં વલ્લરીની વનવાટિકામાં
વા માલતી-મણ્ડપની ઘટામાં!
પ્રેરણા પ્રેમી હૈયાની સનાતન વસી જગે,
એવું તારા મહીં છે શું પ્રેર્યું જેણે હૃદે હૃદે?

: ૭ :

તું પ્રેમનું સ્મારક પૃથ્વીમાંહે ?
કે માનવીની નવલી કલાનો

કલાપ .છે તું જગઆંગણામાં ?
તું ભારતીની ધનરિદ્ધિકેરો
રહ્યો હજી શું અવશેષ છેલ્લો ?
તું શું સદા મંગલ કાવ્યપ્રેરણા
આ વિશ્વકુંજે કવિકોકિલોની ?
તું મૂર્ત્ત કાવ્ય કવિનું ચિરકાલકેરું ?

: ૮ :

ડૂબી ગયો તે ઇતિહાસ—કાળમાં
છોડી જઈ કો અવશેષ તું શા !
રાજા હતો માનવ માનવીત્વે-
એને હતું અન્તર પ્રેમઆર્દ્ર,
એનો હતો વૈભવ વેદનાનો-
એ તાજ ! તું આજ રહ્યો બતાવી.

અમે અમારો ધ્રુવતાર જોઈ
જતા સદા મૃત્યુપથે નિમગ્ન-
—ને રાજવી શાહજહાન એની
એકાંતની એકલ કેડીએ ગયો,
તું પંથકેરો ધ્રુવતાર જોઈ-
સૂતો લઈ ચાદર તારી છાંયમાં !

: ૯ :

તું ના કદી તાજ કળા—કલાપ !
તું ના કદી શાંત પ્રબુદ્ધ ભિખ્ખુ.
હતી તે પ્રેમની તંત્રી અનેરા ઉરવાદ્યની
શાહ ને શાહરાજ્ઞીની પ્રેમનાં ગીત ગુંજતી.

પ્રભુયે લીન એ ગાને થયો ને. જગબાગની
મ્હેકાવી મંજરી મીઠી પ્રેમામૃતે નિકુંજની.
લીલાએ અન્તરો કેરી પ્રેમપીયૂષ વર્ષણે:
ત્યાં તો છૂટાં પડ્યાં બંને મૃત્યુના પગલે અરે!

એ પ્રેમનું વાદ્ય તૂટી ગયું ને
ડૂબી ગયું ગીત અનંતતામાં.
આવ્યો પ્રભુ એ સૂર શોધવાને;
મળ્યું ન એને પણ ગીત ક્યાંયે.
હિમાદ્રિની ઊર્ધ્વ કરાલમાલા
ચઢી ચઢી દૃષ્ટિ કરી દિશે દિશે.
ને ચંદ્રનૌકા લઈ નીર વ્હેણે
સ્થળે સ્થળે સંગીત શોધવાને
ઘૂમ્યો અરે માનવવાટિકામાં.

તૂટેલા પ્રેમના વાદ્ય તણા તાર હતા પડ્યા,
નીરવ યમુના–તીરે સૂનકારે સુષુપ્તિમાં
જોઈને વાદ્યના તારો પ્રભુના નયને સર્યું
અશ્રુબિન્દુ–અહો તે તું! વસુંધરા વિષે ઠર્યું.*



कोलक

* કર્તાના તાજેતરમાં પ્રસિદ્ધ થનાર 'સ્વાતિ' નામનાં કાવ્યસંગ્રહમાંથી

# કાવ્યમધુ

ઇન્દુલાલ ગાંધી

સામે પડેલાં ઢગલાબંધ માસિકો ને સામયિકોનાં પાનાં ફેરવ્યે જાઉં છું, ઝપાટાબંધ ફેરવ્યે જાઉં છું. કવિતાઓ જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં થોભું છું; ચાર પંક્તિનું મુક્તક પણ દૃષ્ટિમાંથી છટકી જાય એમ હું ઇચ્છતો નથી. બીજા લેખો કે ચિત્રો પ્રત્યે દુર્લક્ષ્ય થવાનો મેં નિશ્ચય કરી લીધો હોય એમ બીજે ક્યાંય આંખો ઊભી જ નથી રહેતી!

ઘણા જાણીતા અને અતિઘણા અજાણ્યા કવિઓની કૃતિઓ સામસામાં પલ્લાંમાં મૂકી જોતાં, કેટલીક અજાણી રચનાઓ વધુ મૂલ્યવાન દેખાય છે, છતાં બિચારીને કર્તાના અપ્રતિષ્ઠિત નામને પ્રતાપે કોઇક જાહેરખબરના નીચેના ભાગમાં લપાઇ રહેવું પડ્યું હોય છે. ને પેલી ભમરાળી કૃતિ, ધનવાનની બૈરીની જેમ આભૂષણોથી વીંટાઇને અગ્રસ્થાને બેઠી હોય છે. કેટલાક તંત્રીઓ તો નામની જ ઝંખના કરતા હોય છે. 'તમારું નામ આવવું જોઇએ, લેખ ગમે તેવો હશે તો ચાલશે મારાભાઇ!'

'સુંવાળી' રસદષ્ટિનો દંભ જતો કરીએ તો નમ્રપણે એટલું કહેવાનું મન થાય છે કે વિષયવૈવિધ્ય ઘટ્યું છે, વસ્તુ માટે ફાંફાં મારવાં પડે છે ને શબ્દ-વૈભવ ખીજે નવો કોશ તૈયાર કરવાનું સૂચન કરે છે. જેને કીર્તિ મળી છે તે વધુ બેદરકાર બન્યા છે; એના કરતાં ગઇકાલે ઊભો થયેલો નવો કવિનિશાળિયો વધુ સ્થિર—મક્કમ પગલાં મૂકે છે, માલિકીનું મમત્વ એને નથી. સર્જનનો આનંદ એ જ સાચો આત્માનંદ છે એમ એ જાણે છે.

દીવાળીઅંકોની વિશેષ ભરતીને લીધે આ વખતે કેટલાંક સામયિકોને મૂકી દેવાં પડ્યાં છે. કારણકે આ વિશેષાંકોની પકવ—અપરિપકવ રચનાઓને એકીસાથે માણવાનું તો વર્ષમાં એકાદ વખત માંડ ભાગ્યમાં આવે.

આમાં કશી ગેરસમજૂત ન થાય એટલું હું નમ્રપણે માગી લઉં છું. કેમ કે ગુણદોષનિદર્શનની જવાબદારી મોટી છે: મારાં મંતવ્યો કેટલાંકને ન્યાયયુક્ત કે તર્કબદ્ધ ન પણ લાગે તોયે આપણે કવિતાવિકાસવાંછુઓએ એટલું તો સ્વીકારવું પડશે કે ગુજરાતી કવિતાએ હજી વિકાસપંથ કાપવાનો બાકી છે. અનુભવની માત્રા વધારવાની છે. જીવનકલા ખીલવવાની છે અને કલ્પનાને વધુ સ્થૂલ સ્વરૂપ આપવાનું છે.

માધુરીના આ અંકનાં કાવ્યો પણ હંમેશની જેમ તપાસી જઈએ. 'માનવતાની પશુતા' (કવિશ્રી ખબરદાર). વર્તમાન યુદ્ધપરિસ્થિતિને અંગે માનવતાના થયેલા પરિવર્તનનું આબાદ ચિત્ર અહીં રજૂ થયું છે. શૌર્યોદ્રેકભર્યાં કાવ્યોની મોહનીમાં રમાડનાર કવિ આજના નિરંકુશ સંસારને લગીરે પંપાળતા નથી. એમની પ્રૌઢગંભીર શૈલી કડવાશના પરિતાપને પણ કેટલા સ્થિર ચિત્તે આપણી સામે મૂકે છે.

જેની બુદ્ધિએ ઘોર અજ્ઞાન-અંધાર હણ્યો,
તે શું એ જ અંધારને રૂપ હશે ઊતરી?

'પ્રિયાના સાન્નિધ્યમાં' (પતીલ). કાવ્યની શરૂઆત જ રમતિયાળ, કશા શબ્દાડંબર વિહોણી. દામ્પત્યપ્રેમનું સાદામાં સાદું લક્ષણ. 'જ્યારથી તું મારી થઈ ત્યારથી હું તારો થયો. તારી આંખોનાં જાદુએ મારો સાથ કર્યો અને મને જીવનની નવી દિશા પ્રાપ્ત થઈ.' પ્રત્યેક પંક્તિમાં લાગણીઓના થડકાની ગૂંથણી મનોરમ. પરોક્ષ કે અપરોક્ષ રૂપમાં કૃપાનાં બે ચાર બિંદુઓને જીવનભરની રસસમૃદ્ધિ બનાવી શકે તે કલાકાર. આપણા અનોખી કાવ્યપ્રતિભા ધરાવતા શ્રી. પતીલમાં તો એવા કલાકાર તરીકેનો બહુ ઊંચો ગુણ છે. 'રહસ્ય લહ્યાં' (પૂજાલાલ). ખરી રીતે તો આ કાવ્યને 'નિશાસ્તવન' નામ શોભે. અહીં આપણા જ્ઞાની કિસ્મત અને કર્મશીલ સાધુજન રાત્રિના મૌનમાંથી અનુપમ સૌન્દર્યદર્શન મેળવે છે. ગરવા, મધુરા સંસ્કૃત શબ્દોની પ્રાસાદિકતાએ અલંકૃત એવું એ આખું કાવ્ય પાસાદાર છે.

જ્વલંત દ્યુતિમંત દિવ્ય મણિમોતણી ખાણ તું,
તું હિ ગહનગર્ભિણી, નિયતિ, સિદ્ધ, સંભાવિની.

શ્રીમતી ઊર્મિલા દવેનું મનોહર કાવ્ય 'જીવનમુક્ત' પણ આ અંકમાં મળે છે. સરલ પદભાવથી કાવ્યમાં થતી જીવનની કોઈ અનેરી ઝંખના સ્પષ્ટ

થાય છે. કાવ્યમાંની છેલ્લી પંક્તિઓ અતિસચોટ છે. એ પંક્તિઓમાં મુક્તિવાંચ્છુ માનવની તમન્ના છે અને ચિત્રની ભવ્યતા છે,

ખીણમહીંથી તોયે ફરી ફરી,
ઊડે ધીમા શબ્દો, પ્રતિરવ સમા કાન પર તે
પડે ને ત્યાંથી કો' સપન સરખા વ્યગ્ર કરતા
સરે ચિત્તે–મન્થે ફરી સ્મૃતિ તજ્યાં સાધન તણી.
મહાયાત્રા માંડી : પણ નહીં શું મુક્તિ પથિકને ?

'તમારા સંદેશા' (રમણિક અરાલવાળા) માં 'ઘાયલની મૃત્યુલવરી' જેવો ઝટ ગળે ન ઊતરે એવો સ્પષ્ટ પ્રત્યુત્તર છે. જુવાનીમાં અકર્મણ્ય વૃદ્ધત્વના આક્ષેપ સામે આ પંક્તિઓ કેટલી સરસ રીતે અથડાય છે !

ઘણું જોયું, જોતો સતત પુરુષાર્થીની પ્રીતિમાં
રહું તો યે શેનો અટલ જગચક્રોત્થ સ્થિતિમાં.

'કોઈ નહિ' (પ્રેમશંકર ભટ્ટ). એકધારી સુગેય રચના. ચિત્રનો ઉપાડ જ હૃદયંગમ. વિરહીને વર્ષાઋતુ પણ સાન્ત્વન દઈ શકતી નથી, ઊલટી મનોમંથન ખેવડે છે. કવિતાના આત્મા જેવી અંતઃસ્ફુરણા જ અહીં વેગીલી બની છે. 'વળી વિલપવું પડે ન' (પ્રજારામ રાવળ). 'બધું ચાલ્યું ગયું, સમય–સમૃદ્ધિ સુદ્ધાં; માત્ર હું અકિંચન રહી ગયો.' આટલી નિરાશાને, છેલ્લી છ લીટીનું શાન્ત સમાધાન સુચિર બનાવે છે. કવિનું સમપ્રવાહી હૃદય સોનેટબંધને અનુકૂળ છે. સોનેટને સીધી, સરલ અને સચોટ શૈલી જોઇએ, એમાં કાવ્યતત્ત્વ અમુક ઢબે ઊતરવું જોઇએ. લયભંગ બાદ કરતાં એમાનાં કેટલાંક સુલક્ષણો અહીં હાજર છે

ઘણી વહી ગઈ, પરંતુ વણઅંત આવે હજી
અકલ્પ્ય કંઇ રિદ્ધિસિદ્ધિ છલકંત વણઝાર આ
અનંત તણી; લે ઉતારી હજી તાહરે આંગણે
વળી વિલપવું પડે ન લમણે મૂકી હાથને !

'ક્યહીં ભટકતો' (ગોવિંદ સ્વામી). પૂરી મસ્તીથી માણી શકાય એવી લોલવિલોલ કલ્પના. 'પ્રણયનિધિ હિલ્લોળ' ને હૈયામાં ઉછાળીને, અભિસારિકા બનીને રાત્રિ ચાલી નીકળી છે. પ્રકૃતિતત્ત્વોનું સંવાદીપણું પણ એનાથી દૂર કેમ રહે ? એક દૂર ઊભો છે પેલો રજનીપતિ, જેને મળવા એ તલપી રહી છે. મિલાનો તલસાટ અને દુર્લક્ષ્ય નજર ચાગુડીનાં બે પલ્લાંને અસ્થિર

બનાવી રહ્યાં છે. મનોભાવની એક એક રેખા ઉપસાવવાનો કવિનો શ્રમ સફળ થયો છે. વિરહી પ્રણયની અવદશાને પ્રચ્છન્ન રાખીને સંયમની પ્રતિભા આગળ આવી છે.

કરી તાણાવાણા તપસદ્યુતિના, કૈં ભરી લઈ
હીરા નીલા ધોળા ઝગમગ થતા સ્વચ્છ ઉજળા,
અને સ્વર્ગંગાને રજત કસબે રમ્ય વચમાં
ગૂંથી, આછો સાળુ અજબ કંઈ નક્ષત્રથી ખચ્યો
ધરી લૈને અંગે
નિશા આ ઉમંગે નિજ શયનખંડે પગ ધરે,
અરવ પગલે શી અભિસરે!

'કાશી ઘાટપે' (સુરેશ ગાંધી) વસ્તુવિકાસ ઝાંખો પણ મૂળ કલ્પના જ ચિત્તાકર્ષક છે અને શબ્દોની તાજગી અનેરી છે. આખો પ્રસંગ સુમધુર કલ્પનાની સહાયતાથી જીવંત બન્યો છે.

કુંકુમની આડ કરી લલાટે
પડી હતી સાંધ્ય સુવર્ણપાટે;
અને દિશા મંગલમૌન અંજલિ
ઢોળંતી'તી નિર્જન કાશીઘાટપે.

'શરાબની પ્યાલીને' (જયાનંદ દવે). વિષયને અનુરૂપ છંદયોજના. સામાન્ય દૃષ્ટિમાંથી કવિ નવી ફિલસૂફી ઘડી કાઢે છે. દુઃખોને ડામવાની, શમાવવાની એની શક્તિને શરૂઆતમાં સ્વીકારે છે પણ અંતે તો એ એક ઉર્દૂ કવિતાની જેમ દવા જ દર્દ બની જાય છે.

દવા વિશ્વે એવી નવ નીરખી મેં, દર્દ મટવા
પછી યે, દુસ્ત્યાજ્ય વ્યસનરૂપ જે દર્દ જ મહા,
બનીને દર્દીને જીવનભરનો દાસ કરતી;
સુરાપ્યાલી! તું તો જખમ રુઝની જખ્મ બનતી.

શ્રી. દુર્ગેશ શુક્લનું 'હું મૂર્ત ક્રાન્તિ' કાવ્ય હિંદીગીતનો લય જાળવતાં સારું થયું છે. ક્રાન્તિની ઝંખનાં મૂર્તરૂપે આ ગીતમાં મળે છે.

'ધૂમ્રલેખા' (દેવજી રા. મોઢા). આની સુરેખ, સ્વચ્છ ને સુબદ્ધ છાપ જે ચિદ્દભૂમિ ઉપર પડે છે તેમાંથી કાવ્યજીવનની સુકુમારતા જ ગુંજનરૂપે રહે

છે. સુવ્યક્ત ને રેખાભરેલી અનુપમ શૈલી વાણી, ધ્વનિનું મંગલ ભૂષણ બની રહી છે. કલ્પના અને છંદપ્રવાહની રંગઝાંય એકમેકમાં અચ્છી રીતે ગુંથાઈ ગઈ છે. અગ્નિમાંથી નીકળેલી ધૂમ્રરેખા પાણીરૂપે ધરતી ઉપર પાછી આવે છે એ આખા કાવ્યનો વસ્તુવિકાસ છે, આજની વૈજ્ઞાનિક દૃષ્ટિ આ કલ્પનાને અસત્ય ઠેરવવા તૈયાર હોય તો '.ધૂમજ્યોતિ જલપવનનું વાદળું મેઘ,' એ 'મેઘદૂત'ની પંક્તિને આની જોડે સરખાવી જોવી. પણ કાલિદાસના જમાનામાં વિજ્ઞાન બાલ્યાવસ્થામાં હતું એવી કોઈ દલીલ કરે તેને આ રીતે સમજાવી શકાય કે કલ્પના તો વિજ્ઞાનની જનની છે. અત્યારે જે નવોન્મેષભરી વૈજ્ઞાનિક સૃષ્ટિ આપણને ચકિત કરી રહી છે તે મૂળ તો કોઈ તરંગીની કલ્પના જ હશે માત્ર કલ્પના.

કુમાર ( સપ્ટેમ્બર, ઑક્ટોબર અને નવેમ્બર ) વ્યક્તિત્વની જીવંત પ્રતિભાથી ઓતપ્રોત એવાં ત્રણ અંકો મળીને ત્રણ જ કાવ્યો: 'એક કિલ્લાને તોડી પડાતો જોઈને' ( સુન્દરમ્ ) 'સંભાવના' અને 'જિંદગી કાવ્ય દીર્ઘ' ( રામપ્રસાદ શુક્લ ). પહેલાની અનુકંપા ભરી શરૂઆત—

> અહીં નથી મુહૂર્ત, મંગલ પ્રદીપ ના, ધૂપ ના,
> ન કુંકુમ, ન પુષ્પ, સ્વસ્તિક નથી, નથી અર્ચના,
> પુરોહિત ન મૌલવી, ન અહીં મંગલપ્રાર્થી કો'
> ન શિલ્પગુરુ કો, નથી અગણ સંઘ તજજ્ઞોતણો
> નહિ બૃહદ યોજના, ઢગ નહીં સરંજામના;
> અહો બદનસીબ કોટ, તુજ આજ ઉત્પાતને
> સમે અહીં નથી જ કોઈ કશું જે હતું ત્યાં તદા
> યદા પ્રથમ તારી ઈંટ અહિંયા મુકાઈ મુદા.

ફાર્બસ ગુજરાતી સભા

વગેરેમાં કોટનું ઝાંખું ચિત્ર ઊઘડે છે ખરું. પણ એના સંકલનની ચોટવાળી ફિલસફી માટે તલપાપડ આંખો તો એ બધી મંથનલીલા મૂકીને છેલ્લી પંક્તિઓને પકડવા આગળ દોડે છે. 'વર્ણનાત્મક અવલોકન શક્તિ'ની ગાળ ખાધા વિનાનું આ બેનમૂન સૉનેટગુચ્છ છટકી જાય છે એ ઇર્ષ્યાનો જેવો તેવો પરાજય નથી. સહૃદયીને આનંદમુર્છા પમાડે એવી છેલ્લી પંક્તિઓ આ રહી.

> સુંદર અહ ! સ્વપ્ન ! રમ્ય અભિરામ માંગલ્ય શું !
> ઉડે ઉડતી ધૂળમાં મધુર છાંય એ ભાવિની.

તું આ ખરતી કાંકરી મહીં ખરે નિરાશા બધી
અને ચડતી આશ ઊર્ધ્વ ગગને સુદુર્ગા બની.
ભલે અહીં ન ધૂપ દીપ ફુલમાળ ના અર્ચના.
છતાં અહીં ધુળેટીમાં નવવસંત-આરાધના.

'સંભાવના' અને 'જિંદગી કાવ્ય દીર્ઘ' એ એક બીજાની 'પૂર્તિરૂપે વિલસતી' ચિંતનપ્રધાન રચનાઓ છે. ચિત્તની વિકલતા અને એનું શમન એ પ્રશ્નોત્તર સોય પાછળની દોરી જેવો સંબંધ ધરાવે છે. કવિની વિચાર-સરણીમાં માદકતાને અવકાશ નથી એટલે એમની કૃતિઓ ઊંચા આદર્શની નિરાડમ્બરી શૈલી પકડી શકે છે. સુખ, પરિતાપ-ઉલ્લાસને મુગ્ધ ભાવે જોવાની એમને ટેવ નથી. એટલે અસ્વસ્થ રાગવૃત્તિ, એમના કાવ્યગુણરૂપે વિલસે છે.

વિરોધ વસમા સહ્યા, અનુભવો જગે આકરા
અસંભવ મહીં સદા લસતી કોઈ સંભાવના;
અપ્રીતિ મહીં પ્રેમ, સ્નેહ મહીં વિકૃતિની કથા,
અસાર મહીં સાર, ઉત્તમ તણી દીઠી સ્વલ્પતા.

એ જ ભાવનાના મિલન માટે તલસતી આ પંક્તિઓ—

આ શું કિન્તુ ? કવિતઝરણાં સાથ સુકાઇ ચાલ્યાં,
તેજસ્વી જીવન મહીં હતાં તત્ત્વ એ ક્યાં સમાયાં ?
છે મોટાઈ જરૂર જગમાં કાવ્યથી જિંદગીની,
કે એમાંથી પ્રતિપદ ધરે, પ્રેરણા કાવ્યદેવી;
મૂર્તિરૂપે તદપિ વિલસે એકબીજાથી યુગ્મ
કાવ્યે ઝિંદાદિલી; જિગરનું જિંદગી કાવ્ય દીર્ઘ.

જીવન એક મહાકાવ્ય છે ને કાવ્ય એ મહાજીવન છે. સુતર્કશીલ લાગણી ભર્યું હૃદય અને ખીલેલી વિચારદૃષ્ટિ આ બંને કાવ્યોમાંથી શોધી શકાય છે. લિપ્ત રહીને અલિપ્ત રહેવું; અલિપ્ત રહીને લિપ્ત રહેવું-એ સંસ્થિતિ મેળવવા જેવી છે. કવિહૃદય જેમ વિશાળ અર્થમાં સમભાવશીલ છે તેમ ક્વચિત્ ક્લિષ્ટ-ફ્ના સરખી સમધારણવૃત્તિ ધારી શકે છે.

ઊર્મિ (સપ્ટેમ્બર, ઓક્ટોબર અને નવેમ્બર). ત્રણમાં પહેલા બે મહિના તો નવલિકાઓકે રોકયા છે એટલે નવેમ્બરનાં ત્રણ ચાર કાવ્યો જ એની ત્રૈમાસિક કાવ્યસમૃદ્ધિ છે! 'પશ્ચિમના મોરચા પર' (સુરેશ ગાંધી). "અનુ-

ભૂતિ' (પારાશર્ય). 'વિદાય લેતું વર્ષ' (કાંતિલાલ પરીખ). પહેલામાં આજની યાદવાસ્થળીનું મનોવેધક વર્ણન,–અતિ શબ્દવૈભવને લીધે ક્યાંક અસ્પષ્ટ છતાં,–બીજા કવિઓનાં આ જાતનાં કાવ્યોમાં સારું સ્થાન પ્રાપ્ત કરે તેવું ગણી શકાય. કવિતાપ્રદેશમાં નાટ્યતત્ત્વ કેટલી સીમાઓ સુધી પ્રવેશનું જોઈએ તે હજી આપણે ત્યાં નક્કી થયું નથી પણ એ મૂંઝવણનો એક ઉકેલ એમ મળે છે કે આવા અતિ સરલ વિષયને ગતિમાન કરવા માટે, તાલબદ્ધ ઊપડતાં પગલાંની જેમ, વિરામચિહ્નોની વાડો કુદાવીને ભાવનાને દોડાવવી જોઈએ.

ઘડીક શમશે બધું પ્રલય ઘોર ઘમસાણની
કલંકિત કથા ભૂલી નૂતન સંસ્કૃતિ જાગશે
બુલંદ સ્વરઘોષણા કરી કરી કહેશે કવિ,
નવીન રશિયા તણો નવલકાર ભીનો બની
'અહીં બધું ય શાંત છેઃ'

'અનુભૂતિ' આખી આલ્હાદજનક રચના છે. સંસ્કૃતવૃત્તોમાં 'સ્રગ્ધરા' જેવી લાંબી દોરી પર ચાલવામાં કવિની સ્થિતિ નટવા જેવી હોય છે. છંદચર્ચા કાવ્યમધુમાં થવી જોઈએ નહિ એમ હું માનું છું એટલે આગળ વધતો નથી. આવી જટિલ રચનામાં વિષયાંતર થવાનો મોટો ભય હોય છે, કવિ એ વટાવી ગયા છે એટલું અહીં આનંદપૂર્વક નોંધું છું. 'અખિલબ્રહ્માંડમાં એક તું શ્રીહરિ'નું ગુંજન પંક્તિએ પંક્તિનો પ્રાણ છે. છેલ્લી બે પંક્તિઓએ કળશ ચડાવ્યો છે.

છો ત્યાં સામર્થ્ય તારું અનુપમ ગીત ને તારઝંકાર તારો
કિન્તુ વાંસે સૂરીલો અનનુભૂત તનકમ્પ તો માત્ર મારો.

કેટલું સાહજિકપણું આટલા ઉચ્ચારણમાં છે! 'વિદાય લેતું વર્ષ' ઉપલાં બેને મુકાબલે વધુ પ્રવાહી છતાં ચિંતનપરાયણ છે. 'સ્નિગ્ધઊર્મિલાવ્યભાવે' જેવા લાંબા સમાસની અહીં જરૂર નહોતી. કવિતાપ્રિય વાચકને પણ આવું ગમવાનો સંભવ ઓછો. સદાને માટે છૂટાં પડવાનું દર્દ, ફિલસૂફીની આછી છાંટ છતાં કશો અગમ્યવાદ નહિ. 'મરણઘંટ વાગી રહ્યો છે, હું તો હવે જાઉં છું, સાથે રહ્યાં, માણ્યું તેનાં સ્મરણો સિવાય બીજું મારી કને શું હોય? તમે મને વિદાય આપજો પણ રોતાં રોતાં નહિ. કાળચક્ર તો ફર્યા જ કરે છે એમાં મારા ટૂંક આયુષ્ય માટે શો શોક? મને તો જન્મથી યે મૃત્યુ અધિક પ્રિય છે.'

ગમે જનમ ને વળી, મરણ તે થકી યે પ્રિય.
ભલે ક્ષણિક તોય તોષ ઉર માહરે હું લઉં;
કરે ખતમ જિંદગી ચમક દિવ્ય હૈયે ધરી
પરી દીપ પતંગિયું: ક્ષણિક એય ના ભવ્ય શું?

મૃત્યુ પ્રત્યેની પ્રસન્ન સહાનુભૂતિ, બીજાને માર્ગ કરી આપવાની ઉદારતા, ચિત્તગમ્ય કરુણા એ બધું બતાવવા માટે જે જાતની જીવતી ભાષા જોઇએ એ એના કર્તાને સાધ્ય છે. આવાં શહીદી ભાવવાળાં કાવ્યો એ 'પ્રેરણા કાવ્યો' છે. I have lived my life;– that is all. After my peace in Death, I shall know nothing!"[1]

પ્રેરણાકાવ્યો વાંચીને એક સુવિવેચકે એવું કહ્યાનું સ્મરણ છે કે 'આ તો પ્રયત્નપ્રેરિત-પ્રયોગ–આરમ્ભદશાનાં કાવ્યો, એમાં પરિપક્વતા આવવાનો સંભવ ઓછો.' પક્વ-અપરિપક્વ તો મતફેરીનો વિષય છે. વધુ પગથિયાં ઊતરવાનું જોખમ ન ખેડનારા પાણી ન જ પી શકે. જોઇ પણ ન શકે. સિદ્ધિ સુધી એ વિષય પહોંચ્યો નહોતો એટલું સ્વીકારીએ તોપણ જે કાંઇ છે તેમાંથી કવિતાના ઉત્તમાંશો શોધી કાઢનારા કેટલા?

આરામ (દીપોત્સવી અંક): પરિચિત અપરિચિત કવિઓનાં કાવ્યો, મોટી સંખ્યામાં આ અંકમાં મળે છે. સંપાદકે ચૂંટણીમાં થોડીક ચીવટ રાખી હોત તો, જે કેટલાંક મંદપ્રાણ કાવ્યો આડાઅવળાં પેસી ગયાં છે તેમાંથી અંક ઊગરી જાત! 'વૈશાખ વદ ૧૦' (નવોઢ). લગ્નજીવનનું સ્મૃતિદર્શન, સાચાં સંવેદનોવાળું છતાં જૂની લઢણમાંથી નીકળી શક્યું નથી? આવાં કાવ્યોમાં પણ, સ્વાભાવિકતા દેશવટો ભોગવે એ કેમ પોસાય? 'કહું હું મને' (મનસુખલાલ ઝવેરી) 'અમે' (બાદરાયણ) 'ક્યા પસંદ હય?' (પતીલ). ઉલ્લાસમિશ્રિત સૌંદર્યદૃષ્ટિ લઇને હાજર થયા છે. તેમાંયે 'પતીલ'ની ઉર્દૂ-રચના એમનાં બીજાં કાવ્યો જેટલી જ મર્મયુક્ત અને અર્થપ્રચુર છે.

તુમે ગુલ પસંદ હય યા ગુલકી ખૂ પસંદ હય?
દૌલત પસંદ હય કિ આબરૂ પસંદ હય?
આવાઝ હય પસંદ યા ગુલગુલ પસંદ હય—
કહિયે, દિલ પસંદ હય કિ આરઝૂ પસંદ હય?

---

૧ દેશળજી

'જીવનસિદ્ધિ' (ગોવિંદસ્વામી) 'નાનકડી' (કેશવ હ. શેઠ). 'તલસાટ' (અશોક હર્ષ) આ ત્રણે કશા જ સંઘર્ષણ વિનાની દારિદ્રયપૂર્ણ કૃતિઓ છે. સમાજને નવું ઘડતર દઇ શકે એ પ્રકારનું તેજોમય વિચારધન જીવનના વિશાળ અંતઃકરણ અને અનુભવદ્વારા વ્યકત થશે ત્યારે જ ઊંચું કવિતાસર્જન શકય હશે. આ ફફડાટ કે તલસાટ તો પહેરેલી પાંખોનો છે, ઉગેલી પાંખોનો નહિ. 'આંખને ઉપાલંભ' (રમણિક અરાલવાળા). 'નારી' (પૂજાલાલ). આ બે સર્વાંગસંપૂર્ણ રચનાઓ આખા અંકની શોભારૂપ છે. પહેલીની મુખ્ય કલ્પના જ ચિત્તાકર્ષક છે ને વિધાન એમના લાક્ષણિક સુકોમલ સ્પર્શનથી કટાક્ષભર્યું જે વાતાવરણ જમાવે છે તે આલ્હાદક છે.

પ્રકાશની હે સ્વયમેવ પુત્રી !
પ્રકાશના મારગ ચીંધવાને
ઘડી તને ના ઘડનાર ચોખ્યો
ઘેરે અ્હેરે ન્યાળવા બે ઘડી યે
ચારી તારી સ્વૈર અંધાર સાથે.

આવી 'અણજંપ આંખડી'નાં તોફાનો સાંખી ન લેવાની પ્રતિજ્ઞા કર્યાં પછી શું કવિની તમામ ઉત્કંઠા શમી જાય છે? ના.

થાકયો તારી ગાઇ ગર્જાવી ગીતા,
છતાં ય મારે એક વાતે તું સીતા;
સીઝાઉં ખીજાઉં છતાં ય રીઝતો
તારી મારી એક લાખેણી પ્રીતે
જેના પ્રાબલ્યે હજી તું અજીત.
એ નાનકા તો ય વિરાટ કારણે
સહી રહ્યો છું મુજ દેહ–બારણે.

ત્યાં જાગૃતિનો પવને પડી જતો
છતાં ય તું એકલી એકલી અહો !
ફરકાવતી પાંપણના સઢોને
તરે જતી કૈંક ક્ષણો કદી કદી !
શાં સખ્ય તારાં તતકાલનાં સખિ !

ને જીવને છે ધ્રુવ આશ મેં, લખી
કે આમ આવા રસ—સાગરોના
પ્રવાસથી પક્વ બનેલ આત્મા
જેને તું આજે કર ઝાલી દોરતી
તે કાલે ના શું તને દોરશે કે ?
સહર્ષ સાંખીશ
સમુદ્રમાં બુદ્બુદશાં તુફાન,
ગાતો આશાનાં અવિચ્છિન્ન ગાન.

'નારી'માં સ્ત્રીપ્રશંસાનું નવું દૃષ્ટિબિંદુ અહીં સૌમ્યભાવે રજૂ થયું છે. સંસ્કૃત કવિઓની નારીપૂજાભાવના આમાં વિસ્તૃત બની છે એટલું જ. કવિ એમનાથી વધુ આગળ ગયા નથી. અલબત્ત કેટલાંક અંગો સારાં ખીલ્યાં છે.

દાસી નથી એ પુરુષોપજીવી;
સમ્રાજ્ઞી એ પૌરુષના પ્રદેશની
ભ્રૂભંગ માત્રે ય અવાક એની
વર્તાવતી આણ અખંડ મંગલા.



નામે જ નારી અબળા, ન અન્ય વા
એને ઉરે છે મૃદુતા, પછાડી
છુપાવતું ઓજ અજેય એવું
જે વજ્રને યે નમતો પઢાવતું.

વ્યવહારિક કુમાશ અને ગૃહકાર્યદક્ષતાને વીંટીને આખી કૃતિ જૂના વિચાર-અંશોને જાળવી રહી છે એને દોષ ગણીશું કે ગુણ ? કવિને નવતર શૈલી સાધ્ય છે પણ કલ્પનાની સંજીવની એને પાઈ શક્યા નથી એટલે જ એમની કવિતા કોડીલી નવવધૂ કરતાં તપસ્વિની રહેવા સરજાઈ હોય તેમ લાગે છે.

જે વંદનીયા શુભ સેવનીયા
નારી અપૂર્વોર્મિવતી સાગરાત્મિણી;
સૌંદર્ય સંસ્કાર મીઠાશ મ્હોરતી.
સ્ત્રી સ્વર્ગની કલ્પલતા ધરાતલે.

'પ્રજાબંધુ' અને 'ગુજરાત સમાચાર' (દીપોત્સવી અંક): એક એક કાવ્યને

માટે એક એક પાનું લખીએ તોયે એને ન્યાય આપ્યો ન કહેવાય એવી પ્રચુર કાવ્યસામગ્રી આ અંકમાં ભરી છે. 'જીવન હિંડોલ' (ખબરદાર) અપ્રસિદ્ધ 'મનુરાજ' નાટકનો ગીતખંડ, બીજા કેટલાક અંકોની જેમ આ અંકમાં પણ અગ્રણી બન્યો છે. 'તૃષ્ણિકા' જોડે આપણે પણ લલકારીએ કે,

જીભ સુકાય અને પડે રે કંઠે પળપળ શોષ;
નવસેં નદીનાં નીરથી યે ના ભિંજવા ન દઉં ઉરકોપઃ
ભિંજે ત્યાં જ સુકવિયેરે!
ઝૂલે છે જીવનહિંડોળ, અમે સામે ઝૂલવિયે રે!

'વાંચવું શું વિશેષ?' (સુંદરજી બેટાઇ): 'પરમ સન્યાસ' (પૂજાલાલ): 'મંથન' (બાદરાયણ) મંગલ ચિંતનશ્રેણીમાં રાચતી આ ત્રણે કૃતિઓને એક સાથે જ વિચારવી યોગ્ય ગણું છું. અર્થઘનતત્ત્વનું પ્રમાણ ત્રણેમાં સવિશેષ છતાં શૈલીમાં જરીકે શિથિલતા આવવા દીધી નથી (૧) સંસ્મરણોની પરંપરા પાછળની નિર્મલ ઝંખના કેવું સુભગ રૂપ ધારણ કરે છે!

ને આટલું ય નવ જો નિરમેલ ગારે
તો જો મળે કદીક છાલક એક માત્ર,
રે એટલો જ યદિ થાઉં પ્રસાદપાત્ર,
તો આ ભવે ભગિનિ! વાંચવું શું વિશેષ?

(૨) તપોમય સ્થિતિ જ વધુ ઉચ્ચ જીવનની જનની છે એવું પ્રતિપાદન કરતી પંક્તિઓ.

નહિ જ નહિ દેવ! શાંતિશયનીય નિર્વાણનું
એકલ જઉં સેવવા હૃદયને શિલાનું કરીઃ
વિરાટ મુજ જાતનાં વિવિધ અંગજીવો બધાં
તજીશ નહિ એમને મરણયાતનાઓ મહીં.
પ્રબોધીશ બની પ્રબુદ્ધ; લઈ ગોદમાં જીવ સૌ
કરીશ પછીથી પ્રવેશ અહીં બ્રહ્મનિર્વાણમાં.

(૩) 'બાદરાયણ' એથી જરા જુદું વિચારે છે પણ મંથનકાળ પછી જે સ્થિરતા અંતરને વશ કરી લેવાની છે તેનો સ્પષ્ટ ધ્વનિ આમાં નથી?

અસત્યને કૂટ પ્રપંચ કેરાં
જાળાં રચ્યાં માનવબુદ્ધિ વિસ્તર્યાંઃ

આ દંભનાં પૂજન ધર્મનીતિમાં
સત્તા તણા શોર પ્રચંડ ગાજતા,
પ્રજા પ્રજાનાં હજી વૈર જાગતાં
નિર્દોષનાં રક્તથી ભૂમિ ભીની
હજી થતી, શસ્ત્ર નવાં નવાં સજી
સંહારવાનાં, જગ ઘેલછામાં
સંહારનાં તાંડવમાં વિલાસતું.

× × ×

ન મંથન શમે ભલે પણ સદાય વિષઝાળ શેં.
ત્યહીં પ્રગટી એકલી સતત આ હજી બાળતી ?
ન રત્ન કંઈ અન્ય એ મથનમાં કદી સાંપડે ?

બાકીનામાં 'અંધારદેશ' (મુરલી ઠાકુર): 'વાંસળી' (રમણિક અરાલવાળા): અને 'રાઘવનું હૃદય' (સુન્દરમ્): 'કાં શોધતો ?' (મનસુખલાલ ઝવેરી): આટલી હૃદયતલસ્પર્શી રચનાઓ છે. કાવ્યરત્ન-ખાણમાંથી બહુમૂલ્ય હીરાકણિકાઓને જ અહીં ગણાવી છે. બાકીનીનો ઉલ્લેખ, પાનાંની મર્યાદાને લીધે થઈ શક્યો નથી.

નવચેતન (દીવાળી અંક): સહયોગી વિશેષાંકોને મુકાબલે સાવ જ ઓછાં, છતાં વૈવિધ્યવંતાં એવાં ચાર કાવ્યો આ અંકમાંથી મળે છે. 'દેવોનું ગાન' (ખબરદાર): 'વ્હેલી સવાર' (સુન્દરમ્): 'ભરમરેખા' (સ્નેહરશ્મિ): 'ભલે' (ગુલાબદાસ બ્રોકર): પહેલા ગીતકાવ્યમાં શ્રદ્ધાનો વ્યાપક મન્ત્રોચ્ચાર, કલ્પનાનાં સંવેદનમાં પ્રગટે છે. સંત મોઝીઝને જેવું વિરાટદર્શન થયું હતું ત્યારે ભાન નહોતું રહ્યું તેમ—

પ્રભુ બેઠા છે જગ માથે,
જગ નિર્ભય ચાલ્યું જાય:
જે નૂર મળ્યું તન સાથે
તે કોથી નવ પકડાય.

માનવીનું ભાવિ તો એના અંતરમાં જ છુપાઈને રહ્યું છે, એ પરમ ધ્વનિથી આખી ગીતકૃતિ ધન્ય બની છે. સૌન્દર્યદર્શનમાં રાચતી 'વ્હેલી સવાર' એ સુન્દરમનાં એ ભાતનાં બીજાં કાવ્યોની જોડાજોડ ઊભી રહી શકે એવી લાક્ષણિક રચના છે. 'સુપુટ અંગો' વાળી 'ભરમરેખા' તાનકરણ

ભાવલીલાથી શોભતી ઊંચી કૃતિ છે. દૈન્યની શહીદીવડે ઊજળાં એવાં સૌ સત્તાશીલ તત્ત્વો ઉપર છેવટની લીટીઓ સામો કટાક્ષ કરી જાય છે.

તેવી રીતે મંગલ ધન્ય કો દિને
આ સૃષ્ટિનાં જીવનપોષી સત્ત્વ સૌ
આજે છુંદાઈ, કચડાઈ દેસે
સત્તા તણો જે ઉપહાસ વેરે
બળી જળીને, કજળી વ્યથાથી
તે જાગીને, આંધી મહીં મઢી કો
સંહાર ગાતા ઉર રુદ્ર કેરે
સંસારની ઘોર સ્મશાનભોમે
શોભી ન રહેશે બની ભસ્મરેખા ?

' ભલે ' પ્રિયાપ્રશંસાની સ્વભાવિક ખુમારીથી ઓતપ્રોત છે. પ્રત્યેક પંક્તિમાં ઉચ્ચ પ્રકારની પ્રતિભા ચમકયા કરે છે. એવી પ્રતિભાની સાથે સમજણપૂર્વકનું સૌન્દર્યદર્શન અને વિચારોનું ઊંડાણ ભળે તો આવી રચનાઓની ગુણવત્તા ખરેખર ઘણી વધી જાય એમ મને હમેશાં લાગ્યા કર્યું છે.

એ જ અંકમાં છપાયેલાં ' ત્રણ ગીતો 'ની બંગાળી લઢણ વિશે એક બે વિચાર આવે છે. એ જ ગીત કે એનાં જેવાં બીજાં બંગાળીપ્રેમી ગુજરાતી કવિ લેખકોનાં ગીતો વિશે એમ કહી શકાય કે જ્યાં સુધી એ બધાં ગીતો એની મૂળ સુરાવટમાં ગવાતા ન સાંભળીએ ત્યાં સુધી એ રંગવિનાનાં ચિત્રો જેવાં લાગશે. લહેરાતી રેખાથી નિરુદ્દેશ દોરેલું ચિત્ર–રંગવિનાનું અધૂરું હોય એવી એ બાપડાં ગીતોની સ્થિતિ છે. કલાકારે એને કયા રંગે રંગી માનસછબીમાં સુશોભિત કર્યાં છે એ જાણવું વાચકથી તો ન જ બને. અધૂરામાં પૂરું એનો લય–છંદો, વૃત્તો, ગૂંથણી, સ્વરમાંડણી જે કહેવાતું હોય તે–પ્રથમ શ્રવણે અગુજરાતી લાગે એટલે ગીતનો મર્મ અને એનું વાતાવરણ રખડી રહે. એની સ્વરલહરીઓ એવી લપસણી ખરી પણ અર્થને ભોગે એને, એના અજાણ્યા શબ્દોને વશ થવાનું ગુજરાતી કવિને તો ન પાલવે. આપણને તો ગુજરાતી કંઠને શોભે એવું મૌલિક ગીતસર્જન જોઈએ; પછી એ અનુભવમાંથી આવે, ઊર્મિમાંથી આવે કે ચિંતનમાંથી આવે. છંદોબદ્ધ રીતે ન આવે તો-ભલે ભજનના ઢાળમાં આવે, લોકગીતમાં આવે. પણ શુદ્ધ ગુજરાતી

સ્વરૂપે જ આવે, આપણું લયમાધુર્ય તો સર્વોત્તમ છે: એ ઘંટી સાથે, કોશના કિચૂડાટ સાથે, હીંચોળાતાં ઘોડિયાં સાથે તાલબદ્ધ રીતે ભળી શકે છે. એને ઘૂઘરા બાંધીને નાચતાં શીખવું પડતું નથી. માથે ખાલી ગાગર મૂકીને અભિનય કરવો પડતો નથી. એના પગમાં તો રૂપાંની ઘૂઘરીઓ ઘમકયાં જ કરે છે. મોતી ભરેલ ઈંઢોણી વિનાનું એનું માથું સૌભાગ્યશૂન્ય નથી. આટલું જ આપણે વિચારીએ તો ઘણું કર્યું કહેવાય.

સુવાસ (સપ્ટેમ્બર, ઑક્ટોબર અને નવેમ્બર): આ મધુસંચયવેળા સપ્ટેમ્બરનો અંક નજર સામે નથી એટલે છેલ્લા બે અંકોનાં બે જ કાવ્યોનો ઉલ્લેખ અહીં ઉચિત ધારું છું. બાકીનાં ચાર છનો કાવ્યપ્રકાર મુગ્ધ કરે તેવો નથી. અર્થબોધકતા બાદ કરીએ તો પણ જેનો લય શિથિલ હોય એવી ગેય રચના કરતાં અગેય રચના કાંઇ ખોટી નથી. વિચારવણાટને ગૂંથવાની હથોટી કાચી હશે તો ગેયતાને ગોથું ખાઈ જતાં વાર લાગવાની નથી. એની એક બે નબળી કૃતિઓ આ અંકોમાં છે એને ઉદ્દેશીને આ લખું છું. 'હિટલરને' (પ્રભુલાલ શુક્લ) શબ્દભારે વાંકી વળી ગયેલ આ કૃતિ મૂળભાવને બેઠો થવા દેતી જ નથી. હિટલર વિશેની માન્યતા, એના જીવનચરિત્રમાંથી શોધી કાઢેલી કે પ્રચારકોની અતિશયોક્તિમાંથી વીણેલી અહીં ગુર્જર-કવિતારૂપે આવી છે. હિટલર હતો કુશળ ચિતારો એને મૂળથી જ જુગુપ્સાજનક ચિત્રો ચીતરવા ગમતાં. નાનપણથી જ એના લોહીમાં એ વસ્તુ ઘર કરી ગઇ હતી. તે પછી એણે પીંછી ફંગોળી દીધી અને રુધિરતરસ્યા પ્રસંગને નોતર્યો એ બધું તો સુવિદિત છે.

નીલામ્બર સુવેશ પત્ર કુસુમો થકી રાજતી,
સુહાગી ધરતી તણું ફલક રક્તથી રંગવા
રચ્યું મનુજયુદ્ધ આ, પ્રલયસૃષ્ટિના કલ્પક !

'પંખીઓ' (દેવજી રા. મોઢા). આંખને તેમ જ અંતરને ગમે તેવું ઊંચી કોટિનું સૉનેટ છે. આછી કલ્પના છતાં વાણીની પ્રવાહિતા જાળવીને એમની કૃતિઓ સારો આદર પામી છે. 'તમે અમને બધી રીતે ગમો છો.' કવિ પંખીઓને પ્રબોધે છે. 'માન નથી ગમતું તમારું ઉડ્ડયન.' આટલી હૈયાની ઈર્ષ્યા એ પહેલા અટકનું સ્વરૂપદર્શન. 'તમારી દયાના અમે ભિખ્ખુઓ' હવે પંખીઓ ઉત્તર આપે છે 'એવાં અપ્રાણ-અબોલ ઉપર તમારે અનુકૃપા

કરવાની હોય નહિ; અમને પલપલનાં જીવન જીવનારાને, આટલું ઊડવાનું મળ્યું છે એટલુંયે સહન નથી થતું તમારાથી?' સરલતા એક સરખી આખા કાવ્યમાં વ્યાપી છે. રંગદર્શી શૈલી હજી એમની પકડમાં આવી શકતી નથી એટલે 'અમૂર્ત રમણીયતા' અને 'કૌતુકપ્રિયતા' એમની રચનાઓમાં શોધી કાઢવી મુશ્કેલ છે. વિષયની મર્યાદા, સાત્વિક મનોભાવ અને બેફાટ કલ્પના આટલું એમની અત્યારસુધીની કૃતિઓમાં દેખાય છે.

બેધડી મોજ (દીપોત્સવી અંક): પાનાની ગણત્રી પ્રમાણે કવિતાઓ થોડી છે. અને એટલીમાંથી પણ કાવ્યમધુ જેમાંથી મળે એવી તો ચાર પાંચ માંડ નીકળી શકે. 'દિવ્ય પ્રતિબંધ' (કવિશ્રી ખબરદાર): 'ઊડજો' (બાદરાયણ): 'કહું કેમ રે મને?' (મનસુખલાલ ઝવેરી): 'દિવ્ય પ્રતિબંધ' માં ઊંડી મહેચ્છા અને પ્રસન્ન અસંતોષને કટાક્ષપૂર્ણ વાણીમાં કવિશ્રીએ અહીં વ્યક્ત કર્યાં છે. એમનાં ગીતોનો સર્વોત્તમ ગુણ તે સરલતા અને ગરબી જેવા નિત્ય પ્રફુલ ઢાળનું વાહન અહીં એકરૂપ બન્યાં છે.

મારે લાખ લાખ આંખના પ્રકાશ હો નાથજી!
તોય મારી આંખમાં શી ઝાંખ જો?
મારે લાખ લાખ સ્નેહના ઉલ્લાસ હો નાથજી!
તોય વીંઝી કેમ બીડે પાંખ જો?
મારે લાખ લાખ આંખના પ્રકાશ.

આશાવાદી જીવનસંગીત સ્વરોને બદલે ભક્તહૃદય નિરાશાની ભૂતાવળ શામાટે આગળ કરી રહ્યું છે એમ આપણને ઘડીભર લાગશે, પણ એ સાચું નથી. લઢીમથી હારી બેઠેલા યોદ્ધાની પણ આ વાણી નથી આ તો છે શ્રદ્ધાને ફરી સરાણે ચડાવવાની લગની. વિકસિત વિપુલગંભીર ચિંતનશ્રેણી આખા ભજનમાં એકસરખી પથરાઈ રહી છે.

'ઊડજો' વધુ કલ્પનાશીલ નહિ એવું સંવેદનભર્યું સારું, સુરેખ ચિત્ર છે. કોઈ સ્વજનને અર્પણ કરેલા આ કરુણમધુર સંબોધનમાં કોઇ મહિમાવંતી અર્થ નિષ્પત્તિ નથી છતાં એનું પ્રવાહીપણું ચિત્તગમ્ય છે.

આભને આસનથી દૂર ઊડજો રે
પંથમાં આવશે નહિ અવરોધજો.
દૂર દૂર જાતાં અમોને ભૂલશો રે

અંતર એકલું રહેશે રોઇજો.
રોશું રોશું ને જોશું ઊડવું રે.

'કહ્યું કેમ રે મને?' એ આખા અંકનું સૌથી વધુ મનોહર કાવ્ય છે. ઉત્ફુલ્લ રંગદૃષ્ટિએ કવિતાનો ઉપાડ થાય છે. કવિ સરોષ કવિતાસજનીને ઊધડી લે છે.

સજની, મુજને સ્મર્યો કશે?
સ્મરિયો તો કહ્યું કેમ રે મને?
કહ્યું તો પછી નેત્રની તવ
નવ સીંચી કરુણા કશે જ તેં?

વિધિદીધું આ કેવું વૈષમ્ય? અને વૈષમ્ય વધતું ચાલે છે.

તુજને સમજાય ક્યાંથી આ
કરુણા માનવ મર્મ વેધતી
સુખનું ક્ષણમાત્ર આંઝવું?
સહરા તો સખિ! સદાયનું.

અને વિચારોમાં જરીકે ક્ષુદ્રતા નહિ એવા સંયમી ઉપાલંભો! કૃતિ સંગીત-પ્રધાન નહિ છતાં ડોલન પુષ્કળ. રચનાને વિદ્દ્ભોગ્ય કરવા તરફ કવિનો ઝોક ખરો પણ આમાં તો અજાણ્યે લોકોત્તરતા આવી ગઇ છે.

એકવિધતા, અનુકરણ અને વધુપડતી વિદ્વતા જેમાં ભારોભાર દેખાયાં એવી અનાવરોને અહીં વિચારી જ નથી. ઝાડિયાંમાંથી 'મધુદોહન' કરવું કેવી રીતે? કેટલાક પીઢ પંડિતોના કાવ્યાડમ્બરને પણ પાછલી પંગતમાં ધકેલી દેવો ઉચિત ગણ્યો છે. એ વૃદ્ધ વૈશંપાયનો અને જુવાન જનમેજયો વચ્ચેનો સનાતન કજીઓ હવે ચોખવટની સીમા ઉપર આવી ઊભો છે. સર્જનવ્યાપાર, બુદ્ધિવ્યાપાર અને ચિંતનવ્યાપારનાં પ્રચારક તત્ત્વો જો માનવતાની કોમલ ઊર્મિઓને દાબી દેવામાં પ્રવૃત્ત હોય તો મારી દૃષ્ટિએ એ બરાબર નથી.

# કાવ્યકૃતિઓ : સંજ્ઞાવિચાર

હિ. ગ. અંજારિયા

જુદી જુદી પ્રતિનાં કાવ્યો માટે જુદાં જુદાં નામ હોય એ સ્વાભાવિક છે. સંસ્કૃતમાં મહાકાવ્ય, ખંડકાવ્ય, મુક્તક, અષ્ટપદી વગેરે સંજ્ઞાથી જુદી જુદી પ્રતિની કાવ્યકૃતિ ઓળખાય છે. અંગ્રેજીમાં પણ સંજ્ઞાવૈવિધ્ય છે. ગુજરાતી કાવ્યો કાંઇક સંસ્કૃત નમૂના પરથી અને હમણાં હમણાં અંગ્રેજી નમૂના પરથી લખાય છે અને તે પ્રમાણે જુદાં જુદાં નામ આપવામાં પણ આવે છે. સંસ્કૃત પરથી મહાકાવ્ય, ખંડકાવ્ય, મુક્તક એ નામ ગુજરાતીમાં પણ વપરાય છે. અંગ્રેજી પરથી સોનેટ, એલેજી, લિરિક વગેરે નામો પ્રચારમાં આવી ચૂક્યાં છે. સંસ્કૃત નમૂના પરથી મહાકાવ્ય ગુજરતીમાં તો એકાદ બે જ છે. શ્રી. દોલતરામ કૃપારામ પંડ્યા કૃત ઇન્દ્રજીતવધ કાવ્ય અને શ્રી. ભીમરાવ ભોળાનાથ કૃત પૃથુરાજ રાસા (અપૂર્ણ). ખંડકાવ્ય નામ ગુજરાતમાં બહુ સ્વીકાર પામ્યું નથી. સિવાય કે શ્રી. હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત કૌમુદીમાધવ, મત્તગજેન્દ્રા અને માલતી-સંદેશ. સંસ્કૃતમાં મેઘદૂતને ખંડકાવ્ય કહેવામાં આવે છે તેથી મેઘદૂતના અનુકરણરૂપે લખાયેલાં કાવ્યોને તે નામ આપી શકાય. પરંતુ, ગુજરાતીમાં મહાકાવ્યો તો હવે લખાતાં નથી અને સંસ્કૃત નમૂનાનાં ખંડકાવ્યો પણ લખાતાં નથી. સંસ્કૃતમાં મુક્તક કહે છે તે જાતનાં કાવ્યો લખાતાં જ આવ્યાં છે અને હજી લખાય છે.

મુક્તક કાવ્ય છે—કાવ્ય હોવું જોઇએ—એટલે કાવ્યના ઘણા ખરા ગુણો તેમાં હોવા જ જોઇએ. જો ઘટતા કાવ્યગુણ ન હોય તો મુક્તક કાવ્યપ્રતિષ્ઠા મેળવી શકે નહિ એટલે તેવી કૃતિને મુક્તક નામ આપવું એ પણ યોગ્ય જ ન કહેવાય.

એક જ વિચાર, ચમત્કારિક રીતે, એક જ શ્લોકમાં, કાવ્યરૂપે ઉદ્‌ગાર પામ્યો હોય તો તે મુક્તક કહેવાય છે. તેમાં નર્મહાસ્ય હોય, કરુણ હોય, શૃંગાર હોય,

વીર હોય, ગમે તે રસ હોઈ શકે, પણ રસ તો હોવો જ જોઇએ. જો કાવ્યત્વ ન હોય, જો રસ ન હોય તો માત્ર જોડકણું જ કહેવાય, મુક્તક નહિ. આવાં જોડકણાંમાં પણ ઘણીવાર આનંદજનક સત્ત્વ હોય છે. અંતર્લાપિકા, બહિર્લાપિકા, છત્રબંધ, ચામરબંધ, કપાટબંધ, નાગબંધ વગેરે ચિત્રકાવ્યનું નામ પામતા બધો અને તેને મળતી કૃતિઓ, આનંદજનક, વિસ્મયકારક, ચમત્કૃતિવાળી હોવા છતાં તે કૃતિઓ 'કાવ્ય' ભાગ્યે જ ગણી શકાશે.

આંહીં એટલું કહી લેવાની જરૂર છે કે કાવ્ય અને અકાવ્યને જૂદાં પાડવાં એ નિષ્ફળ શ્રમ છે. કાવ્ય એ રસનો વિષય છે. રસનો આસ્વાદ વાણીથી પર છે, તે તો માત્ર અનુભવગમ્ય છે. વળી ખાદ્ય રસમાં જેમ ષટરસમાંથી કોઇને એક ગમે તો કોઇને બીજો ગમે, તેમ સાહિત્યના નવ રસ સંબંધે પણ થાય છે. અમુક વાચકને જેમાં ખરો કરુણ જણાતો હોય, તેમાં બીજા વાચકને રસ જ ન લાગતો હોય. સહૃદય વાચકો ખરા પરીક્ષક છે. સહૃદય કોને ગણવો એ ચર્ચામાં ઊતરીએ તો પાછા, રસની બાબતમાં થાય છે તેમ, વૃથાવાદમાં જ તણાઇએ. 'સ્નેહમુદ્રા'ના બધા દોષો સ્વીકાર્યા પછી પણ મને તે કૃતિમાં કાવ્યત્વ-ઊંચી જાતનું કાવ્યત્વ લાગે-કલ્પના, ચિંતન, તર્કના તરંગ અને વિષયનિરુપણમાં મને તે સોએ સો ટકા કાવ્ય લાગે. છતાં કેટલાક સહૃદયોને તે કાવ્ય કંટાળાભરેલું અને બહુ સાધારણ લાગે છે. તેવું જ રસની બધી બાબતમાં બનવાનો સંભવ છે. આવું હોવા છતાં 'પંચમાં પરમેશ્વર' હમેશાં છે જ, અને યોગ્યતાનો સત્કાર થયા વિના રહેતો જ નથી.

શબ્દચમત્કૃતિવાળી કૃતિઓને આપણે બાદ કરીએ તો પણ અર્થચમત્કૃતિવાળી ઘણી લીટીઓ કાવ્યનામને માટે લાયક હોય છે-અલબત્ત, ઊંચું કવિત્વ ન હોય, પણ ઉપદેશ કે બોધ કે આનંદ આપનારી, અન્યોક્તિ, અત્યુક્તિ, વ્યાજસ્તુતિ, કે એવા અલંકાર દ્વારા સ્પષ્ટ અર્થને સ્પષ્ટ રીતે રજૂ કરનારી, ગુજરાતીમાં ઘણી ઘણી કવિતાઓ મુક્તક નામ સાર્થક કરે તેવી છે. એક રીતે જોતાં અખાના છપ્પાઓ. શામળના છપ્પાઓ, દલપતરામના મનહર અને બીજી એકેક શ્લોકરૂપ કૃતિઓ એ બધાને મુક્તક નામ અવશ્ય આપી શકાય.

દલપતરામના ખૂબ જાણીતા થયેલા મનહર છંદ-સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે, અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે વગેરે એક જ છંદમાં સંપૂર્ણ અર્થ સ્પષ્ટ રીતે અને રમૂજ પડે તેવી રીતે જણાવનારી

કૃતિને મુક્તક ખુશીથી કહી શકાશે. હાલના કવિલેખકો પણ કોઇ કોઇ વાર મુક્તક લખવા પ્રેરાયેલા દેખાય છે. શ્રી. રામનારાયણ પાઠકે 'શેષ'નાં કાવ્યોમાં એકથી વધારે મુક્તક છપાવેલ છે.

રૂઝવે જગના જખ્મો આદર્શોને પૂરાં કરે,
ચલાવે સૃષ્ટિનો તંતુ, ધન્ય તે નવયૌવન.

નવયૌવન વિષે એક લાંબું કાવ્ય લખવાને બદલે આટલી બે લીટીમાં—એક મુક્તકમાં-સરસ સંપૂર્ણ અર્થ અને ભાવ પ્રકટ થઇ શક્યાં છે.

શ્રી. ઉમાશંકર જોષીએ પણ કેટલાંક મુક્તકો લખ્યાં છે.

ભૂતના સંસ્મૃતિતારે વર્તમાન ગુંથી રહું,
વર્તમાન મધુસ્વપ્ને ભાવિની ઝંખના કરું.

ના જેવાં લખાણ કવિલેખકો દ્વારા મળ્યા કરે છે.

મુક્તક નામ બરાબર સાર્થ થાય તેવા લેખો હજી થાય છે એ તો માત્ર આકસ્મિક વસ્તુસ્થિતિ જ છે. ગુજરાતીમાં હવે સંસ્કૃત નમૂના પ્રમાણે કાવ્યો ઘણાં થોડાં થાય છે.

મહાકાવ્ય સર્ગબંધ હોવું જોઇએ, તેમાં નાયક શૂર, સદ્દ્વંશવાળો, કે ક્ષત્રિય અને ધીરોદાત્ત ગુણવાળો હોવો જોઇએ, શૃંગાર, વીર કે શાંતમાંથી એક રસ અંગી હોવો જોઇએ, એનાં અમુક વર્ણન, અને અમુક પ્રસંગો અમુકતમુક છંદમાં લખાવા જોઇએ વગેરે નિયમો ગુજરાતી કવિઓના જાણવામાં નથી અને તે કાવ્યકૃતિ કરવાનો આગ્રહ પણ નથી.

સંસ્કૃત સ્વરૂપનું મહાકાવ્ય આ જમાનામાં તે ને તે સ્વરૂપે રચાવું સંભવિત નથી અને તે નમૂનો ધ્યાનમાં રાખી કરવામાં આવેલું કાવ્ય, સ્વરૂપે મહાકાવ્ય હોય તો પણ, જો તેમાં કાવ્યગુણ ન હોય તો તે સ્વીકાર પણ પામવાનું નથી. ઇંદ્રજિતવધ અને પૃથુરાજ રાસા માત્ર ઇતિહાસ પૂરતાં જ સંભારાય છે.

હમણાં લખાય છે છુટક કાવ્યો—જેને માટે સંસ્કૃત સાહિત્યમાં તાલ નથી. પ્રાચીન કવિઓએ પણ સંસ્કૃત નમૂનો સાચવીને કાવ્યો લખ્યાં નથી. નરસિંહ, મીરાંના સમય પહેલાં પદ, પ્રભાતિયાં વગેરે લખવાની શરૂઆત થઇ ગઇ હતી. પુરાણ પરથી આખ્યાનો લખાવા માંડ્યાં હતાં. પ્રેમાનંદે તો આખ્યાન-કાવ્યો ખૂબ લખ્યાં હતાં. ગુજરાતીમાં મહાકાવ્યને બદલે આખ્યાનકાવ્યો લખાયાં

છે. મહાકાવ્યમાં કવિત્વની ઊંચી કોટિ આવશ્યક ગણાતી હતી—સંસ્કૃત સાહિત્ય લખાણમાં અનેકાનેક કાવ્યો લખાયાં હશે, છતાં 'મહાકાવ્ય' પદ તો માત્ર પાંચને જ મળ્યું છે. મહાકાવ્યમાં આદર્શની ઉચ્ચતા જોઇએ, લેખ્ય વિષયમાં ગૌરવ જોઇએ, ભાષામાં પ્રૌઢી, ચમત્કાર, અને પ્રભાવ જોઇએ, લખાણમાં અલંકાર અને અર્થબોધમાં સ્પષ્ટતા, વિમળતા અને સુંદરતા જોઇએ: આવું આવું ઘણું જોઇએ. ત્યારે જ કાવ્ય મહાકાવ્યત્વને પામે. ગુજરાતી ભાષામાં દલપતરામે વેનચરિત્ર લખ્યું તે આખ્યાનકાવ્યની શૈલીમાં, ફોરબસ વિલાસ લખ્યો તે મુક્તકના સંગ્રહસ્થાન જેવો, ફોરબસ વિરહ લખ્યો તે પ્રશસ્તિ અને પ્રેમદર્શનરૂપ થયો. નર્મદાશંકરે થોડોક પ્રયત્ન કરી જોયો, પણ તેમની મર્યાદાઓ બહુ ટૂંકી હતી—ન તો ઊંચું કવિત્વ, ન બૌદ્ધિક પ્રતાપ કે માનસિક પ્રભાવ: મહાકાવ્ય રચવા માટે કાંઈ જ સાધનસામગ્રી નહિ.

ત્યારપછી તો ગોવર્ધનરામનું સ્નેહમુદ્રા, નરસિંહરાવનું સ્મરણસંહિતા, ત્રિભુવનનું કલાપીનો વિરહ એ જ આપણાં મોટાં કાવ્યો—ન્હાનાલાલનાં વસન્તોત્સવ, કુરુક્ષેત્રઃ આટલામાં આપણાં મોટાં કાવ્યોની સમાપ્તિ. ખબરદારનાં કલિકા અને દર્શનિકા છે—પણ તે એક જૂદા જ પ્રકારનાં છે.

આવાં મોટાં કાવ્યોને આપણે શું કહીશું? વિષય પરથી વિભાગ પાડતાં, સ્નેહમુદ્રા, સ્મરણસંહિતા, અને કલાપીનો વિરહ, તેમ જ ફોરબસ વિરહ, વિલ્સન વિરહ વગેરે અંગ્રેજીમાં તેને 'એલેજી' કહે છે તેવાં કદાચ ગણાય. ગુજરાતીમાં એલેજીને માટે આજસુધી વિરહકાવ્ય કે કરુણપ્રશસ્તિ એ નામ વપરાય છે. તાજેતરમાં એક મિત્ર તેને માટે શોકપ્રશસ્તિ નામ સૂચવે છે. વિરહકાવ્યમાં મૃત્યુનો સ્પષ્ટ નિર્દેશ નથી, કરુણપ્રશસ્તિમાં કરુણરસ અને પ્રશસ્તિ એનો સમાવેશ કરીએ તો ય તેમાં ચિંતન આવે છે તે સ્પષ્ટ થતું નથી. શોકમાં મૃત્યુનું સૂચન વધારે સ્પષ્ટ રીતે થાય છે અને શોકમાં કરુણરસનું પણ સૂચન છે જ એટલે શોકપ્રશસ્તિ એ નામ, બીજું વધારે બંધબેસતું નામ ન મળે ત્યાંસુધી, સ્વીકાર અને પ્રચાર પામવા લાયક છે.

મોટાં કાવ્યો માટે મહાકાવ્ય સંજ્ઞા તો કોઇ રીતે ગોઠતી નથી. તેવાં કાવ્યોને દીર્ઘકાવ્ય કે લાંબાં કાવ્ય અને તેવાં નાનાં કાવ્યોને લઘુકાવ્યની સંજ્ઞા આપીએ તો ઉચિત ગણાશે એમ લાગે છે.

આખ્યાનકાવ્ય, દીર્ઘકાવ્ય, લઘુકાવ્ય, અને શોકપ્રશસ્તિ એ ચાર નામ સ્વીકાર પામે, તો દીર્ઘકાવ્ય અને લઘુકાવ્યના બીજા ભેદો પણ બતાવવા જોઇએ.

દીર્ઘકાવ્ય અને લઘુકાવ્ય બંને કથાકાવ્યો પણ હોઇ શકે. કલાપીનું અસ્વસ્થ ગૃહિણી માત્ર લઘુકાવ્ય છે, પણ વૃદ્ધટેલિયો, વીણાનો મૃગ, તુલસી એ લઘુકાવ્ય હોવા સાથે કથાકાવ્યો છે–કલાપીનાં હૃદયત્રિપુટી, કન્યા અને ક્રૌંચ દીર્ઘકાવ્ય સાથે કથાકાવ્ય છે.

લઘુકાવ્યમાં ભેદપ્રભેદ ઘણા જ હોઈ શકે. ઊર્મિકાવ્ય, સંગીતકાવ્ય એ બે મુખ્ય ગણાવાય. ઊર્મિકાવ્ય એક જ પ્રસંગથી ઉત્પન્ન થતી ઊર્મિઓને આલેખતું, મુક્તક જેવડું બેચાર લીટીથી માંડી સોબસો લીટી સુધીનું પણ હોય. હમણાં હમણાં આપણા બધા કવિઓ ઘણે ભાગે ઊર્મિકાવ્યો લખે છે. ન્હાનાલાલનાં, મણિશંકર ભટ્ટનાં, બળવંતરાય ઠાકોરનાં ઊર્મિકાવ્યો જ છે; તેમ જ સુન્દરમ્, ઉમાશંકર જોષી, સુંદરજી બેટાઈ વગેરે બધા ઊર્મિકાવ્યો ખૂબ લખે છે.

એક જ વિચાર, એક જ પ્રસંગ, અને તે પરથી સંક્ષોભ પામતી લાગણી તથા ઊભરાઈ જતો ભાવ ગેયસ્વરૂપે શબ્દાવતાર પામે ત્યારે જે કૃતિ થાય તે સંગીતકાવ્ય. તેમાં રસ અવશ્ય હોવો જોઇએ, કાવ્યત્વ પણ હોવું જોઇએ. છંદ, દેશી, રાગ, ગમે તે રૂપ ગ્રહણ કરે, પણ દિલને હલાવે, સહૃદયોને કવિતાનો આસ્વાદ આપે; તે કૃતિ સંગીતકાવ્ય. બે ચાર લીટીથી, વધુમાં વધુ પચીસ કે હદ જાય તો પચાસ લીટી બસ થાય—જો કે દશબાર પંદરથી વધારે લાંબું ગાઇ શકાય નહિ—ગાવાનું ગમે નહિ—ગીતમાધુર્ય ટકી શકે નહિ–એટલે તે સંગીતકાવ્ય મટી ઊર્મિકાવ્ય થઇ જાય.

સોનેટ, લિરિક એ બે અંગ્રેજી પ્રકાર હવે તો ખૂબ જાણીતા થઇ ગયા છે, દરેક પર સ્વતંત્ર પુસ્તક પણ લખાયેલ છે. જિજ્ઞાસુએ તે પુસ્તકો જ જોઇ લેવાં.

કાવ્યના બીજા પ્રકાર પણ છે. પ્રશસ્તિકાવ્ય રાજરાજેન્દ્ર એડવર્ડને, જીવો વિક્ટોરિયા વગેરે. મહાપુરુષનું વર્ણન હોય તો જ તે કાવ્ય રહે છે, નહિ તો ભાટચારણી બની જાય છે.

ગુજરાતનો તપસ્વી અને બીજાં કેટલાંક સારાં કાવ્યો આ પ્રતિનાં લખાયાં છે.

'ગુજરાતનો તપસ્વી' ઉપરથી 'પ્રભાતનો તપસ્વી' કાવ્ય લખાયું છે. એક કાવ્યના શુદ્ધ સ્વરૂપને પકડી લઇ તે પરથી, મૂળકાવ્યને પરિહાસ વિષય બનાવી આવાં કાવ્યો લખાય છે. અંગ્રેજીમાં પેરડી કહેવાય છે–ગુજરાતીમાં 'પ્રતિકાવ્ય' સંજ્ઞા મળેલી યાદ છે. 'પ્રતિકાવ્ય'માં ઉપહાસનું તત્ત્વ અવશ્ય

હોવું જોઇએ. પછી તે ઉપહાસ માત્ર વિનોદ પૂરતો જ હોય તો ચાલે. કેટલાંક પ્રતિકાવ્યમાં ડંખ હોય છે, જરા તિરસ્કાર જેવું પણ હોય છે. પ્રતિકાવ્યમાં આવો ભાવ હોવો જ જોઇએ એવું નથી. 'ઝેર ગયાં ને વેર ગયાં' પરથી 'જ્હેમ ગયાં ને વ્હેમ ગયાં' એ પ્રતિકાવ્યમાં, કે 'કોઇનો લાડકવાયો' પરથી લખાયેલ 'કોઇનો હડકાયો' એમાં ડંખ, નિંદા કે તિરસ્કાર જેવું કશું જ નથી– માત્ર વિનોદ છે, નાર્મિક (humourous) અનુકરણ છે.

ઉપહાસ કે તિરસ્કારના કોઇ પણ વિચાર વિના માત્ર અનુકરણ કરવા માટે જ, એક કાવ્ય પરથી બીજું લખાય છે. તેવાં કાવ્યને અનુકરણ કાવ્ય, ટુંકામાં, અનુકાવ્ય કહીએ. શેલીનાં ધ ક્લાઉડ પરથી નરસિંહરાવે લખેલ ચંદ્ર, અને કલાપીએ લખેલ કમલિની એ અનુકાવ્ય. ભાષાંતરકાવ્ય નહિ, પણ અનુકરણકાવ્ય કે અનુકાવ્ય. ભાષાંતર તો અવશ્ય સુવિજ્ઞાત સંજ્ઞા છે. સંસ્કૃત, અંગ્રેજી કાવ્યો પરથી થયેલાં ભાષાંતર તે ભાષાંતરકાવ્ય.

ગુજરાતી ભાષામાં સંગીતકાવ્યો નથી, ઉસ્તાદી ગાયનો હિન્દીમાં જ હોય છે–તેવાં ગીતો ગુજરાતી કવિઓ તરફથી થોડાં જ મળ્યા છે એવું 'માધુરી'ના ગયા અંકમાં શ્રી. રામપ્રસાદ બક્ષીએ બતાવ્યું છે એ ખૂબ વિચારવાલાયક વસ્તુસ્થિતિ છે. તેઓ કહે છે તેમ, લેખકની બૌદ્ધિક અને માનસિક પરિસ્થિતિ એ ત્રણમાંનું એક કારણ છે. અવશ્ય સમાજની રુચિને પણ સમર્થ કવિ દોરી શકે છે. શ્રી. ન્હાનાલાલે રાસ ઉપરાંત બીજાં પણ ઘણાં ગીતો આપ્યાં છે– લલિતજીનાં કેટલાંક ગીતો તો બહુ લોકપ્રિયતા મેળવી શકે તેવાં છે. શબ્દ, અર્થ, તાલ અને રાગની મધુરતા, સરળતા અને સંસ્કારિતા ખૂબ સંતોષકારક પ્રમાણમાં તે ગીતોમાં છે, છતાં સમાજરુચિને થવાં જોઇએ તેટલાં આકર્ષક થયાં નથી. શું કારણ હશે! પ્રભુ જાણે.

દીર્ઘકાવ્ય, લઘુકાવ્ય, આખ્યાનકાવ્ય, કથાકાવ્ય, ઊર્મિકાવ્ય, સંગીતકાવ્ય, પ્રશસ્તિકાવ્ય, શોકપ્રશસ્તિ, પ્રતિકાવ્ય, અનુકાવ્ય–અને નાનામાં નાનું મુક્તક. સંજ્ઞાવિચાર માટે અત્યારે તો આટલું જ.

1

# માનવતાનો મેલ

વિનોદરાય હ. ભટ

**પાત્રો**

વિદુર, કશ્યપ, વિજયા
શંકર, ડોક્ટર, વગેરે...

## પ્રવેશ ૧ લો

[ વિદેશી પેઢીનો એક ભાગ, એક બાજુ મોટા ટેબલ પર, હિસાબી ચોપડાઓની પથારી કરી, અકાળ વૃદ્ધત્વે લદાયેલો યુવક એક હાથ લમણે ને બીજા હાથમાંની પેન્સીલ બે દાંત વચ્ચે કચરતો બેઠો છે બીજી બાજુ, નાના મોટા કારકુનો, સૌ સૌનાં ટેબલ પરના કામકાજના કાગળિયાઓ તપાસતા બેઠા છે. મેનેજરની કેબીનની બહાર સ્ટૂલ પર પગની આંટીવાળી બેઠેલો શંકર પટાવાળો, વિચાર-નિમગ્ન જણાય છે. ને છેવાડે, એક ખૂણામાં, ટેબલનો પોણો ભાગ રોકતા મોટા ટાઈપરાઈટર મશીન પર યંત્રવત આંગળીઓ મૂકતો વિદુર સુમસામ દેખાય છે. ]

શંકર:—(સ્વગત) મારી મામાં, મારે મનથી આખી દુનિયા વસી છે, પણ એનો મંદવાડ ટાળવા, મારી પાસે દવાના ય સાંસા છે. ગરીબ માનવીઓ, માણસ જેવું સુખ નહિ ભોગવતાં હોય, પણ માણસ જેવું મોતે ય નહિ પામતાં હોય કે? એકાદ રૂપિયા માટે કોઈક પાસે લાંબો હાથ કરું? (ઊઠે છે ને મોટા બાબુ પાસે આવે છે.)

શંકર:—(પ્રગટ) બાબુજી! (માગવા કરતાં મોત ભલું એવું સ્વમાન દાખવતું મોઢું વિલું થાય છે, ને આંખોમાં ભીનાશ આવે છે.)

બાબુ:—કેમ શંકર! આજ ઢીલો કેમ?

શંકર:—(ઉપરાણાથી ભીની આંખો હૈયાને પોચું કરી મેલે છે, ને આંખોને

ખૂણે, આંસુઓ ડોકિયાં કરે છે.) મારી મા માંદી છે, દવા લેવા માટે રૂપિયો એક ઉધાર આપવાની મહેરબાની કરશો? (આજીજી કરતા શંકરના મોં પર ઓશિયાળાપણું છવરાતું દેખાય છે.)

બાણુઃ—(બેદરકારીથી ને બનાવવાની અદાથી) રૂપિયા? એના તો ઝાડ સુકાઈ ગયાં શંકર. ઊગે, ને રૂપિયા ફળે, તો આપું. (હસતો બાણુ ચોપડામાં મોઢું ઘાલે છે, ને ઝંખવાણો પડેલો શંકર, ભોંઠપને ઢાંકવા, ટેબલ પરની ફાઈલો ઉપાડી ચાલ્યો જાય છે.)

(શંકરની નજર, ચિંતા–સાગરમાં પડેલા વિદુર પર પડે છે. બન્ને એકમેક સામે જુએ છે. વિચારો ભલે જુદા હોય, પરંતુ હૃદયની પરિસ્થિતિમાં બન્ને સરખા છે એમ મનોમન સાક્ષી પૂરે છે.)

વિદુરઃ—શંકર! (સાદ કરે છે.)

શંકરઃ—જી! (શંકર નજદીક આવે છે.)

વિદુરઃ—આજે આમ બાઘોલા જેવો કેમ? (લાગણીથી)

શંકરઃ—મારી બાને આજે બહુ મંદવાડ છે. એને માટે દવા લેવા એક રૂપિયાની જરૂર હતી, પણ અહીંથી કોઈએ ન આપ્યો.

વિદુરઃ—(સ્વગત) દુઃખ કોઈને નહિ છોડતું હોય શું? એની મા, ને મારો દીકરો. એને થોડી મદદની જરૂર છે, મારે વધારે. એને કોઈ નથી આપતું. ને મને ય કોણ આપવાનું છે? (ગજવામાં હાથ સેરવે છે. હાથમાં ચાર પાવલી આવે છે.) આપું? (હૃદય સમંતિ આપતું હોય તેમ ગરદન હકારમાં ઝૂકે છે.) એમાં ગભરાવવાનું શું છે? લેને હું આપું. (શંકર હાથ લાંબો કરે છે. વિદુર ખમચે છે.)

વિદુરઃ—(સ્વગત) ત્રણ દિવસ થયા કસ્યપ પડ્યો છે. 'પ્લેગ'નું ઑપરેશન નહિ થાય તો બચવો મુશ્કેલ છે. એક રૂપિયો હશે તો ધર્માદા દવાખાનાના ડૉક્ટરને બોલાવવા ગાડીભાડામાં ખપ લાગશે.

શંકરઃ—કેમ બાણુજી! તમને ય મારો ભરોસો નથી પડતો કે?

વિદુરઃ—ના, ના. પણ (અટકી જાય છે.) (સ્વગત) એક તરફ શંકરની મા, બીજી તરફ કસ્યપ, ને ત્રીજી તરફ એક જ રૂપિયો. મને કસ્યપ વહાલો છે, શંકરને એની જનેતા વ્હાલી હશે? એની મા જીવી જશે. પણ મારો કસ્યપ?

શંકરઃ—(વિદુરની ખુલ્લી હથેળીમાં ચાર પાવલીઓ જોઈ એની મરતી

માને જીવતી રહી જવાની આશા સેવે છે. ) બાબુ! કહો તો હું વ્યાજ આપું પણ મને આપો ! ( શંકરનો અવાજ કાકલુદીભર્યો બને છે. )

વિદુરઃ—શંકર ! કશ્યપને મરકી થઈ છે, ને એ ગાંઠ કપાવવા મને ૫ રૂપિયાની જરૂર છે.

( શંકરનો લંબાયેલો હાથ લજ્જાથી, ભોંઠપથી અદબ વળી જાય છે. એની નજર સામે રૂંઢમૂંઢ જેવો કશ્યપ તરી આવે છે. )

શંકરઃ—( સ્વગત ) મારી મા તો હવે ખર્યું પાન, પણ કશ્યપ ! ( ને એનું મુખ દુઃખદ કલ્પનાઓથી મ્લાન બની જાય છે. ) એ તો હજી ઊઘડતું ફૂલ છે. મારી મા પણ એક દિવસ કશ્યપ જેવડી હતી ને ! ( એના હૈયાના મિજાગરાં ઊઘડી ગયાં હોય તેમ એ ખોંખારો ખાય છે. )

શંકરઃ—( સ્વગત ) રૂપિયાનો ધણી બાબુ છે. એના દીકરાને અંતરિયાળ રઝળાવી, હું મારી મા માટે પડાવી લઉં એ મારી માણસાઈ કહેવાય ! ને મારી માની આવરદા હશે તો એની મેળે બેઠી થાશે. રૂપિયા જો આયુષ્ય આપતા હોત, તો ધનવાનોના ઘરમાં કોઈ મરત જ નહિ. ને હવે ખાઈપી ઊતરેલી મારી મા કરતાં કશ્યપનું.........( અણુચિંતવ્યો )

વિદુરઃ—લે શંકર. (હાથ લંબાવે છે)

શંકરઃ—( બે હાથ જોડી ) બાબુ ! કશ્યપ માટે કામ આવશે; હું બીજે જોગવાઈ કરીશ.

( વિદુર શંકરના હાથમાં પરાણે ચાર પાવલીઓ સેરવે છે. એની સકરી આંખો, કાંડા પરની, દોરીથી બાંધેલી ચમકતી સાંકળી પર ખૂંચી જાય છે. )

વિદુરઃ—( સ્વગત ) સોનાની હશે ! સોનાની આ ભિખારડા પાસે ક્યાંથી હોય ? જડી હોય તો ! પણ આ બોઘાને સોનાપિત્તળની પારખ જ ક્યાં છે !

શંકરઃ—રહેવા દો બાબુ. પછી કશ્યપ ?

વિદુરઃ—કશ્યપનો ભગવાન જેવડો ધણી. હં......(વિચાર કરીને) અરે શંકર ! આ શું ? ( સાંકળીને પકડી રાખી તપાસતાં તપાસતાં. )

( શંકર શરમથી નીચું નિહાળે છે. )

શંકરઃ—રસ્તામાંથી મળી. તમે બધા ઘડિયાળ બાંધો છો તેમ મેં દોરીથી બાંધી.

વિદુરઃ—( એની આંખો ખપાઈ ને લુચ્ચાઈથી ચમકે છે. ) પિત્તળની છે

હો. પણ ગીલેટવાળી છે એટલે ઝગમગે છે. (મનમાં) લાગે છે તો સોનાની પણ એને ભોટને ખબર નથી લાગતી.

શંકરઃ—ગરીબના નસીબમાં તો સોનું હોય તે ય પિત્તળ બની જાય. (વિદુર ચમકે છે-શંકરે એના હૈયાની વાત જાણી હોય તેમ.)

વિદુરઃ—પણ તારા જેવડાને કાંઈ સારી લાગે? છોકરાને ઠીક લાગે. લાવને કસ્યપ સાજો થશે ત્યારે બાંધશે ને રાજી થાશે. (શંકર પોતાની ખંધાઈ પામી નથી શક્યો એની ખાતરી કરવા વિદુર એની આંખોમાં આંખો પરોવે છે.)

શંકરઃ—ભલેને કસ્યપ બાંધે. (ઝટકો મારી બાંધેલ સાંકળી છોડે છે ને વિદુરના હાથમાં આપે છે. વિદુર બારીક દૃષ્ટિએ ખાતરી કરી લે છે. ને એને શ્રદ્ધા બેસે છે કે સાંકળી સોનાની છે.)

વિદુરઃ—(નાગડદાઈથી, પણ બનાવટ પર ઢાંકણ મૂકતો હોય તેમ) ઘડિયાળ વગરની પિત્તળની એકલી સાંકળી જોઈ કોઈએ તારી ઠેકડી ન કરી? (આદરેલી બાજીનું ઘીડાભરત કરતો હોય તેમ)

શંકરઃ—(નિખાલસતાથી) કોણે જોઈ છે?

(વિદુર નિરાંતનો શ્વાસ લે છે. આજુબાજુ દૃષ્ટિ કરે છે ને સાંકળી ગજવે ઘાલે છે. કાલું કાલું હસતો શંકર ટેબલ છોડી જાય છે.)

વિદુરઃ—(સ્વગત) ઓછામાં ઓછા આના દશ રૂપિયા આવશે. ને હવે કસ્યપને સારા ડૉક્ટર પાસે ઓપરેશન પણ કરાવાશે. (વિચારનો એક તરંગ એના મુખની રેખાઓ ફેરવે છે.) ગરીબને છેતર્યો? (વિચારને હૈયેથી ખંખેરતો હોય તેમ હાથ કોટ પર ફેરવે છે.) બીજા કોઈને હાથ ચડત તો મુળગાની જાત. હું તો એક રૂપિયો ય આપું તો છું. એને એકની મારે અગિયારની જરૂર હતી. (મોં પર જરાક ઉત્સાહ પ્રગટે છે. એનું મન કામ પર ચોંટે છે.)

## પ્રવેશ ૨ જો

[વિદુરનું ઘર. પાણિયારા પર ગાદીનો સ્વચ્છ ગાળો, ખૂણામાં, નીચે સિંદરિયું લટકતો ખાટલો. એના પર ગંભીર માંદગી ભોગવતો કસ્યપ પડ્યો છે. સામે તૂટેલી શેતરંજી પર એની પત્ની વિજ્યા, દરદીને શેક કરવા મારની તૈયારી કરતી દેખાય છે. આખુ ઘર, ઘર કરતાં મુસાફરખાના જેવુ વધારે દેખાય છે. ને અહીં છું અહીં છું સાદ કરતી દારિદ્રયતા ચોતરફ હાકલું કરે છે. છત કરતાં અછત—એ ઘરમાં વધારે છે, એટલું અડવું અને ખાલી ખાલી જોનારને લાગે છે.]

વિન્ત્યાઃ—આજે તો (બેભાન કશ્યપને જોઈ) આને વધારે માંદગી છે. કયાં આંટીએ વળ્યા છે? પણ ઘરમાં મમમમના વાંધા છે ત્યાં આને માટે દાક્તર ને દવાદારૂના તાગડા કયાંથી થાય? (નિસાસો નાખે છે.) (દરદી સળવળે છે. હાથમાંના શેકવાનાં લૂગડાંનાં દૂચાંને ફેંકી વિન્ત્યા એના કપાળે હાથ મૂકે છે. હૈયું અને હાથ બન્ને દાઝયા હોય એટલો તાવ ધીખતો હોય તેમ હાથ પાછો ખેંચી લે છે.)

વિન્ત્યાઃ—ધાણી ફૂટે એટલો તાવ આવડા પુષ્પથી કેમ ખમાય? બીજી ચીજ હોય તો ભાર હળવો કરાવાય, પણ મંદવાડ કાંઇ લેવાય છે. ઘણી મા મૂઇ છું, પણ મૂંગી મૂંગી ટગર ટગર જોયા કરું છું. બહુ તો જીવ બળે કે પાંપણ પલળે પરંતુ એટલેથી આ બિચારાનું દુઃખ થોડું જ હળવું થાય? અરે ભગવાન! માવતર એડાં પેટને દુઃખ શું કામ હોવા જોઇએ. આને બદલે મને મરકી થઇ હોત તો? (સાડીના પાલવે આંખોનાં આંસુ લૂછે છે.)

કશ્યપઃ—(ઘેનમાં હોય તેમ બંધ આંખોએ) બા! મારા બાપુ જલેબી લાવ્યા? તંઇ દેતી કાં નથી? એવી છો ને. પેટીમાં સંતાડી મૂકી હશે. રાંકની ઘોડે રગી રગીને અરધો થાઇશ ત્યારે માંડ એક ઘૂંચળું દઇશ. કાં?

વિન્ત્યાઃ—કશ્યપ! આંખ ઉઘાડ જોઉં દીકરા! (કશ્યપે સાંભળ્યું હોય એવું જણાતું નથી. માત્ર ઓસવાતો હોય તેમ પથારીમાં આમતેમ વલખાં મારે છે. મોં મમળાવે છે ને પડખું ફેરવી ઘેનમાં પડે છે.) અરેરે આમ પેટ પડી, પેટ બાળે, એના કરતાં વાંઝિયા હોય તો શું?

(બહાર પગરખાંનો પગરવ સંભળાય છે. વિન્ત્યા બારણા સામે નજર કરે છે. વિદુર ઘરમાં આવે છે ને ટોપીને જેમ તેમ ફેંકતો કોટ ઉતારી ખીંટીએ ટાંગે છે—ખીસામાંના સિક્કા ખખડે છે—ને વિન્ત્યાના કાન ચમકે છે.)

વિન્ત્યાઃ—(સ્વગત) સવારે તો પઇ પાસે નહોતી. ગામમાં કોઇ કોડીએ ઊછીની આપતું નથી. કયાંથી લાવ્યા હશે? બિચારાએ કેટ કેટલાના, જેનો પડછાયો યે ન જોઇએ, એવાનાં મોઢાં બોલાવ્યા હશે, ત્યારે વળી કોઇકના મનમાં રાગ વસ્યા હશે. શું કરે? નિર્લજ્જ કોણ? પેટ. ને પોતાના પેટ માટે માવતર જે ન કરે તે ઓછું છે.

વિદુરઃ—(કશ્યપના ખાટલાની ઇસ પર બેસે છે. એના મોં પર હાથ ફેરવે છે.) કેમ છે આને? દાકતરને બોલાવશું?

વિન્ત્યાઃ—જુઓને, તરફડે છે માછલાની જેમ.

વિદુર:—બોલાવવા દેને દાકતરને? દશ રૂપિયા ધોળ્યા.

વિન્યા:—પણ........

વિદુર:—(જરાક હસીને) રૂપિયાને? એની ગોઠવણું થઇ રહેશે, મનમાં વસવસો રહી જાય કે આપણે દાકતરને ન બોલાવ્યો.

વિન્યા:—કોઇ પાસે માગ્યા તમે?

વિદુર:—એ તો મળી ગયા. અગિયાર રૂપિયા છે. એકનું પેરચુરણ છે તે ગાડીભાડું ને એક દશની નોટ 'સરજન' ને આપશું.

વિન્યા:—(અચંબાથી) ક્યાંથી? કોણે ધીર્યા?

વિદુર:—કાળા ચોરે. ભીખને માથે ભડચ હોય? આ જરાક જપ્યો છે, ત્યાં તું જરાક રાંધવાનું કર. હું હમણાં 'સરજન' ને લઈ દોડતો આવું.

વિન્યા:—તમે ભૂખ્યા, થાક્યા કેટલા ઘોડા કરશો? લો હું એક પ્યાલો ચા કરી આપું, પીને પછી જજો. (ઊઠે છે.)

વિદુર:—(વિચારે ચડે છે.) (સ્વગત) કેવી ભોળી છે? એને શું ખબર કે ખાલી ખીસે હું હળવો થઈ ફરતો. આજે પાપભારે લદાયેલો હું માણસ મટી ગયો છું. શંકરને છેતર્યો કે હું છેતરાયો? પૈસા પડાવ્યા તો ય કાળજે ઊંડી ઊંડી બળતરા કાં ઊઠી છે? (છાતી ને હૈયું બે હાથે ચાંપે છે). એકવાર એ કપટ, એ છેતરપીંડી કરી, હવે નહિ કરું, પણ કર્યું એનું પાપ? એની સજા ભોગવવી નહિ પડે? શંકરની માને જીવતી રાખવા, મેં એક રૂપિયો આપ્યો, ને મારા આ કુળદીપકને બેઠો કરવા, મેં સોનાની સાંકળી ઓળવી લીધી.—આ અન્યાય કુદરત સાંખશે? (એની નજર કસ્યપ પર પડે છે.) (સ્વગત) એનું ગુલાબી બદન કરમાઈ ગયું છે. બિચારો પારેવાની જેમ ફફડે છે ને વલખા મારે છે. શંકરને ભોળવ્યો, એના હાથમાંથી સોનું પડાવી લીધું. કોના માટે? અરે ભગવાન! હાથમાંથી કોઇ ઝૂંટવી જાય પણ કરમમાંથી? મારા કરમમાંથી મારા કસ્યપને ન ઝુંટવાઈ તો મેં કર્યું પાપે યૂ લેખે છે.

કસ્યપ:—(આંખો ઉઘાડે છે. કંઇક ભાનમાં આવ્યો હોય તેમ વિદુર સામે જોઇ જરાક મોં મલકાવે છે.) બાપુ! તમે આવ્યા છો. મારી બા ક્યાં? તમે મારે માટે દવાઇ લાવ્યા? હમણાં ઘુરરર કરતું મેં સાંભળ્યું તે? (દરદીની આંખોમાં એક જાતની ચમક વિદુરને જણાય છે.)

વિદુર:—તું સાજો થા પછી લાવીશ હો. (કસ્યપને ઉધરસ આવે છે. વિદુર એના વાંસા પર હાથ ફેરવે છે.) (સ્વગત) આટલો બધો કેમ ખોસતો હશે?

કસ્યપઃ—બાપુ! મને સાથળમાં ગાંઠ થઇ છે ને? ને ઓલી ગવરીતે થઇ'તી ઇ તો મરી ગઇ, તેં હું કેમ કરીને સાજો થાઇશ?

વિદુરઃ—(લુટારાની વચ્ચે સપડાયેલા માનવીની ગભરામણે મુંઝાયેલ વ્યક્તિ જેવી મૂંઝવણે એનું મોં પડી જાય છે.) અરે! કાલ સાજો થઈ જવાનો. જો ને હમણાં દાક્તર આવશે. હું જાઉં છું ને લેવા. (સ્વગત) આને સન્નેપાત તો નહિ હોય?

કસ્યપઃ—હેં બાપુ! મરી જાઇ ઈ સ્વરગે જાય કાં? ઈ સ્વરગ કેવું હશે?

વિદુરઃ—એવું ગાંડું ગાંડું ન બોલીએ હોં. લે દીકરો કરું, સૂઈ જા જોઉં.

(એના માથા પર ઓઢાડે છે ને ઉંઘાડવા પ્રયત્ન કરે છે.)

કસ્યપઃ—બાપુ! પાપ કરે એને નરકમાં જાવું પડે કાં? હેં બાપુ! ઇ પાપ શું? ને કોણ કરે? મેં કર્યું છે?

વિદુરઃ—(સ્વગત) આને કેમ સમજાવવો? એને શું ખબર કે એના પ્રશ્નો આ કાળજામાં તીરની જેમ ખૂંચી જાય છે. (પ્રગટ) હેં કસ્યપ તેં ચા પીધી કે? લે હું'ય પીવાનો ને તું'યે થોડીક પી. હમણાં તારી બા લાવશે.

કસ્યપઃ—બાપુ! મારી બા કીયે કે કોઇને ગાળ દઇએ ઈ યે પાપ. હેં સાચી વાત?

(બે કપ હાથમાં લઇ વિન્ત્યા આવે છે, કપ નીચે મૂકે છે.)

વિન્ત્યાઃ—કસ્યપ! તું કહેતો'તો ને લે હવે તારા બાપુ આવ્યા. ચા પી લે જોઉં? (કસ્યપ જવાબ નથી વાળતો. બન્ને ઊભા થઇ પાસે જાય છે. કપાળ પર શીત વળેલું હોય છે. હાથપગ ઠંડા જણાય છે. બન્ને એકબીજા સામે જુએ છે.)

વિદુરઃ—કસ્યપ! (ઢંઢોળીને)

વિન્ત્યાઃ—કસ્યપ! (પંપાળીને) (કસ્યપ સળવળતો નથી.)

વિન્ત્યાઃ—(ગભરાટથી) એને વસમું લાગી ગયું છે. ઝટ દાકતરને લઈ આવો જલદી. (ગભરાટથી સૂઝ વગરના આભા બનેલા વિદુરને ઠેબે ચાના કપ અથડાઈ છે. ચા ઢોળાઇ જાય છે. ગાંડા માનવીની જેમ ડગલો ને ટોપી લઇ વિદુર ઘરની બહાર પડે છે. ઢોળાયેલી ચાની નિશાનીને, અપશુકન માનતી વિન્ત્યાના હૈયે ફાસકો પડે છે. એક હાથથી પડખું દાબે છે. બીજે હાથે ઢોળાયેલી ચામાં આંગળી બોળી, આંખે નમન લે છે ને કપાળે ચાંદલો કરે છે.)

વિજ્યાઃ—(ગળગળા સાદે, ને આંસુભરી આંખોએ) હે દીનાનાથ! રક્ષા કરજે મારા દીકરાની. (અસહાય ને અકથ્ય દુઃખભારે એનાથી એક ડૂસકું મૂકી જવાય છે.)

× × ×

## પ્રવેશ ૩ જો

[ વિદુરના ઘરનો એ જ ઓરડો. કશ્યપ બીછાનામાં બેભાન પડયો છે. વિજ્યા ઘરમાં ઠીકઠાક કરે છે ને કશ્યપના ખાટલા પાસે આવે છે ત્યાં બહાર ગાડીનો અવાજ સંભળાય છે. વિજ્યા દોડીને બારીએ જાય છે. ગાડીમાંથી વિદુર, ડૉકટર, નર્સ ને એક બીજો માણસ ઉતરે છે. બધા અંદર આવે છે. ]

ડૉકટરઃ—કયાં છે? (કશ્યપ પર નજર જતા) ઓહ આ કે? બેગ નીચે મૂકી વિદુર કોટ ખીંટીએ ટીંગાડે છે ત્યાં ગાડીવાળો આવી દરવાજામાં ઊભો રહે છે.)

ગાડીવાળોઃ—શેઠ! ગાડી ભાડું?

વિદુરઃ—ઓહ! હું ભૂલી ગયો. (ગજવામાં હાથ ઘાલે છે (એનું હૃદય બંધ પડી જતું હોય એટલી ધારતીથી એક હાથ હૃદય પર મૂકી) (સ્વગત) દશની નોટ કયાં ગઈ? (બધા ગજવા વારાફરતી ઘાંઘો બની તપાસે છે પણ નોટ નથી મળતી. માત્ર રૂપિયાનું પરચુરણ હાથમાં આવે છે. એના ગુડા ભાંગી ગયા હોય તેમ પગ લથડે છે.)

ડૉકટરઃ—(કશ્યપને તપાસી લીધા પછી) ઑપરેશન કરવું પડશે. (વિદુર-વિજ્યા એકબીજા સામે દૃષ્ટિ કરે છે.)

વિજ્યાઃ—પણ પછી સાજો તો થાશેને? (અધીરતા, ઉત્સુકતા ને આળ-પંપાળથી ગુંચવાતા માનવીના ભાવ એના મોં પર ફરી વળે છે.)

ડૉકટરઃ—(જરા હસીને) બેન! ડૉકટરો પરમેશ્વર થોડા છે. અમે અમારાથી બનતા ઉપાયો કરીએ.

વિદુરઃ—પણ..... (અચકાતાં અચકાતાં શોષાતી જીભે)

ડૉકટરઃ—પણ શું? એના વિના બીજો ઉપાય નથી. તમે બન્ને બહારના રૂમમાં બેસો. અમે ત્રણ અહીં છીએ.

(એક આશાનું ને બીજું નિરાશાનું પગલું પડતું હોય તેમ બન્ને પતિપત્નિ બહારના ઓરડામાં જાય છે, ને ડૉક્ટર કશ્યપના ઑપરેશનની વિધિમાં ગુંથાય છે.)

વિદુરઃ—(સ્વગત) ચોસ્સે પોટલે ધૂળની ધૂળ. કળવકળ વિનાના શંકર પાસેથી ભોળવીને આંચકી લીધા પણ હું ભમરાળાના કપાળમાં એક ઉપર બીજો રૂપિયો માંડ્યો'તો જ ક્યાં? મારી નટખટાઇ મને ન નડે તો કોને નડે? આ તો ખડું ય ખાધું ને ખાસડાં યે ખાધાં. દીકરા માટે ભગવાનના ઘરના માણસ જેવા શંકરને છેતર્યો, પરંતુ કરમની કઠણાઇ તો જો? રૂપિયા છુંઉછ થઇ ગયા. હવે કસ્યપ........(એનાથી વધારે વિચાર ન થઇ શકતો હોય તેમ બન્ને લમણા દબાવી જમીન પર કોથળાની જેમ ગોક ખૂણામાં શરીરને નાખી દે છે. (પછવાડે વિન્ત્યા પગલું દબાવતી આવે છે.)

વિન્ત્યાઃ—(સ્વગત) હું યે મા છું. આ નથી જોવાતું, પણ શું કરવું? મારી આવરદા લઇ ઇશ્વર એને સાજો કરે તો હું ઘોળી જાઉં એના નામ પરથી. મારું ગોક એક લોહીનું ટીપું એના શરીરમાં સિંચી એને સાજો કરવાનું આ દાકતરને સૂઝે તો મારું જીવ્યું યે કામનું. કસ્યપની કાયામાં મારું લોહી ક્યાં નથી? આ છાતીનું હીર ધવરાવીને આવડો કર્યો, છે, હવે એને નરવાઇ આવતી હોય તો ભલેને મારું રૂંવાડે રૂંવાડું ગોફાઇ જાય, પણ......

વિદુરઃ—તને કેમ લાગે છે? (અમંગળ સંકલ્પવિકલ્પોથી ઘેરાતો)

વિન્ત્યાઃ—આપણું લાગ્યું શું કામનું? એને દુર્ભય ન ફરકે એમ આપણે કહીએ પણ ધાર્યું તો હજાર હાથવાળાનું થાશે.

વિદુર! (અણચિંતવી, ગભરાટભરી ડૉકટરની બૂમ પડે છે. વિદુર બે-બાકળો બની દોડે છે—વિન્ત્યા પડતી આખડતી પછવાડે જાય છે.)

[ડૉકટરના હાથમાં ખેગ છે. મોં ઊતરેલું છે, અપજશની કાળી ટીલીથી એનો ચહેરો ફીકો પડી ગયો છે. ઓપરેશન નિષ્ફળ છે. ચાલતી પકડે છે. નર્સ અને બીજો માણસ પણ પછવાડે જાય છે.

ચપટીમાં જીવ લઇ થરથરતાં હૈયે અધીરાઇથી ઊભેલા વિદુર અને વિન્ત્યા એકબીજાના સામે ટગર ટગર જોઇ રહે છે, ને બન્નેની આંખોમાં બાઝેલાં આંસુનાં ઝાળાંઓથી એકમેકને જોઇ નથી શકતાં. બન્નેની જીભ કોઇએ ઝડી લીધી હોય તેમ લાગે છે. આઘાતના દુઃખે અંધારા આવે છે, ને એક-મેકના હાથમાં હાથ લઇ જમીન પર ચાપટ બેસી જાય છે. પડદો પડે છે.]

# મણિલાલ દ્વિવેદીની કવિતા

## ઉતાવળી નજરે

અનંતરાય મ. રાવળ

ચાળીસેક વર્ષના ટૂંકા આયુષ્યમાં પણ નાટક, નિબંધ, નવલકથા, કવિતા, વિવેચન, ભાષાંતર, તત્ત્વજ્ઞાન, પત્રકારત્વ આદિ ક્ષેત્રોમાં સત્ત્વશાળી ફાળો આપી જનાર મણિલાલ દ્વિવેદી ગયા શતકના ઉત્તરાર્ધમાં આપણા સાહિત્યના આકાશમાં ઝબકી જનાર તેજસ્વી તારક હતા અને એવા તરીકે તે આપણા સાહિત્યમાં તો અખંડ સ્મરણના અધિકારી છે. સરળ, સ્પષ્ટ, શિષ્ટ, સુઘડ, છટાદાર, પ્રૌઢ, દૃઢ બંધવાળું અને પ્રવાહી એવું એમનું ગદ્ય તો ગુજરાતી ગદ્યના એક મહત્ત્વના માર્ગસૂચક સ્તંભ જેવું છે એમ સૌ અભ્યાસીઓ સ્વીકારે છે. એવા સમર્થ ગદ્યકાર તરીકે એમને મળેલાં પ્રતિષ્ઠા અને યશ કવિ તરીકે એમને બહુ મળ્યાં નથી એ જાણીતું છે. એમની કવિતા જથ્થાદૃષ્ટિએ પણ એમના ગદ્યલખાણ જેટલી વિપુલ નથી. 'આત્મનિમજ્જન' માંનાં 'ઉપહાર' મળીને કુલ ૭૮ કાવ્યો, 'કાન્તા' નાટકમાંની કવિતા અને ભવભૂતિનાં 'માલતી માધવ' અને 'ઉત્તરરામ ચરિત'નાં એમણે કરેલાં ભાષાન્તરમાંની કવિતાનો સરવાળો કરો એટલે એમનો સમગ્ર કાવ્યજથ્થો આવી ગયો. એટલા પર જ મણિલાલનો એને એનાથી જેટલો મળી શકે તેટલો કવિયશ પ્રતિષ્ઠિત છે એમ ગણવું જોઈએ. એવો કવિયશ એમને થોડો મળ્યો પણ છે. રમણભાઈએ 'કાન્તા' માંની સર્વાનુભવરસિક કવિતાની સારી પ્રશંસા કરી હતી અને નરસિંહરાવે 'ઝરણું ઝમઝમ વહી જાય' એ લાવણી પર મુગ્ધ બની એને અનુકરણનું માન આપ્યું હતું એ જાણીતું છે. ગુજરાતી કવિતામાં ફારસી કવિતાની અસર ઝીલી સૂફીવાદી ગઝલો લખનાર તરીકે બાલાશંકરની સાથે મણિલાલની પણ ગણતરી થાય છે એ આપણે જાણીએ છીએ. છતાં એમની કવિતાનો અભ્યાસ વધુ પ્રમાણમાં અત્યારે થતો હોય તેમ લાગતું નથી. એથી એમની

કવિતાનું જરા સ્વાધ્યાય દાખલ અવલોકન કરવાના આશયથી આ લેખનો ઉપક્રમ થયો છે. એ અવલોકન પણ એમની 'કાન્તા' કે 'ઉત્તરરામચરિત' માંની કવિતાનું નહિ, પણ તેમના 'આત્મનિમજ્જન'માંની કવિતાનું જ કરવાનો મર્યાદિત હેતુ અત્ર રાખ્યો છે.

'આત્મનિમજ્જન'ની પ્રકાશનસાલ છે ઈ. સ. ૧૮૯૫, પણ એમાંનાં કાવ્યોનો રચનાકાળ ૧૮૮૨ થી ૧૮૯૫ સુધીનો છે. આ પુસ્તકમાંનાં કાવ્યો જે ત્રણ મુખ્ય વિભાગમાં વહેંચાયાં છે તેમાંનો 'પ્રેમજીવન' નામનો વિભાગ તો પોતાના એ વિષય સંબંધી બધી કવિતા આ એક પુસ્તકમાં જ રજૂ કરી દેવાના આશયથી મણિલાલે અહીં પુનર્મુદ્રિત કરીને છપાવ્યો છે એટલું જ, બાકી મૂળ તો એ ૧૮૮૭ ની સાલમાં, એટલે 'કુસુમમાળા'ના પ્રાગટ્યની જ સાલમાં, પ્રગટ થયેલો. એ વિભાગનાં અગિયાર કાવ્યો વસ્તુતઃ એના કર્તાના કહેવા પ્રમાણે છે પાંચસાત વરસની પેદાશ. એટલે મણિલાલની કવિત્વપ્રવૃત્તિ સંમકાલીન હોવા ઉપરાંત તેથી જૂની પણ હતી એ સિદ્ધ થાય છે.

'આત્મનિમજ્જન' માં 'પ્રેમજીવન' સિવાયના બે વિભાગમાં એક છે પંદર કાવ્યોનું 'મિશ્રધ્વનિ' એ નામનું ઝૂમખું અને બીજો છે અગિયાર પદોવાળો 'અભેદોર્મિ'. પ્રથમ દર્શને જ આપણને નવાઈ લાગે છે કે ઈ. સ. ૧૮૮૨ થી ૧૮૯૫ સુધીના બારતેર વર્ષના ગાળામાં લખાયેલાં કાવ્યો બધાં મળીને ત્યારે બસ આટલાં જ, આડત્રીસ જ ? પણ આ હકીકત જ મણિલાલની કવિત્વપ્રવૃત્તિ તેમ કવિમાનસને સમજવામાં ખાસ મદદગાર થાય તેમ છે. નર્મદ કે કલાપીના જેવા એ કવિ છે જ નહિ. 'પ્રેમજીવન'ની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે કે "બીજી પ્રવૃત્તિમાંથી મળેલા અવકાશમાં, વર્ષ ૭ માસમાં થયેલા કોઈ ઉગ્ર અને હૃદયરોધક અનુભવના પરિણામ રૂપે એકાદ પદ્ય બનાવી રાખવામાં આવતું." 'આત્મનિમજ્જન'ની પ્રસ્તાવનામાં વળી કહ્યું છે: "પ્રેમજીવનમાંનાં ૧૧ પદ્ય થોડામાં થોડાં દશ વર્ષ જેટલા સમયના ઇતિહાસરૂપ છે; આ પદ્યો પણ તે પછીનાં સાત આઠ વર્ષના ઇતિહાસરૂપ છે......એ ઇતિહાસ આત્મવિકાસના ક્રમનો ઇતિહાસ છે." આનો અર્થ એ કે નિર્ગમાતા જીવનમાં અનેક સમવિષમ આંતર અનુભવો મેળવતાં મેળવતાં જ્યારે હૃદયનું સંવેદન ઉત્કટ બને ત્યારે જ એને કર્તાએ વ્યક્ત કરેલ છે, અથવા કહો કે, ત્યારે એ સંવેદને જાતે જ કર્તા પાસેથી

શબ્દાવતાર માગી લીધો છે. આમ હોય તો જ એ ગીતો લખનારના આત્મ-વિકાસનો ઇતિહાસ બની શકે.

મણિલાલની કાવ્યભાવના પણ ઉપલી હકીકતથી સમજાઇ જાય છે. પરંતુ તેમની જ સુંદર ભાષામાં એ વાંચીએઃ

" પ્રત્યેક મનુષ્ય કવિ છે, પણ આત્માનંદના વિવર્તનું ગ્રહણ કરી કહી બતાવવાનું કામ સર્વથી થતું નથી......કાવ્ય એ જ આપણા સ્થૂલમાં સ્થૂલ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે, આપણી વૃત્તિનું વિશોધન કરનાર અગ્નિ છે, આપણા ભાવને ઉત્તમતાએ ઉરાડનાર પાંખ છે, ભૂત અને ભવિષ્યને વર્તમાનમાં આણી મૂકનાર અંજન છે......મનુષ્યહૃદય કદાપિ બદલાયું નહીં, આત્માનો પ્રકાશ કદી ઝાંખો થયો નહીં......આત્માનુભવ એ જ એક કવિ છે......એ રસમાં કવિ માત્ર સમાન છે......જે તત્ત્વજ્ઞાનનો હું ઉપાસક છું તે તો બુદ્ધિવિલાસ કરતાં હૃદયરસનો સાર છે, વાદવિવાદની યુક્તિપ્રયુક્તિ કરતાં નિર્વિવાદ પ્રમાણ છે. એટલે કાવ્યમાર્ગ જ એ રસનું પાન કરવા કરાવવા, એ નિર્વિવાદ પ્રમાણનો અનુભવ કરવા કરાવવા, મને અતિ સરલ અને સાહજિક સાધનરૂપ જણાય છે. આ મારાં પદો આવાં જ કાવ્યો છે એમ કહેવું એ અવિનય છે; પરંતુ મને વિશ્વાસ છે કે જે આનંદ મને એ પ્રલાપમાંથી પ્રાપ્ત થયો છે તે સહૃદયોને એમાંથી પ્રાપ્ત થયા વિના રહેશે નહીં......જેનો આત્મા એ રીતે અભિમુખ નથી તેને આ લેખ......કાંઇ કહી શકવાનો નથી.

( 'આત્મનિમજ્જન ' ની પ્રસ્તાવના )

આવો આત્માનુભવ જો કવિ, તો મણિલાલનો આત્માનુભવ જે એમની કવિતાને પ્રેરી ગયો તે કયો છે? એ છે વેદાન્ત પ્રતિપાદિત અદ્વૈતાનુભવ, જેને મણિલાલ 'અભેદ' શબ્દથી ઓળખાવતા. કાવ્યોના એક ઝૂમખા માટે 'અભેદોર્મિ' એવું એમણે રાખેલું નામ તેમ જ 'અભેદમાર્ગ પ્રવાસી' એવું એમને મળેલું વિશેષણ એમની આ અભેદનિષ્ઠા બતાવી આપે છે. આમ હોવાથી એમની આ કવિતામાં માયા પર, અપરોક્ષાનુભૂતિના સાધકના વિધ વિધ અનુભવપર તેમ જ બ્રહ્માનંદની મસ્તીપર ઘણાં કાવ્યો છે, આ અભેદને ગાવા માટે તેમણે સાંસારિક પ્રેમની પરિભાષા વાપરી છે તે ખાસ નોંધ પાત્ર મુદ્દો છે. અભેદને માટે મણિલાલ 'પ્રેમ' શબ્દ વાપરતા. બીજા શબ્દોમાં 'પ્રેમ' ને 'અભેદ' ના પર્યાય તરીકે વાપરી એ શબ્દનું અર્થબળ એમણે વ્યાપક કર્યું છેઃ એમણે જ અન્યત્ર પોતાની આ ભાવના આમ સ્પષ્ટ કરી છેઃ—

"વેદાન્તની વાત માત્ર કરવાથી જ્ઞાન આવી જતું નથી, પણ આત્મચિંતન અને પ્રેમ, ઉભયની આવી એકતાનતાનો રસ જ્યારે અપરોક્ષ થાય છે ત્યારે જ જ્ઞાન સફળ થાય છે એમ જણાવવા માટે મેં અદ્વૈતવાદના માર્ગને 'અભેદમાર્ગ' એ નામ આપ્યું છે અને ગીતાદિ શાસ્ત્રમાં તેનું જ અનેક પ્રકારે પ્રતિપાદન છે. પરંતુ 'અભેદ' અથવા 'પ્રેમ' એ નામ માત્ર લઈને કે પ્રેમની સ્તુતિના કાવ્યાદિના તરંગે ચઢીને વૈષયિક સુખને પ્રેમમાં માનનાર કેવળ અવળે માર્ગે જ જાય છે......વ્યક્તિનિષ્ઠ પ્રેમ અનુભવવા જેટલું જ હૃદય હોય ત્યાં સુધી અભેદના અધિકારી થવાયું છે એમ માનવું એ ભૂલ છે. અભેદ માટેનો હૃદયવિસ્તાર કેવો અને કેવડો જોઈએ તે વર્ણવી પણ શકાય તેમ નથી......હૃદયગત કામના માત્ર જતી રહે છે ત્યારે જ એ વિસ્તાર પ્રાપ્ત થાય છે, નિરાશામાં આવા પ્રેમની આશા છે, નિષ્કામતામાં એ પ્રેમની સકામતા છે, મરણમાં એનું જીવન છે......જેને પામરો પ્રેમ કહે છે તે તો અનધિકારીનો પ્રેમ છે. આ તો ઉત્તમાધિકારીનો જે વિરાગ તે પ્રેમ છે......વિરાગથી માત્ર અહંમમત્વ રૂપનો ભેદ તે ત્યજવો અને સર્વમયતા ગ્રહવી એ તાત્પર્ય છે. તે 'અભેદ' અથવા 'પ્રેમ' શબ્દથી સૂચવવાનો પ્રયાસ છે."

આમ હોવાથી પ્રેમની ભાષામાં એમણે પોતાના આત્માનુભવનું ગાન કર્યું છે તે સમજી શકાય છે. આથી જ્યાં જ્યાં સાંસારિક પ્રેમની ભાષા હોય ત્યાં ઊંડે અભેદનો સિદ્ધાંત જ આપણે તેમની કવિતામાં જોવો પડે તેમ છે. એમણે પોતે પણ ખૂબ મહેનત લઈ પોતે જ પોતાની કવિતાના ભાષ્યકાર બની પાછળ જે વિસ્તૃત અર્થવિસ્તાર ટીકારૂપે આપ્યો છે તેમાં તેમણે આમ એ કાવ્યોમાં અભેદનો સિદ્ધાંત જ ઘટાડયો જણાય છે. વળી બ્રહ્માનંદની મસ્તી ને આનંદ વર્ણવવા માટે સૂફી કવિઓનું પણ મણિલાલ અનુસરણ કરે છે. આથી ઇશ્ક, માશુક, જામેઇશ્ક જેવા શબ્દો એમણે વારંવાર વાપરેલા માલૂમ પડે છે. આમ સૂફીવાદી કવિતા લખતાં તેમણે આવા ફારસી શબ્દોના બાહુલ્યવાળી ગઝલો પણ લખી છે. આ બાબતમાં તેમ બીજી કવિત્વપ્રવૃત્તિમાં એમના પર બાલાશંકર કંથારિયાની અસર પડી હશે એમ મનાય. મણિલાલની આવી ગઝલોની એકંદર સંખ્યા ડઝનથી વધુ નથી એ જાણવા જેવું છે, છતાં એમાંની 'અહા, હું એકલો દુનિયાં-બીયાબાંમાં સૂનો ભટકું', 'કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કિસ્મત' જેવી કેટલીક ખૂબ જ લોકપ્રિય ને પ્રસિદ્ધ થઈ છે એ એની ગુણવત્તા બતાવે છે.

'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત'ના ભાષાન્તરમાં તો મૂળ કૃતિઓથી એમના હાથ બંધાઇ ગયા હોય એટલે તેને બાદ કરીએ, અને 'કાન્તા' એ સ્વકલ્પિત નાટકમાંની પાત્રમાનસ અભિવ્યક્ત કરતી તેમ જ પ્રકૃતિચિત્રો દોરતી થોડી કવિતાને અલગ રાખીએ તો મણિલાલની કવિતામાં વિષયવૈવિધ્ય ઝાઝું નજરે પડતું નથી. એમનું તો અભેદાનુભવની ચડઊતર કોટિઓ, તથા એવા સાધકની મુશ્કેલીઓ, દર્દ, મસ્તી, આનંદ ઇત્યાદિ ગાવા પર જ ઝણે બધું લક્ષ રોકાઇ ગયું ખાસ કરીને 'આત્મનિમજ્જન'માં તો લાગે છે. એમણે તેની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ જે તત્ત્વજ્ઞાનના એ રસિયા ને ઉપાસક હતા તેને તર્ક ને વાદાવાદીથી દૂર રાખી જેટલું એ અનુભવથી ગમ્ય ને ગોચર બન્યું તેટલાનું સહૃદયને પાન કરાવવાના સાધન તરીકે જ મણિલાલ કવિતાની કીંમત કરતા હતા. એટલે આમ નહિ તો કેમ બને ?

એક બીજી એમની આ પ્રકારની કવિતાની ધ્યાન ખેંચતી વિશિષ્ટતા એ છે કે પાછળ આપેલી ટીકાઓ વિના ઘણાં કાવ્યો દુર્બોધ રહે તેવાં છે. એમની ટીકા અસત વિસ્તૃત અને એમના કવનના પાયા રૂપ વેદાન્તજ્ઞાનનો સૈદ્ધાન્તિક બોધ કરાવનારી છે. ટીકામાં જેવું ને જેટલું સ્પષ્ટીકરણ કરેલું હોય છે તેટલું બધું કાવ્યોમાં પ્રથમ વાચને ખાસ લાગે નહિ એવો એના ઘણા વાચકોને અનુભવ જરૂર થવાનો. આટલો બધો અર્થભાર તેમાં કેવી રીતે મણિલાલે ઠાંસ્યો હશે તે સમજાતું નથી. કેટલીક વાર તો ખુદ કાવ્યો કરતાં તેના પરની તેના કવિની ટીકા તેમાંની સુંદર પ્રૌઢ ગદ્યશૈલીને લીધે તેમ જ વેદાન્તજ્ઞાનને લીધે વધુ આકર્ષક લાગે છે. આ બાબતને મણિલાલના કોઇ એક કાવ્ય અને તેની ટીકા દૃષ્ટાન્ત લેખે અહીં ટાંકી બતાવીને સમજાવી શકાય, પણ એમની ટીકા ખૂબ વિસ્તારી હોવાને-કારણે આવા નાનકડા લેખમાં તેમ કરવું પોસાય તેમ નથી.

આ બાબતમાં મણિલાલ ગોવર્ધનરામનું કેટલેક અંશે સ્મરણ કરાવે તેવા છે. ગોવર્ધનરામના 'સ્નેહમુદ્રા' કાવ્યમાં પણ લક્ષ્યાર્થ-વ્યંગાર્થોના પાદદીપોની પલટણ દેખાય છે જેના વિના એ કવિતા પણ દુર્બોધ ને ક્લિષ્ટ લાગે. એક રીતે કહીએ તો આ બંને પંડિત-કવિઓ મેથ્યુ આર્નોલ્ડની નીચેની કવિતાની વ્યાખ્યા સ્વીકારતા કે અનુસરતા હોય એમ લાગે છે.

"......Our religion has materialised itself in the fact, in the supposed fact, and now the fact is failing.

**it. But for poetry the idea is everything: the rest is a world of illusion, divine illusion.** Poetry attaches its emotion to the idea: the idea is the fact. The strongest part of our religion is to-day is its unconscious poetry......"

હર્નના મતને ટાંકીને રા. કાન્તિલાલ પંડ્યાએ ગોવર્ધનરામની કવિતાને એમાંના તત્ત્વજ્ઞાનભારને લીધે ઇમર્સનની કવિતા સાથે સામ્ય ધરાવતી કહી છે.* મણિલાલની કવિતાને પણ એ અભિપ્રાય લાગુ પડે તેમ છે, કારણ એમના વ્યક્તિત્વને નિરૂપણની થોડી અસરવાળું તત્ત્વ બાદ કરતાં એમની કવિતાને પણ એ પ્રકારની ગણવામાં હરકત નથી.

આવી કવિતા બહુજનભોગ્ય ઓછી બને એ ખરું, પણ મણિલાલની કવિતાને એ સંભવ બહુ નડ્યો નથી. એનું એક કારણ એ છે કે એમણે ભાષ્યમાં બતાવેલી તદંતર્ગત વિચારની ગહનતાનો વિચાર કર્યા વિના તેના સીધા વાચ્યાર્થથી પણ તે આનંદ આપે તેવો છે. અને બીજું કારણ એ હોવાનો સંભવ છે કે છંદોબદ્ધ કરતાં રાગરાગણીમાં ગવાય એવી એ છે. આ ગેયતાને લીધે લલકારવી ગમે અને કંઠે ચડી જાય એવી તે બની છે. 'આ જામે ઇશ્કમાં ખૂબી ભરી કહીં કહીં,' 'આંસુડાં મારાં લુવે એ મૂરતી કો' કોણ છે,' 'અહા હું એકલો દુનીયાં—બીયાબામાં સૂનો ભટકું,' 'કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કીસમત,' 'ઊડી જા તું ગાફેલ ગાભરા! તારે અંતરે શી આંટી રહી!' ×જેવી ગઝલો અને 'સાથે આવો તો સગપણ જાણીએ હો જી', 'આંખ ભર્યે શું થાય, હડીલી?', 'પ્રેમની ઝલક છાઈ રે, ગગને આજ, પ્રેમની ઝલક છાઈ રે', તથા 'દગ રસભર મોરે દિલ છાઈ રહી' જેવાં ગાવે સુમધુર લાગે તેવાં પદો ઉપરની વાતની સાબિતી પૂરશે. છેલ્લાં ઉલ્લેખેલાં પદો અનુક્રમે 'અભેદોર્મિ' અને 'પ્રેમજીવન'નાં, આત્મરસ બની ગયેલા અદ્વૈતાભવનું સમુલ્લસિત ગાન ગાતાં, અગિયારમાં એટલે છલ્લાં પદો છે.

વૃત્તબદ્ધ કાવ્યો પણ મણિલાલે નથી લખ્યાં એમ નથી. 'ગુજરાતી ભાષાની

---

* જુઓ, 'શ્રીયુત ગોવર્ધનરામ,' પૃષ્ઠ ૨૩૭ માંની ફૂટનોટ.

× આ કાવ્ય બાલાશંકરનું હોય એવા ભ્રમમ ઈસારા માટે જુઓ. 'મનોમુકુર,' ભાગ ૨, પૃષ્ઠ ૨૭૨ મા પર એનો નરસિંહરાવે કરેલો ઉતારો તથા નીચેની પાદટીપ.

શૈલીને અનનુકૂલ પડે એવા નર્દટક, પ્રહર્ષણીય, પુષ્પિતાગ્રા, મંજુભાષિણી, પૃથ્વી આદિ છંદો વારંવાર બદલ્યા છે' એવો 'માલતીમાધવ'ના ભાષાંતરની પ્રસ્તાવનામાંના એમના એકરાર છતાં એમણે તે નાટકનું તથા 'ઉત્તરરામચરિત' નું ભાષાંતર બહુધા સમશ્લોકી વૃત્તમાં જ કર્યું છે તેમ જ 'કાન્તા' નાટકમાં પણ સંસ્કૃત નાટકની શૈલીના શ્લોકો બહુધા વૃત્તબદ્ધ છે. પણ 'આત્મનિમજ્જન' વિશે વિચારતાં તેમાં વૃત્તબદ્ધ કાવ્યોની સંખ્યા બહુ ઓછી માલૂમ પડે છે. તેમાં આજના 'પૃથ્વી' છંદના બહોળા ચલણના જમાનાને ખાસ નોંધપાત્ર લાગે તેવી વાત એ છે કે 'આત્મનિમજ્જન' નું પહેલું 'ઉપહાર' કાવ્ય તેમ જ અન્તનું 'જન્મદિવસ' એ કાવ્ય પૃથ્વી છંદમાં લખાયેલ છે. પહેલા ને છેલ્લા એ બે પૃથ્વીછંદી કાવ્યોના બેવનમાં વચલાં ગેય પદો ને ગઝલો વીંટાયેલાં છે. શિખરિણીમાં લખાયેલું 'એક સ્વપ્ન' કાવ્ય પણ આકર્ષક છે.

ત્યારે આમ સમગ્ર દૃષ્ટિએ જોતાં મણિલાલ દ્વિવેદીનું કાવ્યસર્જન તેમનાથી ઊતરતાં એવા કેટલાક સમકાલીનો કે અનુગામીઓના કરતાં પણ જથ્થાદૃષ્ટિએ ઘણું થોડું છે. થોડું છે છતાં તત્ત્વદર્શન, અનુભવબદ્ધ, ગેયતા, અને ભાવવાહી કાવ્યભાષા જેવી ગુણસામગ્રીથી એ વિશિષ્ટ પણ બન્યું છે. મણિલાલે માત્ર કવિયશ કમાવાનો ખયાલ રાખીને કાવ્યસર્જનમાં જ એકાગ્ર બન્યા હોત તો તેઓ ઘણું ઝાઝું ને સારું લખી શકયા હોત એવી પ્રતીતિ તેમની છે તેટલી આ કવિતા અવશ્ય કરાવે છે જ. કાવ્યપ્રવૃત્તિ તો એમની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિમાંની એક જ હતી, છતાં તેમાં કેટલીક સ્મરણીય સિદ્ધિ એમણે મેળવી છે એ જોતાં આધુનિક કે ભવિષ્યની પેઢી એમની કવિતાને સાવ ઉપેક્ષાપાત્ર માનવાની કે વિસારે પાડવાની ભૂલ કરી બેસશે તો એ એટલે અંશે ગુણજ્ઞ મટી બેકદર હોવાનો આક્ષેપ વહોરી લેશે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

## પ્રથમ દિવસ*

પથારીમાં અર્ધા જાગતાં અને અર્ધા ઊંઘતાં, આળસુ થઈને પડી રહેવામાં કંઈ ફાયદો નથી. જાગતાંવાર તરત જ ઊઠીને બેઠા થાવ! આપણા શરીરમાંનો મોટામાં મોટો શત્રુ આળસ છે. જેમ બને તેમ વહેલા ઊઠવાની ટેવ પાડો.

૧ સ્નાન પછી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરો કે સર્વ મનુષ્યોની ઉન્નતિ થાવ! સત્સમાર્ગે ચાલનારાંઓને હે ભગવાન! બળ આપો! તેઓ વધારે જીગરથી અને ફતેહમંદ રીતે કાર્ય કરતાં થાવ! અને તેઓ ઇંદ્રિયોના વિકારોને આધીન નહિ થતાં દૃઢ બનો!"

૨ પછી તમારા ઇષ્ટ દેવતાનું સ્મરણ કરો! ધ્યાન કરો! ભગવાનની ખરા ભક્તિભાવથી પ્રાર્થના કરો કે "હે ભગવાન! આજસુધીમાં કરવા યોગ્ય કામો નહિ કરીને અને ન કરવાનાં કામ કરીને મેં જે જે પાપ કર્યાં છે તે ક્ષમા કરો!" (આ વખતે એવાં કામોની તપાસ પણ કરવી અને સાંભરે એટલાંનું ભગવાન સમક્ષ નિવેદન કરવું).

૩ આટલું કરવાથી મનની એકાગ્રતા વધશે. આત્મપરીક્ષા કરતાં આવડશે, હૃદય પવિત્ર થશે અને ઉચ્ચ જીવનને માટે આગ્રહ બંધાશે. આનો અર્થ એ નથી કે તમારે આખો દિવસ ગંભીર અને ભારેખમ થઈને ફરવું. નિર્દોષ આનંદકલ્લોલમાં વખત ગાળવો એ તો જીવનવિકાસમાં બહુ જરૂરનું છે.

૪ માત્ર પશુ જેવા નહિ રહેતાં, મનુષ્યજીવનનો પૂર્ણ વિકાસ કરી ઉચ્ચ

---

* દરરોજ એક એક દિવસ વાંચવાથી વિશેષ ફાયદો માલમ પડશે. હ.

જીવન પ્રાપ્ત કરવાનો આજથી તમે નિશ્ચય કર્યો છે એટલી જ વાત બરાબર ધ્યાનમાં રાખવાની છે.

૫ ભોજન સમયે પણ ધ્યાન રાખો કે ખોરાક એ શરીરના પોષણ માટે અને તન્દુરસ્તી માટે છે; માત્ર જીભના સ્વાદ માટે નથી. અકરાંતિયા થઇને કદી ખાશો નહિ. પેટમાં જગા હોય તેનાથી થોડું ઓછું ખાજો. ખાધા પછી જડ થઇ જવાય કે તરત જ કામ ન થઇ શકે એ સ્થિતિ શરમભરેલી છે.

૬ ભગવાનનો ઉપકાર માનજો કે હજારો માણસને પેટપૂરતું ખાવાનું મળતું નથી તેવા સમામાં તમને ભોજન મળે છે. ભોજન સમયે સંકલ્પો કરજો કે ખોરાક બરાબર પચી જાય અને શરીર તમારી ફરજો બજાવવામાં અને આત્મિક ભાવનાઓને અનુકૂળ થાય-ખરાબ વિકારો કે અશુભ વિચારો પેદા ન થાવ! ફરી પાછી આત્મપરીક્ષા કરો! ચારિત્રમાં રહેલા દોષોનો વિચાર કરો! દોષો કેવા અશુભ કરનારા છે તે વિચારી જાવ! તેમાંથી મળતું સુખ કેવું ક્ષણિક છે તે ઉપર ચિંતન કરો!

૭ ફરીથી એવા દોષોને તાબે નહિ થવાનો દૃઢ સંકલ્પ કરો.

૮ આવા આત્મનિરીક્ષણથી ભગવાન જે આપણા જ અંતઃકરણમાં ન્યાયાધીશ થઇને બેઠા છે તેમની પાસે, તમારી વર્તણૂકનો ન્યાય કરાવ્યાથી તમે ધારી પણ નહિ હોય એવી આત્મિક પ્રગતિ થવા માંડશે.

૯ દાતણપાણી કરતી વખતે અને સ્નાન કરતાં કરતાં પણ ભગવાનના જ વિચારો ચાલ્યા કરવા દો-દૃઢ સંકલ્પ કર્યા કરો કે મારા શરીરના મેલની સાથે મારા મનના મેલ પણ દૂર થાવ!

૧૦ આખો દિવસ હરતાં ફરતાં કામ કરતાં કરતાં જ્યારે વખત મળે ત્યારે આજની ઉપરની શુદ્ધિક્રિયા ચાલુ રાખો.

સાંજને વખતે ફરવા જવાનું કે મરદાનગીની રમતો રમવાનું રાખો. નિયમિત કસરતથી શરીરને નીરોગી અને હૃષ્ટપુષ્ટ કરો. તમામ ધર્મો બજાવી શકાય તે માટે પ્રથમ શરીર તો તન્દુરસ્ત જોઇએ જ.

જગતનાં તમામ મંદિરોમાં શરીર જેવું ચમત્કારિક અને ભવ્ય મંદિર બીજું એક નથી.

સૂતાં પહેલાં પ્રાતઃકાળની માફક પાછી પ્રાર્થના કરો. આખો દિવસ તમે

જે જે કંઈ કર્યું હોય તે બધું અંતર્યામીની સાક્ષીમાં ત્રણવાર તપાસી જાવ. વિચારોમાં પણ કંઈ પાપ કર્યાં હોય તે શોધો. ક્રોધ, રાગ, દ્વેષ, ઈર્ષા, અસત્ય વ્યભિચાર, લોભ કે મોહનો જાણે કે અજાણે સંગ થયો હોય, સમયનો દુરુપયોગ કર્યો હોય ઈત્યાદિ. જાગતાજોધ પેહેરેગીરની માફક તપાસો. ફરીફરીને તપાસો. કાં તો નોંધપોથીમાં વિગતવાર લખી નાખો. એ વાંચી જાવ-અને દોષો નહિ કરું એવો દૃઢ નિશ્ચય કરો.

આવતી કાલથી જ આજ કરતાં હું વધારે સારો થઈશ એવો સંકલ્પ કર્યા પછી ઊંઘી જાવ.

આત્મપરીક્ષા, આત્મસન્માન અને આત્મવિશ્વાસ જેમણે મેળવ્યો તે તો પોતાના દેહરૂપી રાજ્યનો બાદશાહ છે. પ્રથમ સ્વરાજ્ય પોતાની જાત પર મેળવો.

## બીજો દિવસ

"ટાઈમ-ટેબલ" એટલે સમયપત્રક તૈયાર કરો. અને નિયમિતપણે એનું પાલન કરો. કસરતમાં, વાંચનમાં, કર્તવ્યકર્મ બજાવવામાં અને આરામ તથા નિદ્રામાં બરાબર સમય ગોઠવી દો. આ યુગનાં ઉત્તમમાં ઉત્તમ વ્રતનિયમ એ ટાઈમ ટેબલ પ્રમાણે ચાલવું એ છે.

શરીર સ્વચ્છ રાખો. દરરોજ દંતમંજન સાથે દાતણ કરો. ખૂબ કોગળા કરો. બે વખત સ્નાન કરવાનું રાખો. વસ્ત્રો બહુ જ ચોખ્ખાં રાખો.

પોતાનો ખંડ સ્વચ્છ અને સુન્દર બનાવો. આખું ઘર ભગવાનના મંદિર જેવું સ્વચ્છ, શોભાયમાન અને સુન્દર રહેવું જોઈએ. જાજરૂમાં ગંધ ન રહે: ખાળો ચોખ્ખી રહે અને ઘર આંગણું અને પોળો ચોખ્ખાં અને આકર્ષક બનવાં જોઈએ. ગંદકીને લીધે હાલમાં જાણે ભગવાન આપણાથી રીસાઈ ગયા લાગે છે. જ્યારે સ્વચ્છતા, શોભા, સૌન્દર્ય અને ફૂલો અને વૃક્ષો અને ધૂપથી આપણાં ઘર આંગણાં પવિત્ર બનશે એટલે ભગવાન મનાશે પછી જાણે ચોવીસે કલાક ખુદ ભગવાન પધારવાના એટલે આપણે આપણી પોળો, આંગણાં અને ઘરનો એક એક ખંડ સ્વચ્છ, સુન્દર અને આકર્ષક બનાવીશું. મહાન પુરુષોની, દેવોની અને સૃષ્ટિસૌન્દર્યના દેખાવોની પ્રેરક છબીઓ ઘરમાં ખડે ખડે ગોઠવી દો. તમારા ગજા પ્રમાણે પુસ્તકશાળા (લાયબ્રેરી) રાખો. પસંદ કરેલાં ઉત્તમ પુસ્તકોનું વાચન એ આ જમાનાના ગુરુઓની ગરજ સારે છે.

સારાં વર્તમાનપત્રો, માસિકો અને સામયિકો વાંચતા રહો! મિત્રો સાથેનો સમય જ્ઞાનચર્ચામાં ગાળો. દરરોજ આપણી આધ્યાત્મિક ઉન્નતિ થાય એવું એકાદ ગંભીર પુસ્તક પણ મનનપૂર્વક વાંચવાનું રાખો.

અને પછી, વાંચ્યા ઉપર ખૂબ વિચાર કરો: માત્ર વાંચેલું યાદ રાખવાથી કંઈ ફળ નથી: શ્રવણ અને વાંચન એટલે સાંભળેલું અને વાંચેલું જે જે હોય તે પર મનન અને નિદિધ્યાસન કરવાની બહુ જ જરૂર છે. મનન એટલે ઊંડા વિચાર કરવાને અને નિદિધ્યાસન એટલે ફરીફરીને એ વિચાર તપાસવાની ટેવ: ચોપડીઓમાં જે કંઈ હોય તે બધું કંઈ ખરું જ હોય એવું માની લેવું ન જોઇએ. દરેક અભિપ્રાય પર આપણે પોતાના સ્વતંત્ર વિચાર કરીને, જીવનના અને દેશના મહાન પ્રશ્નો પર આપણા પોતાના સિદ્ધાન્તો રચવા.

એકાંતમાં તમારા મનની સાથે એકલા રહેવાની ટેવ પાડો. તમારા સિવાય તમારો પોતાનો ઉદ્ધાર બીજું કોઇ કરી શકશે નહિ એ ભાવનાને હૃદયમાં વારંવાર સ્થિર કરો! ગુરુની કે શનિની ગ્રહદશા તમને નડી શકતી નથી. તમને નડનાર કે મદદ કરનાર તમે પોતે જ છો. તમે જેવા વિચાર કરશો એવા તમે થશો. ઇચ્છાઓ સારી કરશો તો સારા થશો અને જેવાં કર્મ કરશો એવાં ફળ પામશો. કિસ્મતવાદી નહિ પુરુષાર્થી થાવ! સ્વાર્થની ખાતર નહિ પણ જ્ઞાનની ખાતર આત્મજ્ઞાન મેળવવું જોઇએ. જ્ઞાન માટે પ્રીતિ હોવી જોઇએ. ખરું જ્ઞાન કોઇને દેખાડવા માટે નથી પરન્તુ આપણા પોતાના વિકાસ માટે છે.

જ્ઞાનથી આપણામાં લાયકી તો આવે છે. સંસારમાં આપણે જે જે કર્મ કરવાનાં છે તે ઉત્તમ રીતે કરી શકીએ છીએ પરન્તુ જ્ઞાનનું ખરું ફળ આત્મોન્નતિ છે. એનાથી વિવેકવૃત્તિ વધે છે. સંતોષ થાય છે અને આત્મા-પરમાત્માનાં દર્શન થાય છે.

જ્ઞાની કે ભક્ત સંસારને માટે નાલાયક થઇ જાય એ વાત ખોટી છે. સાચો જ્ઞાની કે સાચો ભક્ત તો સંસારને માટે વધારે શક્તિમાન અને વધારે લાયક બને છે.

આપણી અંદર રહેલો આપણો અંતર્યામી પ્રભુ, એ જ પ્રેમ, સત્ય, ન્યાય, જ્ઞાન, દયા અને શક્તિનું સ્વરૂપ છે. તેના પર નિરંતર આપણે પ્રેમ રાખવો જોઇએ. તેના પર જ આપણો બધો આધાર હોવો જોઇએ. તેના પર પર્વતના જેવી અચળ શ્રદ્ધા બેસવી જોઇએ. ખરો વિશ્વાસ પણ આપણે એમાં જ

રાખી શકીશું. જ્યારે જગત આપણો ત્યાગ કરશે ત્યારે એનું જ શરણ આપણને કામ લાગવાનું છે. એ આપણા હાથપગ કરતાં અને શ્વાસોશ્વાસ કરતાં પણ પાસે છે અને હમેશાં આપણને સન્માર્ગે ચાલવાની દોરવણી આપ્યા કરે છે. એના ધીમા કોમળ અવાજને ઓળખો. હમેશાં એ આપણી સાથે બોલ્યા કરે છે પરન્તુ ખાસ કરીને જ્યારે આપણે કંઈ ખોટું કામ કરવા કે પાપને માર્ગે જવા તૈયાર થઈએ છીએ ત્યારે તો એ આપણને અવશ્ય રોકે છે. જ્યારે બુદ્ધિ સારાસાર વસ્તુ સમજી શકતી નથી ત્યારે અંતર્યામીના હુકમ પ્રમાણે ચાલવું શ્રેયસ્કર છે.

એક જ વાર તમે એ અવાજને માન આપશો તો વારંવાર એ તમારી મદદે ઊભો રહેશે અને વધારે ને વધારે સ્પષ્ટ બનતો જશે. પરન્તુ જો તમે સાંભળ્યા છતાં ન સાંભળ્યું કરશો, એક બે કે ત્રણ વાર એ મધુરનાદની અવગણના કરી પાપ માર્ગે જશો તો પછી થઈ રહ્યું. પછી એ કલ્યાણકારી અવાજ તમારાથી સંભળાશે નહિ. છતે કાને પછી તમે બહેરા થઈ જશો અને ધીમે ધીમે અધોગતિને માર્ગે ઊતરી પડશો! પાપમાં રીઢા થઈ ગયેલા કેટલાએ માણસોએ આ અંતર્યામીના નાદની અવગણના કરી હોય છે. એવી દુર્દશા તમારી ન થાવ!

સ્વર્ગ અને નરક બન્ને આ પૃથ્વી ઉપર જ છે. જેમણે અંતર્યામીના નાદને તિરસ્કાર્યો છે અને જે સ્વચ્છંદે જીવન ગાળે છે તે જીવતા નરકમાં છે. જરૂર એક દિવસ એ પસ્તાવાના છે. અને એ પશ્ચાત્તાપનો અગ્નિ એમની રગે રગમાં વ્યાપશે.

—"અરે મને એરી નાગોએ ડંખ દીધા" ×

એવું એમને લાગશે. આખરે પશ્ચાત્તાપના અગ્નિમાંથી શુદ્ધ થઈ એ અંતર્યામીનું શરણ શોધશે તો જરૂર એ તો દીનદયાળ છે. કરુણાસાગર છે. પતિતપાવન છે. એ પાછો એને સન્માર્ગે ચડાવશે અને પહેલાંના જેવા અવાજ સંભળાવશે.

જેઓ અંતર્યામીના નાદ સાંભળે છે અને એને અનુસરે છે તેઓ જીવતા સ્વર્ગમાં છે. એમને તો ગોપીઓને શ્રીકૃષ્ણની મધુબંસરી સાંભળતા જેવું સુખ પડતું હતું એવું સુખ હમેશાં મળે છે.

* યમુના પર બજ રહી બંસરિયાં—"
એ સંતોષ, અનેરો છે—

× કવિ ન્હાનાલાલ • સંસારમાં

# ત્રીજે દિવસ

પરમહંસ રામકૃષ્ણ કહેતા હતા કે લોટો માંજતા રહેજો નહિ તો કટાઈ જશે. મતલબ કે પ્રભુપદારનું જ્ઞાન રાખવા માગનારે દેહ અને મન હમેશાં પવિત્ર રાખવાં જોઈએ.

પરન્તુ ચોપાસે કચાક જો પવિત્ર રહે કેમ ? ઉત્તમ સાહિત્ય, સંગીત અને કલા પર પ્રેમ કેળવવાથી આપણો મનરૂપી લોટો ચોખ્ખો રહેશે. અને અંતઃકરણમાં સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિ ખીલશે.

ઉત્તમ કાવ્યોનું દરરોજ થોડો વખત વાંચન કરવું, કાં તો ભજનો ગાવાં, ઉત્તમ સંગીત સાંભળવું. કોઈ દિવસ સારા ભાવવાહી કે જીવન માટે સારાસાર સંદેશા આપી શકે એવાં ચિત્રો જોવાં. શિલ્પનાં સુન્દર કોતરકામનું નિરીક્ષણ કરવું, ભવ્ય મકાનો કે મંદિરો જોવાં અને જ્યારે જ્યારે લાગ મળે ત્યારે સૃષ્ટિસૌન્દર્યનાં સ્થળોએ જવું.

નદીઓ, દરિયાકિનારા, પર્વતો, સરોવરો, સંગમો, વનો, ઉપવનો. ધોધ, ઐતિહાસિક સ્થળો, યાત્રાનાં ધામો, કલાતીર્થો, સંગ્રહસ્થાનો, વનસ્પતિસંગ્રહો, પ્રાણીસંગ્રહો, પ્રયોગશાળાઓ, લાયબ્રેરીઓ, સભાઓ અને પરિષદોના લાભ જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે લેવા.

ઉત્તમ નવલકથાઓ વાંચવી, જીવનચરિત્રો, ઇતિહાસ, વિજ્ઞાનના ગ્રંથો વગેરેના અભ્યાસ કરવા. શોખ કેળવવા. ભજનકીર્તનોમાં જવું અને આપણી પોતાની પ્રાર્થના તો નિયમિત વખતે કરવી જ. સૌન્દર્ય જો જીવનમાં ઊતરે તો પછી અસુંદર આપણને ગમશે જ નહિ. પ્રભુ સત્ય છે અને સુંદર પણ છે. સુંદર શરીર કંઈ બધાંને મળતું નથી પણ સાચી સુન્દરતા, તંદુરસ્તી, સ્વચ્છતા તે પવિત્ર જીવનમાં રહેલી છે. જે સારાં કામ કરે તે સુંદર છે જેનું ચારિત્ર નિર્મળ છે જે સારો છે તે સુન્દર છે.

સારાં થવાને માટે આપણે કર્તવ્યનિષ્ઠ થવું જોઈએ. આપણા પોતાની જાત પ્રત્યેનાં શાં કર્તવ્ય છે તે પ્રથમ બરાબર વિચારી જાવ. તમે વિદ્યાર્થી છો ? તો અભ્યાસ એ તમારું પહેલું કામ છે. જે અભ્યાસ લઈ બેઠા, તેમાં પારંગત થવાની મહત્ત્વાકાંક્ષા રાખો. દરેકે દરેક વિષય બરાબર સમજીને વાંચો. તેના પર વિચાર કરો. જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી તમારી પોતાની સાથે અને મિત્રો સાથે તે તે વિષયની ચર્ચા કરો. વાદવિવાદથી જ દરેક વિષયનું ઊંડાણ પકડાય છે.

વિદ્વત્તા એ મોટો ગુણ છે. રાજાઓને પોતપોતાના રાજ્યમાં જ માન મળે પણ વિદ્વાન તો સર્વત્ર પૂજાય છે. દરેકે દરેક વિષયનું કંઈ કંઈ જ્ઞાન મેળવવું અને એકએ વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું એ વિદ્વાનનાં લક્ષણ છે. તમારે બહુશ્રુત થવું જોઇએ. કૂપમંડૂક એટલે કૂવાના દેડકા જેવા અલ્પજ્ઞ ન રહેવું જોઇએ.

અભ્યાસ ઉપરાંત બહારનું વાંચન પણ તમારે ખૂબ રાખવું જોઇએ. એકલાં સ્કૂલ કે કૉલેજના અભ્યાસથી કોઈ ખરા વિદ્વાન થયા નથી. આ જમાનામાં વર્તમાનપત્રો ન વાંચે એ નકામો છે. દરરોજ વાતચીતમાં પણ ચાલુ વર્તમાનની ચર્ચા ન કરી શકાય એવી ખબરો આપણને ન હોય તો પછી નિન્દા, હલકી વાતો અને કેવળ ગપ્પાંમાં વાતચીતનો વખત જાય એથી કોઇનું કલ્યાણ નથી. વર્તમાનપત્રોના વિષયો, માસિકોના નિબંધો, કે કોઈ ઉત્તમ પુસ્તકમાંનો બોધદાયક પ્રસંગ એવા વિષય પર વાતો કરવી વધારે લાભદાયક છે.

સોગઠાંબાજીમાં કે પત્તાં રમવામાં નવરાશનો વખત બહુ બગાડવો યોગ્ય નથી. રમતોની જરૂર છે પણ એ બહુ જ મર્યાદામાં રહીને રમવી જોઇએ, ડાહ્યા માણસોનો સમય કાવ્યશાસ્ત્રો વગેરેના વિનોદોમાં જવો જોઇએ. બીજા દોષવાળા વિનોદોમાં નહિ—

વિદ્યાર્થીઓએ અતડા કે દોઢડાહ્યા ના થઇ જવું જોઇએ. એવું લોકોના પરિચયમાં રહેવું જોઇએ. વેપારીઓ, મજૂરો, ખેડૂતો, ઘરનાં, સંબંધમાં આવતાં સ્ત્રીપુરુષો ઇત્યાદિની સાથે, એમનાં સુખદુઃખની વાતો પણ કરતા રહેવું જોઇએ. પુસ્તકો કરતાં એ વ્યવહારુ દુનિયાનું જ્ઞાન વધારે જરૂરી છે. અધુરો ઘડો છલકાય; ભરેલો જેમ છલકાતો નથી તેમ થોડા જ્ઞાનવાળા, મિથ્યાભિમાન કરે છે. ખરા જ્ઞાની કે જિજ્ઞાસુ નમ્ર રહે છે. તમારે નમ્ર અને નિરભિમાની થવું. અજ્ઞાની અને અભણો પ્રત્યે પ્રેમ રાખવો અને જે સારા સંજોગો મળવાથી તમે ભણી શકો છો એવા સંજોગો બીજાઓને નહિ મળવાથી એ અભણ રહ્યા છે એમ વિચારી તમારે એવા લોકો પ્રત્યે ઊલટી વધારે મમતા રાખવી ઘટે છે—માબાપ સાથે, ભાઇબહેન સાથે, સ્ત્રી સાથે બધાં સાથે તમારે વાતો કરવી અને દેશના રાજકીય, સામાજિક અને ધાર્મિક વિષયો એમની સાથે ચર્ચવા, તમારે સમજી લેવા અને બીજાને સમજાવવા.

વ્યક્તિગત જીવનના તથા દેશના પ્રશ્નો તમારે સમજી લેવા અને બીજાને સમજાવવા જ્ઞાનચર્ચા કરતી વખતે તમારે સહિષ્ણુ થવું. બીજાના મતને માન

અને હે પિતા! મારી મનોવૃત્તિઓ ? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ કે અહંકાર, એ છ શત્રુઓ મને અવળે રસ્તે ના ચડાવે તેની સંભાળ તું રાખજે. કારણ કે તારી કૃપા વગર હું વૃત્તિઓ પર કાબૂ મેળવી શકીશ નહિ અને ઇન્દ્રિયો પર જિત મેળવીને સાચા વીર પુરુષ થવાની તો મારી મનોકામના છે.

ભગવાન! મારું હૃદય તું પ્રેમથી ભરી દેજે! મોટાં તરફનો પ્રેમ તે ભક્તિ છે. સરખાં તરફનો પ્રેમ તે સ્નેહ છે અને નાનાં તરફનો પ્રેમ તે દયા છે. મારું હૃદય પ્રેમથી જ સદાકાળ ભરપૂર રહો! સ્વદેશભક્તિની ખાતર કોઈ પણ બલિદાન આપવું પડે તો આપવામાં હું કૃપણ ન થાઉં એવું બળ આપજે. લાગણીઓનું સ્થાન જે હૃદય—તે હૃદયમંદિરમાં તું બિરાજે છે તેથી હું આ પ્રાર્થના કરું છું-પ્રભો ! કર્મ પણ મારી પાસે યથાયોગ્ય કરાવજે.

"કર્ત્તવ્ય કર્મ, જગમાં રહી નાથ થાય
સદ્ધર્મ નીતિ નિયમો, સઘળા પળાય
એ નાથ! તારી અતિ ઉત્તમ અર્ચનાઓ:"

પ્રેમ એટલે-ગમે છે એવી વસ્તુઓ પકડવા હું ના જઉં, પરન્તુ જે માર્ગે મારું અને જગતનું કલ્યાણ સધાય, એવા શ્રેય માર્ગે મને તું જવાની આવડત આપજે !

કર્મ માત્ર, કરવા માટે જે શક્તિ જોઇએ તે શક્તિ તો તારી જ પાસેથી મળતી હોવાથી સારાં કર્મ કરવાનું બળ હું તારી પાસે માગું છું.

પોતાની જાત પ્રત્યેનાં કર્ત્તવ્ય સમજ્યા પછી, માબાપ પ્રત્યેનાં કુટુંબ પ્રત્યેનાં, સ્ત્રી પ્રત્યેનાં, ગામ પ્રત્યેનાં અને દેશ પ્રત્યેનાં કર્ત્તવ્યો વિચારી જવાં. અનેક ઋણો આપણે માથે અદા કરવાનાં હોય છે. તે દેવાં, ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપણે અદા કરવાં જોઇએ. સૌથી વિશેષ ઋણ આપણે માથે દેશનું છે. દેશની સેવા કરીને તે ઋણ વાળવું.

કર્ત્તવ્ય બજાવવાથી જેવું સુખ મળે છે એવું સુખ, મનથી કે સત્તાથી પણ મળતું નથી.

અને જીવનનો મુખ્ય ઉદ્દેશ તો સુખી થવાનો અને પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાનો છે. કર્ત્તવ્ય બજાવવાથી ઉચ્ચ પ્રકારનું સુખ મળે છે અને દિનપ્રતિદિન લાયકી વધતી જાય છે. જીવનની પરિપૂર્ણતા નિષ્કામભાવે કર્ત્તવ્ય બજાવવામાં છે.

નિષ્કામ બુદ્ધિથી કર્મ કરવાં-એનો અર્થ એ છે કે એ કર્ત્તવ્ય કર્મ કરવાથી

આપણને પૈસાનો લાભ થાય છે કે નહિ તે જોવું નહિ. અથવા કીર્તિ મળી કે ન મળી તેની પણ આપણે બિલકુલ દરકાર ન કરવી. ધન, યશ, સત્તા, એ ત્રણ ચીજોને માટે લોક મરી પડે છે પરન્તુ એવા સ્વાર્થ સાધવાને ઇરાદે કરાતાં કામ સારાં થતાં નથી એટલું જ નહિ પણ પરિણામે કલેશ થાય છે. માટે કર્તવ્ય બજાવવાની ખાતર જ કર્ત્તવ્ય કરવાં. અને પરિણામ ભગવાનને સોંપવું. ઇશ્વરપ્રીત્યર્થે કામ કરવાની જ્યાં એકવાર આપણને ટેવ પડી કે પછી લોકો નિંદા કરો કે સ્તુતિ કરો, ધન આવો કે જાવો, વર્ષો પછી મરણ થતું હોય તો આજ થાવ કે ગમે ત્યારે થાવ એ કશાની આપણને દરકાર રહેતી નથી. અભય પ્રાપ્ત થાય છે અને સમગ્ર જીવન ઇશ્વરને નિવેદન કરેલું બની જાય છે.

ઘણીવાર આપણા કામનો યશ બીજા લઈ જાય છે. મંત્રી કે પ્રમુખપદનો હક્ક જેનો હોય છે તેને તે પદ મળતાં નથી. આજે દેશમાં જો કોઈ મોટામાં મોટી તકરારો થતી હોય તો આથી થાય છે પરન્તુ "લીડરી" એટલે આગેવાન થવાની લોલુપતા એ મોટો રોગ છે. એ રોગમાંથી આપણે મુક્ત રહેવું જોઇએ. કામ થયું છે કે નહિ અથવા એ કામથી સ્વદેશને લાભ થયો છે કે નહિ એ સાથે જ આપણી નિસ્બત છે. જશ, માન, ઇનામ એ બધું ભલે બીજા લઇ ગયા. દેશોન્નતિના કાર્યમાં આપણે પ્રત્યક્ષ કે પરોક્ષ પણ ભાગ લીધો એ જ મોટું સદ્ભાગ્ય છે. જીવનનો એ મોટો સંતોષ છે.

કોઇનો, તેજોદ્વેષ કદી ન કરવો જોઇએ. ઇર્ષા પણ મોટામાં મોટું નુકસાન આપણને પોતાને જ કરે છે. રાજકારણમાં, સાહિત્યમાં, વેપારધંધામાં કોઈ કંઈ નામના કરે એટલે બીજાઓ એની નિન્દા કરવા મંડી જાય છે પણ એના ગુણ જોતા નથી. આથી આપણા દેશને ખૂબ નુકશાન થઇ રહ્યું છે. એક એક છૂટાં છૂટાં કામ કરતી વખતે જેવી મહત્તા જણાય છે તેવી ભેગાં કામમાં જણાતી નથી તેનું આ મુખ્ય કારણ છે. જે દેશ મહાન થયા છે તે સહકારના ગુણ કેળવીને થયા છે. બધાંમાં બધી જાતની આવડત હોતી નથી. કોઇમાં બુદ્ધિ વધારે હોય તો કોઇના હૃદયના ગુણો વિશેષ હોય છે. કોઈને સંજોગો લાભ આપે તો કોઇનામાં, પુરુષાર્થ વધારે હોય છે. તે માટે જેનામાં જે ગુણ વિશેષ હોય તેનો સ્વીકાર કરવો અને તેનો લાભ આપણે લેવો એટલું જ નહિ પણ જે સંસ્થામાં આપણે સાથે કામ કરતા હોઇએ તેને અપાવવો.

આપણા રાઇ જેટલા અવગુણ કોળા જેવા મોટા કરી જોવા અને પારકાના રાઇ જેટલા ગુણ હોય તો તે ગુણને કોળા જેવા મોટા કરતાં શીખી લેવું.

આપણું કર્તવ્ય ના હોય તેની બાબતમાં કદી માથું મારવું નહિ અને પારકી પંચાતમાં વખત બગાડવો નહીં.

સમયનો સદુપયોગ કરવો. એક મિનિટ પણ નકામી ન જવા દેવી.

" પાપ તાપ દુઃખ છૂટિયાં, તિમિર ગયાં સૌ દૂર,
હરિમુખ સન્મુખ સર્વદા, મોદ અખંડિત ઉર;
બંધન બાધા નવ નડે, સકૃતિ ભક્તિ કરંત,
જતી રહી બીતિ મૃત્યુની, સંતત શાન્તિ અનંત."

## પાંચમો દિવસ

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે. અને એ ચારે સ્ત્રીઓ અને પુરુષોએ પ્રાપ્ત કરવા જોઇએ. અને ચારે સાથે સાથે દરરોજના કાર્યક્રમમાં વણી ક્હાડવા જોઇએ.

ધર્મ વિષે ઘણાં માણસને એમ બોલતાં સાંભળ્યાં છે કે ઘરડાં થઇશું ત્યારે ધર્મનો અને મોક્ષનો વિચાર કરીશું. હમણાં તો પૈસો અને સંસારના ભોગવિલાસ પાછળ મચવા દો. પરન્તુ મોટામાં મોટી ભૂલ જ એ છે. ધર્મ સિવાયની અર્થ પ્રાપ્તિ તે ભયંકર છે. અને ભોગવિલાસ પણ ધર્મના નિયમન વગરના હોય તો ઝેરી છે.

મોક્ષનો ખરો અર્થ મર્યા પછી સ્વર્ગમાં જવાનું મળે એ નથી પણ જીવતાં જ સંસારનાં બંધનો હરકત ન કરે અને દરરોજનાં કર્મ કરવામાં સ્વતંત્રતા રહે એ છે. ઇંદ્રિયો જેમ દોરે એમ ઘસડાવું એનું નામ બંધન; ગુલામી છે. પરન્તુ મૂર્ખ લોકો એને સ્વતંત્રતા માને છે. એ સ્વચ્છંદ છે. ખરી સ્વતંત્રતા સંયમમાં છે. ઇન્દ્રિયો આપણી શેઠ નથી; એ આપણી નોકરો છે. એની મરજી પ્રમાણે આપણે ઘસડાવાનું નથી. આપણી મરજી પ્રમાણે ઇન્દ્રિયોએ કામ કરવાનાં છે.

ધર્મ એટલે જે વડે સંસાર ધારણ કરાઇ રહ્યો છે તે. હોડી ચલાવનાર પવનના નિયમો સમજી લે છે. પવનની અનુકૂળ ગતિ પ્રમાણે એ પોતાની હોડીના સઢ ગોઠવે છે અથવા ખસેડે છે તો એની સફર ઝડપી અને સરળ થાય છે નહિ તો હોડી ઊંધી વળે છે. એ જ પ્રમાણે જીવનરૂપી સફરમાં પણ છે. ધર્મ એટલે જે નિયમો વડે સંસાર સુખરૂપ ચાલે છે તે નિયમોનું જ્ઞાન મેળવી એને અનુકૂળ થવાથી જીવન શાન્તિથી પસાર થાય છે.

અધર્મથી, અનીતિથી કે પાપ માર્ગે જે ઇચ્છાઓ તૃપ્ત કરવાનો પ્રયત્ન કરીએ છીએ તે ક્ષણભંગુર, પરિણામે દુઃખદાયક અને આખા જીવનને ધૂળધાણી કરી નાખનારી નીવડે છે.

આશ્રમધર્મ એટલે વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ એટલે પવિત્ર લગ્નજીવન-જેનાં વિશુદ્ધ સુખોની સ્ત્રીપુરુષ બન્નેની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય છે અને વાનપ્રસ્થાશ્રમ એટલે આ જમાનાને અનુકૂળ અર્થ કરીએ તો વિષયવાસનામાંથી ધીમે ધીમે પરવારતાં પરવારતાં વધારે ઉચ્ચ એવાં માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિનાં કામોમાં વખત ગાળવો તેઃ જે ધંધાનું કે જીવનનું અનુભવજ્ઞાન થયું છે તેનો લાભ જનસમાજના કલ્યાણને અર્થે કરી શકાય એવી રીતે જીવનનિર્ગમન કરવું અને સન્યસ્તઆશ્રમમાં સંપૂર્ણ સ્વાર્થત્યાગથી લોકસેવા કરતો કરતો ભગવાનના આડતિયા થઇ જવું. લોકો જનકલ્યાણનાં કામો જોઇને સન્યાસઆશ્રમવાળાને કહે કે "ધન્ય પ્રભુ! ધન્ય પ્રભુ!"

ઇચ્છાઓ અને વૃત્તિઓને યોગ્ય ધર્મને માર્ગે સંતોષવવામાં પાપ નથી પરન્તુ ધીમે ધીમે એમાંથી પરવારતા રહેવું જોઇએ અને ઉત્તરોત્તર એને વધારે ઊંચી સપાટી પર ચડાવવી જોઇએ. એ મારી શકાશે નહિ પણ ઉચ્ચ માર્ગે વાળી શકાશે.

રામચંદ્રજીનો એકપત્નીવ્રતનો આદર્શ જીવનમાં ઉતારવા યોગ્ય છે. અને સ્ત્રીઓ સતીધર્મ પાળવાથી પવિત્ર અને પૂજ્ય બનશે.

"સત્ય વચન ને નમ્રતા, પરસ્ત્રી માત સમાન;
એથી જો સુખ ના મળે, તુળસીદાસ જમાન."

શીલ, દેહથી માત્ર નહિ પણ મનથી, નેત્રની ચંચળતા રોકીને સિનેમા નાટકનાં હલકાં દશ્યોથી નહિ ઉશ્કેરાઇને સંપૂર્ણ રીતે પાળવું જોઇએ. મનસા, વાચા, કર્મણા શુદ્ધિ પાળવી જોઇએ.

એથી આત્મસંયમની શિસ્ત મળશે. તે મનોબળને એવું વધારશે કે જે મનોબળને પ્રતાપે તમે સાચા વીર, જિતેન્દ્રિય અને સંત મહાત્માની કક્ષાએ પહોંચી શકશો.

કહેવાતા નવા વિચારોનો ધસારો આપણા દેશ પર જબરો છે. પરન્તુ આપણી સંસ્કૃતિનાં આદર્શો આગળ, વિચારપૂર્વક તપાસ કરવાથી એ જરૂર

ક્ષુલ્લક લાગશે. યૂરોપ અમેરિકાના સ્વચ્છંદ કે રશિયાનાં નીતિજીવનની શિથિલતાઓથી આપણે જરાપણ ચલિત થવાની જરૂર નથી. યયાતિ રાજાની માત્ર એક કથાથી આપણે શિવજીવનનો મહિમા સમજી શકીશું. એ રાજાએ હજાર વર્ષનું આયુષ્ય માગ્યું. તે એને મળ્યું હતું. ઉમ્મર થઇ પણ વાસનાઓ વધતી ચાલી. છોકરાઓ પાસેથી એણે કામવાસના ભોગવવાની શક્તિઓ માગી. એક છોકરાએ એ પણ આપી. પછી ઇન્દ્રિય વૈભવમાં ગાંડો બનેલો એ રાજા, મદિરા, સુંદર સ્ત્રીઓ અને પૈસો જે જે મોજશોખ આપી શકે તેવા ખાવું પીવું અને ખેલવું એવા જીવનમાં પડ્યો. આખરે તો એ પણ થાકે છે અને કહે છે કે "જગતનું જેટલું ધન, જેટલા વૈભવો અને બધી સ્ત્રીઓ તમને મળે તો પણ ઇન્દ્રિયો તૃપ્ત થતી નથી, અગ્નિમાં જેમ ઘી નાખો અને અગ્નિ વધારે બળે છે તેમ વિષયો જેમ ભોગવો તેમ ઇન્દ્રિયો વધારે ને વધારે ઉદ્દીપ્ત થાય છે."

મોજશોખથી યાદવો, મુગલો, રોમનો અને મરાઠાઓનાં મહારાજ્યોનો પણ નાશ થઇ ગયો છે એ સમજી આપણાં જીવનમાં આપણે મોજશોખને બિલકુલ સ્થાન આપવું ના જોઇએ. બહુ ચીજો વગર ના ચાલે એવી ટેવો, આપણે સવક હોય તો પણ પડવા જ ન દેવી. જેમ જરૂરિયાતો થોડી તેમ સુખ અને ઉન્નતિ વધારે. "સાદું જીવન અને ઉચ્ચ વિચાર" એ આદર્શ આપણે સેવવો જોઇએ.

## છઠ્ઠો દિવસ

પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ; દેહ, મન અને આત્માનાં ઊંડાણમાં હે ભગવાન! તમારું કલ્યાણકારી તેજ વ્યાપેલું છે એ તેજનું હું ધ્યાન કરું છું. એ જ્ઞાનરૂપી તેજ મારી બુદ્ધિને પ્રેરો!

માણસ અને ઢોરમાં જો કંઇ મુખ્ય ફેર હોય તો ઢોરમાં બુદ્ધિ નથી અને મનુષ્યોમાં બુદ્ધિ છે એટલો જ છે. માટે આપણે હમેશાં દરેકે દરેક વાતમાં બુદ્ધિનો ઉપયોગ કરવો. બુદ્ધિને પાટા બાંધીને કંઇ જ કામ કરવું નહિ.

ધર્મની આજ્ઞાઓ કે ગુરુઓનાં વચનો, વેદવાક્યો કે રૂઢિઓ, ગમે તે હોય બધું બુદ્ધિપૂર્વક તપાસી, સારાસારનો નિર્ણય કર્યા વગર એક પણ પગલું ભરવું યોગ્ય નથી. ગમે એવા મહાન પુરુષના અભિપ્રાયો હોય પરન્તુ આપણી અક્કલ કબૂલ કરે તો જ સ્વીકારવા નહિ તો નહિ. સ્વતંત્ર અભિપ્રાય બાંધવાની ટેવ પાડવી. વ્યક્તિવિકાસ ત્યાંથી જ આપણું શ્રેય થશે. ગાડરિયા પ્રવાહ પ્રમાણે ગતાનુગતિક વૃત્તિથી નથી આપણું કલ્યાણ થવાનું કે નથી દેશનું થવાનું.

દેશની સામાજિક, ધાર્મિક અને રાજકીય પ્રવૃત્તિઓ આપણે પોતાની અક્કલથી તપાસી જવી. અંગત અને દેશના પ્રશ્નોનો વિવેકબુદ્ધિથી વિચાર કરવો. એ ઉપરથી આપણે પોતપોતાના નિશ્ચયો કરવા અને પછી એ નિશ્ચય પ્રમાણે વર્તન રાખવું. વિચાર અને વર્તનની એકતા કર્યા વગર સત્યની સેવા થશે નહિ પણ સત્યનો દ્રોહ થશે.

કોઇ પણ પ્રશ્નની તપાસ કરતી વખતે, ચાલી આવતી માન્યતાઓ, બાપદાદાની શ્રદ્ધાઓ, પૂર્વગ્રહો એ બધાને પ્રમાણિકપણે તપાસવા. આપણા અંગત-રાગદ્વેષ વચમાં નથી આવતા એ જોવું. સાક્ષીમાં આવેલી હકીકતોની સત્યતા અસત્યતા જોવી. આપણી ઇન્દ્રિયો આપણને દગો નથી દેતી તે તપાસવું અને શાન્ત ચિત્તે તમામ હકીકતોનું પૃથક્કરણ કરવું. પછી નિષ્પક્ષપાતી ન્યાયાધીશ જેમ મનનપૂર્વક તટસ્થના જાળવીને ન્યાય કરે છે તેમ તમામ વસ્તુઓનો આપણે ન્યાય કરવો.

નિર્ણય કરવામાં બિલકુલ ઉતાવળ કરવી નહિ. ધીરજપૂર્વક, ન્યાયબુદ્ધિથી બન્ને ત્રાજવાં બરાબર સમતોલ થાય તે પછી નિશ્ચય કરવો અને એવા નિશ્ચયો કર્યા પછી નિત્ય જીવનમાં સત્યાગ્રહી થવું. આપણા નિશ્ચયો પ્રમાણે વર્તન કરવામાં નૈતિક બળની જરૂર છે. તે બળ તો આપણા આત્મામાં અખૂટ ભરેલું છે. ત્યાંથી ક્ષણ પ્રતિક્ષણ મેળવવું.

"જુસ્સાના સદ્ગુણ વિના નીતિ એકલી વ્યર્થ"

એમ જે કવિ નર્મદાશંકરે કહ્યું છે તે આવા નૈતિક બળના જુસ્સા માટે કહ્યું છે.

પોતાની જાતને વફાદાર થવું જોઇએ; એટલે આ બુદ્ધિપૂર્વક કરેલા નિશ્ચયોને પોતાના અંતર્યામીનો પણ ટેકો મળ્યો હોય તો તો પછી અનુસરવા બંધાયેલા છીએ. સદ્વૃત્તિ હમેશાં આપણને એવા નિશ્ચયોને અનુસરવા કહેશે અને લોભ લાલચરૂપી અસદ્વૃત્તિ હમેશાં આપણને સગવડિયો ધર્મ પાળવા અને આવતો લાભ લઇ લેવા સમજાવ્યા કરશે. જીવન એ કુરુક્ષેત્ર છે. રણભૂમિ છે. સદ્વૃત્તિ અને અસદ્વૃત્તિ પોતપોતાનાં લશ્કરો લઇને ઘણીવાર આપણા અંતરમાં યુધ્ધે ચડે છે. ધર્મસંકટની વચમાં આપણને પણ અર્જુનની માફક શું કરવું તેની સુઝ પડતી નથી ત્યારે અર્જુન પાસે સારથિરૂપે ભગવાન હતા તેમ આપણી પાસે પણ સારથિરૂપે ભગવાન છે. એ અંતર્યામી પાસે છેલ્લી સલાહ લેવી અને જે સલાહ મળે તેને ગમે તે ભોગે અનુસરવું. સત્યમાર્ગે જતાં પછી

પૈસાટકાનું નુકસાન થતું હોય, પ્રતિષ્ઠા જતી હોય, સગાંસંબંધી આપણો ત્યાગ કરે કે રાજા રૂઠે તો પણ આપણે હારી ન ખાવું. મીરાંબાઈ ખરું કહેતાં હતાં કેઃ—

"રાણા રૂઠે, નગરી રૂઠે અપની, મૈં હર રૂઠે કહાં જાના—?,
મેરે તો રાણાજી હૈ ગોવિંદગુણ ગાના—"

ભગવાનને ગુસ્સે કરીને હું ક્યાં રહીશ?

રાજા ભલે મને દેશનિકાલ કરે. વળી કવિવર ટાગોરે પણ એવા જ ભક્તને માટે ગાયું છે કે બધાં સત્યમાર્ગે જતાં તારો ત્યાગ કરે તો

"એકલો જાને, એકલો જાને એકલો જાને રે."+

સાચા કવિઓ, સંતો અને ભક્તો આવાં પ્રભુપ્રેરિત જીવન ગાળે છે અને આપણે પણ આપણી બુદ્ધિને ભગવાન હંમેશાં સન્માર્ગે પ્રેરણા કરે એવી જ પ્રાર્થના કરીએ. વ્રત, ઉપવાસ, જાગરણ, ધ્યાન, ધારણા અને પ્રાણાયામનો ઉદ્દેશ જ આવું પ્રભુપ્રેરિત જીવન જીવવાની આપણને શક્તિ મળે એ છે; પૂજા અર્ચા પણ એને જ માટે છે.

મનુષ્યજીવનનો ઉદ્દેશ પ્રભુમય જીવન કરવાનો છે. સાહિત્ય, કલા, સૃષ્ટિ સૌન્દર્યની સાથે તલ્લીનતા, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, પૂજાપાઠ, દેવદર્શન, વ્રત, ક્રિયાકાંડ, તર્ક, યોગ, ભક્તિ એ બધું આપણું જીવન પ્રભુપ્રેરિત અથવા પ્રભુમય બને તે માટે છે.

આપણાં મંદિર ઉપર કમળ હોય છે અને કમળ ઉપર સોનાનો કળશ હોય છે મનુષ્યજીવન કમળ જેવું છે. સત્યને માર્ગે એટલે પ્રભુને માર્ગે જો આપણે સમસ્તજીવન ગાળીએ તો હજાર પાંખડીનું કમળ જેમ સોળે કળાએ ખીલે છે તેમ આપણે પણ પૂર્ણપણે ખીલીશું. આપણો સર્વાંગી વિકાસ થશે. પછી પેલા સોનાના કળશમાંથી આપણને અમૃત પીવા મળશે અને એ પીવાથી આપણે અમર થઈ જઈશું. "મૃત્યુ જ પછી આપણે માટે મરી જશે"× જગતમાં મોટામાં મોટો ભય મોતનો છે. તે આપણે માટે નહિ રહે. આપણને આ જીવનમાંથી પર જીવનમાં જવાનું છે એવું મોતને માટે આપણે સમજી શકીશું.× વળી જીવન આખું અલૌકિક સુખમાં જશે. ભગવાન સત્યસ્વરૂપ છે અને આનન્દના પણ સાગર છે, જ્યારે આપણે પ્રભુપ્રેરિત જીવન જીવીશું ત્યારે આનન્દ પણ આપણને મળશે જ અને કેવો એ આનન્દ! મન, ઇન્દ્રિયસુખ,

+ ટાગોર × નરસિંહરાવ

કીર્તિ, સત્તા એ બધાં એક ત્રાજવામાં મૂકો અને આ આનન્દને બીજા ત્રાજવામાં મૂકો તો આ આનન્દ લાખગણો વધી જશે.

એ એક જ વસ્તુ એવી છે કે જે જાણવાથી સર્વ વસ્તુ જાણી જવાય છે અને એ એક જ ચીજ એવી છે કે જેને મેળવ્યાથી બધું મળે છે.

પરન્તુ આ કોઇ ત્યાગી કે વૈરાગીના સુખની વાત નથી. સાચા ગૃહસ્થ-ઉત્તમ નગરજન, ખરા સ્વદેશભક્ત અને વિશ્વબંધુત્વની ભાવનાવાળા વીર પુરુષ કે સન્નારીની આ વાત છે.

એવાં કોઇને સંસાર છોડીને પોતાના અંગત મોક્ષને માટે નાસી છૂટવાનો અધિકાર નથી. લોકસંગ્રહ એટલે લોકકલ્યાણને માટે પોતાનામાં જે જે લાયકી હોય તેનો નિઃસ્વાર્થભાવે પ્રવૃત્તિમાર્ગમાં રહીને એણે ઉપયોગ કરવાનો છે.

સુખદુઃખ એ તો સૃષ્ટિક્રમનો નિયમ છે. દુઃખ એ પણ ભગવાને જ ઘડ્યું છે. એનો હેતુ મનુષ્યજાતની ઉન્નતિ કરવાનો છે. દુઃખ ન હોત તો મનુષ્યજાતિ બરડાની કરોડ વગરનાં પ્રાણી જેવી નિર્બળ અને અસહાય હોત. કષ્ટો, મુશીબતો, હરકતો અને વિરોધોની સામે થવામાં આપણી સાચી કસોટી થાય છે અને હજારો છૂપી શક્તિઓ ખીલી ઊઠે છે. એવાં દુઃખથી ડરી જવું એ યોગ્ય નથી. ઇશ્વર ઉપર જેને શ્રદ્ધા નથી અથવા પોતાની જાત માટે જેમને હલકો અભિપ્રાય છે એવાં બાયલાઓ જ દુઃખથી ડરે છે.

દુઃખની વખતે મન સ્થિર રાખવું. ગંભીર બનવું અને એની સામે થવું. દુઃખો અને મુશ્કેલીઓમાંથી પસાર થયેલાં જ બહાદુર અને નિડર થયાં હોય છે.

ગમે તેવું દુઃખ આવે પણ નીતિ કે ધર્મનાં માર્ગથી ચલિત ના થવું. ભગવાનની પાસે એટલી જ પ્રાર્થના કરવી કે હે નાથ! દુઃખથી ગભરાઇને હું સત્યમાર્ગથી ચળી ના પડું એટલી શક્તિ તું મને આપજે! સોનું જેમ ભઠ્ઠીમાં પડવાથી શુદ્ધ થાય છે તેમ સિદ્ધાંતવાદી આદર્શ પુરુષો દુઃખથી પાપી નહિ પણ વધારે પુણ્યવાન બને છે.

સુખમાં જેવું એમને ઇશ્વરદર્શન થતું ન હતું એવું દુઃખમાં થાય છે.

## સાતમો દિવસ

આ જીવનમાં જ અનંત સુખ, દિન પ્રતિદિન ઉચ્ચતા પ્રાપ્ત કરવાનો સંતોષ અને પરમ આનંદ જોઇએ છીએ? તો નિષ્કામ બુદ્ધિથી કર્તવ્ય કર્મ કરો.

જેવાં કર્મ કરીએ છીએ તેવાં જ ફળ મળે છે. હાલની આપણી પરિસ્થિતિ આપણાં પહેલાંનાં કર્મનું પરિણામ છે. અને હવે જે કર્મ કરીશું તે પ્રમાણે ભવિષ્ય ઘડાશે. માટે આપણાં નાનામાં નાનાં કર્મ-મન, વચન, અને ક્રિયાથી જે થાય છે તે તમામ પર આધિપત્ય મેળવો. જાગતાજોધ પેહેરેગીરની માફક એકેએક વિચાર, વાણીથી ઉચ્ચારાતા શબ્દો અને કામ પર સખત ચોકી પહેરો રાખો. પછી તો તમે વિચારો પણ સારા જ કરશો. વાણી પણ સત્ય અને મધુર બોલશો, અને દરરોજનાં નાનાં કે મોટાં તમામ કામ, ભગવાનની પૂજારૂપે કરી શકશો. એક વાર તમે કર્મમાં મહાન થવાનો આદર્શ નક્કી કરો પછી જરૂર તમે એ આદર્શને પહોંચી શકશો.

કર્મ કરવામાં કુશળતા મેળવવાથી ભગવાનની સાથે યોગ થઇ શકે છે. પરંતુ એ કુશળતા જ્ઞાન વગર મળે નહિ. માટે ઉત્તમ કર્મયોગી થવા માટે આપણે વિદ્વત્તા પ્રાપ્ત કરવી જોઇએ.

ભગવાન બુધ્ધે આ જગતમાં મોટામાં મોટી શોધ જ એ કરી કે દુઃખનું કારણ અજ્ઞાન છે. માટે આપણે વાચન, શ્રવણ, મનન નિદિધ્યાસન દ્વારા, સ્વાધ્યાયથી અને એકાગ્રતાથી જગતનું અને આત્માનું જ્ઞાન મેળવવું. જ્ઞાનથી જ આપણે આપણાં કર્મ સારી રીતે કરી શકીશું અને સારાં કર્મ કરવાથી પાકું અનુભવ જ્ઞાન થશે.

પૈસા પેદા કરવા પાછળ આ જમાનાના લોકો બહુ વખત ગાળે છે પરન્તુ પૈસો એ કંઇ આપણું સર્વસ્વ નથી.

કુટુંબનો નિર્વાહ, કેળવણી, દેશાટન ઇત્યાદિ માટે પૈસો જરૂરનો છે. એના વગર ચાલે તો નહિ પણ લક્ષ્મીની હદ ઉપરાંત મહત્તા ગણાય છે તે યોગ્ય નથી. અતિ લોભ અને ધનસંચયની લોલુપતા પાછળ માનસિક વિકાસ, જ્ઞાનના-પ્રસંગો અને ભગવાનની ભક્તિ માટેના સમયનો ભોગ અપાય તેમ તો કહેવતાં આપણે પોતાને જ હાથે પોતાનો આત્મઘાત કરતાં હોઇએ એમ સમજવું.

અતિ લોભથી સમાજમાં પણ મૂડીવાદ, સામ્રાજ્યવાદ અને વિશ્વવ્યાપી યુદ્ધોનાં અનિષ્ટ ઉત્પન્ન થયાં છે અને વ્યક્તિગત વિકાસ અટકી જાય છે એટલું જ નહિ પણ વિદ્યાકળા અને સંસ્કૃતિનો ઘાણ નીકળી જાય છે. માટે જરૂરિયાતો જેમ બને તેમ ઓછી કરવી, બીડી કે ચા જેવી ચીજોની પણ ટેવો પડવા દેવી નહિ અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાં ધર્મ

અને મોક્ષ જેવા ગણીએ તો દિવસના કામ કરવાના ૯ કલાકમાંથી ૧/૩ એટલે ફક્ત ૩ કલાક પૈસા પેદા કરવા પાછળ ખરી રીતે ખર્ચાવા જોઇએ અને બાકીનો સમય માનસિક અને આધ્યાત્મિક વિકાસ પાછળ જવો જોઇએ. આમાં સ્ત્રીઓ અને બાળકો પૈસા પેદા કરવામાંથી બાદ કરો તો પછી પાંચ કલાક ધંધારોજગાર પાછળ અત્યારની હરીફાઈના સમામાં જઈ શકે. પણ દરરોજના ૩-૪ કલાકનો સ્વાધ્યાય અને લોકસેવા પાછળ જવા જ જોઇએ.

આત્મજ્ઞાન કે પરમાર્થ માટે અનુકૂળ સમયની રાહ જોઈ ઘણાં માણસો "આટલું કામ પતે એટલે અને ઘરમાં આ મંદવાડ છે તે મટે એટલે અને આ સહેજ ચિંતા છે તેમાંથી છૂટું એટલે લઈ બેસું" એમ શુભ પ્રસંગ મુલતવી રાખે છે તે યોગ્ય નથી. એક મુસાફર હતો. તેનો ઘોડો તરસ્યો થયો. રસ્તે કોસ ચાલતો હતો ત્યાં એ ઊભો રહે છે. નીકમાં સ્વચ્છ મીઠાં પાણી વહી રહ્યાં છે છતાં પોતે પાણી પાવાની રાહ જોયા જ કરે છે. એમ કરતાં કરતાં ૧ કલાક વહી ગયો અને કોસ છૂટવાની વખત થાય છે.

કોશિયો પૂછે છે: "ભાઇ પાણી કેમ પાતા નથી? પાઈ લ્યો." મુસાફર કહે છે: "તમારા કિચૂડ કિચૂડ અવાજથી મારો ઘોડો ભડકે છે એટલે દબાવીને ક્યારનો ઊભો રહ્યો છું. જરા કિચૂડ કિચૂડ બંધ થાય એટલે પાણી પાઉં. તરસ્યો તો બહુ થયો છે."

કોશિયો-કિચૂડ કિચૂડ બંધ થશે એટલે તરત પાણી બંધ થશે. પાવું હોય તો કિચૂડ કિચૂડ થાય છે તે દરમિયાન જ પાઈ લ્યો નહીં તો ઘોડો તરસ્યો જ રહી જશે. ભડકતો હોય તો જરી દબાવો. બે ચાબુક મારો પણ પાણી પાવાની વેળા પછી વીતી જશે.

એ જ પ્રમાણે સંસારરૂપી કિચૂડ કિચૂડ દરમિયાન જ, આપણે દેહનું અને આત્માનું કલ્યાણ સાધ્યા કરવું જોઇએ. વિદ્યાર્થી અવસ્થાથી જ એની શરૂઆત કરવી જોઇએ. પરમ કલ્યાણ માટે એક ઘડીનો પણ વિલંબ હોય નહીં.

કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણેને આપણાં જીવનમાં ઉતાર્યા સિવાય ખરી ઉન્નતિ અશક્ય છે. જ્ઞાન વગરનું કર્મ કુશળતા વગરનું અને કલેશકારક નીવડે છે અને કર્મ વગરનું જ્ઞાન વાંઝિયું રહે છે.

એ જ પ્રમાણે ભક્તિ વગર જ્ઞાન એકલું શુષ્ક થઈ જાય છે અને કર્મ વેઠ જેવું બનીને અતિશય કંટાળો આપે છે પરંતુ ખરી ભક્તિનો ઉદય ભગ-

# વસુંધરા

અને

બીજી વાતો



લેખક
ગુલાબદાસ બ્રોકર



સફળ નવલિકાકાર તરીકે
ખ્યાતિ પામી ચૂકેલા
શ્રી. બ્રોકરની
કલમથી લખાયેલી પંદર
ટૂંકી વાર્તાઓનો નવો
સંગ્રહ

કિંમત ૨-૮-૦ : ટ. ખ. માફ



પ્રાપ્તિસ્થાન
શિષ્ટ સાહિત્ય ભંડાર
આનંદભવન : પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ-૨


વાનની કૃપા વગર થતો નથી માટે તમારે દરરોજ ભગવાનની શુદ્ધ અંતઃકરણપૂર્વક ભક્તિ માટે યાચના કર્યા કરવી.

સપ્રેમ શ્રદ્ધા, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ. ભગવાન પર પ્રેમ રાખવો, એમનો ડર રાખવાનો હોય નહિ. માતા તરફનું વહાલ જેવું કુદરતી છે તેવું જ ભગવાન તરફનું હોવું જોઈએ. ભગવાન ભક્તવત્સલ છે. આપણા અનેક દોષો અને નાલાયકીઓની આપણે માગીએ કે તરત એ ક્ષમા આપે છે.

ભગવાનનું અસ્તિત્વ કોઈ દલીલોથી કે તર્ક વિતર્કથી સાબિત થાય તેમ નથી પણ જેમ હવા કે ગરમી આપણને લાગે છે તેમ પ્રેમરૂપે, જ્ઞાનરૂપે, સૌંદર્યરૂપે કે કલ્યાણ સ્વરૂપે ભગવાન, મનુષ્ય માત્રને લાગે છે. પહેલાંના વિજ્ઞાનીઓ નાસ્તિક હતા પરન્તુ હવે તો એ પણ સૃષ્ટિરચનામાં શક્તિ, નિયમ અને તાલ જોઈને દિઙ્મૂઢ થઈ ગયા છે! એઓ પણ કહે છે કે જડ અને ચેતન ઓતપ્રોત છે અને સૃષ્ટિરચના તરફ આદરભાવ રાખવા જેવું છે.

આ રીતે ઇશ્વર તરફની આપણી શ્રદ્ધા પાકા પાયા પર છે. ભગવાન માટે હૃદયમાં શ્રદ્ધા અને પ્રેમ વધાર્યા જ જવાં. હરહમેશ એ આપણી સાથે

ક્ષણે જે સંભાળ લે છે તેને માટે અને બીજી હજારો અને લાખો ચીજો આપણાં સુખસવડ અને ઉન્નતિને માટે ચોગરદમ વેરી છે તે માટે એમની સ્તુતિ કરવી.

પ્રાર્થનામાં ધન, દોલત પુત્ર, પરિવાર ઈત્યાદિ ઐહિક વસ્તુઓ ન માગતાં પ્રેમ, પવિત્રતા, સદાચાર અને જ્ઞાન અને લોકસેવા કરવાની શક્તિ માગવાં. દાદુ કહે છે—

સેવક સ્વામી વસ કિયો
સોંપ્યો નિજ પરિવાર
તબ સાહબ સેવા કરે
સેવક કે દરબાર

'એમ કુટુંબ પરિવાર કામ ધંધો એમ બધું જ એકવાર સ્વામીને ચરણે આપણે ધરી પછી એ બધાંની સંભાળ એ પોતે લેશે. ટાગોર પ્રાર્થનામાં એક જ ચીજ માગે છે કે—

અંતર મમ વિકસિત કરો
અંતરતર હે !

૫ : ૬ : '૪૦
નૈનિતાલ

કલકત્તા, જમશેદપુર અને
ઝરીયામાં વસતા

## ગુજરાતી બંધુઓને વિનંતિ



પહેલી જાન્યુઆરી ૧૯૪૧ થી ૧૪/૨ ઓલ્ડ ચાયના બજારમાં આવેલા સ્ટેશનરી માર્કેટના મકાનમાં પહેલે માળે અમોએ **જે. વી. જસુભાઈ એન્ડ કું.** ના નામથી કામકાજ શરૂ કર્યું છે. મુખ્યત્વે અમો શિષ્ટ સાહિત્યનાં ગુજરાતી પુસ્તકો તથા સામયિકોનું વેચાણ કરીશું. સાથે સાથે જાહેરખબરો મેળવવાનું તથા ઉપયોગી વસ્તુઓ વેચવાનું પણ રાખેલ છે.



આપ સૌ અમોને આપનો સક્રિય સહકાર આપશો એવી આશા રાખીએ છીએ.



લિ૦ આપના બન્ધુઓ
જમનાદાસ માણેકચંદ સ્વાણી
જવેરચંદ વીરજીભાઈ સ્વાણી

# દેવીસૂક્ત (ઋ. ૧૦,૧૨૫)

ડોલરરાય ર. માંકડ

ઋષિ (કવયિત્રી):—અમ્ભૃણ ઋષિની દુહિતા અમ્ભૃણી [ એનું ઉપનામ વાક્ છે ]

દેવતા : પરમાત્મા — છન્દ : ત્રિષ્ટુપ્

| મૂલ | ભાષાન્તર |
| --- | --- |
| अहं रुद्रेभिर्वसुभिश्चरा | હું રુદ્રો ને વસુ સહે ફરું છું, |
| म्यहमादित्यैरुत विश्वदेवैः । | હું આદિત્યો ને વિશ્વદેવો સહ; |
| अहं मित्रावरुणोभा बिभ— | હું મિત્રને, વરુણને ધરું છું, |
| र्म्यहमिन्द्राग्नी अहमश्विनोभा ॥ १ ॥ | હું ઇન્દ્રને અગ્નિને અશ્વિનોને. ૧ |
| अहं सोममाहनसं बिभ— | હું સોમને વાટવાના ધરું છું, |
| र्म्यहं त्वष्टारमुत पूषणं भगम् । | હું ત્વષ્ટાને, ભગને વળી પૂષાને. |
| अहं दधामि द्रविणं हविष्मते | હું આપું છું દ્રવ્ય હવિષ્મતોને, |
| सुप्राव्ये यजमानाय सुन्वते ॥ २ ॥ | સુપ્રાવ્યને,[1] સોમ દેનારને યે.૨ |
| अहं राष्ट्री संगमनी वसूनां | હું રાષ્ટ્રી,[2] હું સંગમની વસુની[3] |
| चिकितुषी प्रथमा यज्ञियानाम् । | જાણતી સૌ, પ્રથમા યજ્ઞિયોમાં;[4] |
| तां मा देवा व्यदधुः पुरुत्रा | તેવી મને મૂકી બધે સુરોએ, |
| भूरिस्थात्रां भूर्यावेशयन्तीम् ॥ ३ ॥ | બધે રે'તી; બધે આવેશયન્તી.[5] ૩ |

---

૧. સાયણ: દેવોને સારૂ હવિ પહોંચાડનાર. બીજાઓ: ખંત, દાન આપનાર, દાનવીર. ૨. રાણી. ૩. ધનનો સંગમ કરાવનારી. ૪. પૂજ્યોમાં પહેલી. ૫. પ્રવેશતી.

मया सो अन्नमत्ति यो विपश्यति
यः प्राणिति य ईं शृणोत्युक्तम्।
अमन्तवो मां न उप क्षियन्ति
श्रुधि श्रुत श्रद्धिवं ने वदामि ॥४॥

મુંથી[૬] અન્ન ખાય, જે જુવે બધું,
જે શ્વાસ લે, જે ય સુણે છ કીધું
ન માનતા તે ક્ષય પામી જાતા.
સુણ, શ્રુત,[૭] શ્રદ્ધાર્ય[૮] હું વદું છું૪

अहमेव स्वयमिदं वदामि
जुष्टं देवेभिरुत मानुषेभिः।
यं कामये तंतमुग्रं कृणोमि
तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ॥५॥

હું જ આ પોતે સઘળું વદું છું
સેવ્યું દેવોએ વળી માનવે જે.
જેને ઇચ્છું, ઉગ્ર[૯] તેને કરું છું,
બ્રહ્મ[૧૦] તેને, ઋષિ તેને, આદીયે.૫

अहं रुद्राय धनुरा तनोमि
ब्रह्मद्विषे शरवे हन्तवा उ।
अहं जनाय समदं कृणो—
म्यहं द्यावापृथिवी आ विवेश ॥६॥

હું રુદ્રમાટ ધનુ ખેંચી રૌં છું
બ્રહ્મદ્વેષી શત્રુને[૧૧] મારવાને.
હું માનવો માટ યુદ્ધો કરું છું.
હું જ દ્યાવાપૃથિવીમાં પ્રવેશું.૬

अहं सुवे पितरमस्य मूर्ध—
न्मम योनिरप्स्वन्तः समुद्रे।
ततो वि तिष्ठे भुवनानु वि
श्वोतामूं द्यां वर्ष्मणोप स्पृशामि ॥७॥

હું સર્જું છું પિતાને એ મૂર્ધમાં,[૧૨]
મમ યોનિ છે પાણીમાં સમુદ્રેઃ
ત્યાંથી ધરું છું ભુવનો બધાં યે
ને આ દ્યોને દેહથી પ્હોંચી રૌં છું.૭

---

૬. મારાથી મારે લીધે જે અન્ન ખાય છે, જે બધું જુએ છે તે બધા મારાથી જ જીવે છે ૭. હે સખા, હે વિદ્વાન. ૮. શ્રદ્ધા રાખવા લાયક, ૯ સર્વથી અધિક. લડાયક, બ્રાહ્મણું, ક્ષત્રિય, બ્રાહ્મણ. ૧૧ બ્રહ્મ એટલે બ્રહ્માનો અથવા યજ્ઞ અથવા પ્રાર્થનાના દ્વેષીને એટલે હિંસાને. ૧૨ એટલે માથા ઉપરના અકરાને.

| | |
|---|---|
| अहमेव वात इव प्र वा—<br>म्यारभमाणा भुवनानि विश्वा ।<br>परो दिवा पर एना पृथि—<br>व्यैतावती महिना सं बभूव ॥ ८॥ | હું જ હું વાત પેઠે વહું છું,<br>ધારી રહીને ભુવનો બધાંને.<br>દ્યૌથી પરે, પર આ પૃથ્વીથી યે-<br>હું એવડી મહિમાથી[13] થઈ છું.૯ |

ઋગ્વેદમાં, પ્રસન્ન ગાંભીર્ય અને ભવ્યતા ભરેલાં જે થોડાંક ઉત્તમ સૂક્તો છે તેમાં આ દેવી સૂક્ત અથવા વાક્સૂક્તનું સ્થાન ઘણું ઊંચું છે. ઋગ્વેદકાળમાં ધર્મના વિકાસનું એક એવું સ્થિત્યંતર પણ મળે છે, જેમાં ઋષિ પોતાના દેવતામાં, એ સૂક્ત પૂરતો, અનન્ય શ્રદ્ધાભર્યો બને છે. ત્યારે એને, બધા દેવોમાં એ દેવ જ ઉત્તમ લાગે છે. એનો અર્થ એમ નહિ કે બીજા દેવોને એ હલકા ગણે છે પણ જે વખતે જે દેવને તે પૂજે છે તેને એ વખતે સર્વોપરિ ગણે છે. આવી વૃત્તિને મેક્સમ્યુલરે Henotheism કહી છે. આ સૂક્તમાં આ વૃત્તિ સ્પષ્ટ છે.

વાક્, જેની વિભાવના ( Conception ) અહીં ગ્રીક લોકોના કરતાં પણ ઉચ્ચ પ્રતિની છે. તેને કવયિત્રી, સર્વોપરિ, સર્વતોભદ્ર દેવતા તરીકે વર્ણવે છે. આખું સૂક્ત આત્મકથનાત્મક ( autobiographical ) શૈલીમાં રચાયું છે. વાગ્દેવી જ પોતે જ પોતાની ઓળખ આપણને આપે છે. એ દેવી કેવી છે?

એ તો રુદ્ર, વસુ, આદિત્યો અને વિશ્વદેવો સાથે ફરનારી છે. મિત્ર, વરુણ, ઇન્દ્ર, અગ્નિ, અશ્વિન, સોમ, ત્વષ્ટા, અને પૂષા ને તો એ ધારણ કરે છે. યજમાનોને ધન આપનારી એ છે. એ તો રાણી છે. દેવોએ એને બધે મૂકી છે, બધાનું અસ્તિત્વ એના ઉપર અવલંબે છે. એને ન માનનારાનો ક્ષય થાય છે, એ ખરી વાત છે. ક્ષત્રિયને, બ્રાહ્મણને, ઋષિને, બુદ્ધિમાનને પ્રેરણા આપનારી એ જ છે. રુદ્રની પણછને એ ખેંચી દે છે અને લોકો માટે એ લડે પણ છે. આકાશ પૃથ્વી અને સમુદ્રમાં એ વ્યાપ્ત છે. વાયુની ( હવાની ) પેઠે વિશ્વસમસ્તને એ ટકાવે છે. ખરેખર, એ પૃથ્વી અને આકાશથી પણ પર છે! એનો મહિમા અચિંત્ય છે.

ઋગ્વેદના કાળના ઋષિઓ, પાસે ઊર્મિલ, પોચી, રડતીસરત કવિતાનો આદર્શ નથી. એની કવિતા તો, ધારે તેને ઉગ્ર કરે છે. યુદ્ધમાં લડનારાને,

૧૩ મારા પોતાના મહિમાથી, રાત્રિથી આ સૂક્તને વાક્સૂક્ત પણ કહે છે.

કવિતા જ પ્રેરણાદાયી નીવડે છે. અને એની કવિતા મંગલકારી પણ છે, કેમ કે એ યોદ્ધાને તેમ જ ઋષિને પણ પ્રેરણા પાય છે.

આખું સૂક્ત પ્રસન્ન ભાષાવ્યક્તિનો સુન્દર નમૂનો છે. એની ભાષાવ્યક્તિનું મુખ્ય આકર્ષણ, વ્યક્તિની સમતુલામાં (balance) માં છે, હુંથી શરૂ થતાં બધાં વાક્યો અને ઉપવાક્યો, પહેલી ઋચાનું છેલ્લું ચરણ, બીજીનું બીજું અને ચોથું ચરણ, ત્રીજીનું પહેલું ચરણ, ચોથીનાં પહેલાં બે ચરણોનાં ચારે ઉપવાક્યો, વગેરે સ્થળોને બારીકીથી જોતાં વ્યક્તિની સમતુલાનો વિજય જણાઈ રહેશે. આ એક જ તત્ત્વને લીધે આખાં યે સૂક્તમાં અર્થવૈમલ્ય ભારોભાર આવ્યું છે. તેથી તો વાંચતાં વાંચતાં અંતરાત્મા પ્રસન્નગાંભીર્યે સાનન્દ બને છે. ત્રીજી ઋચાનું પહેલું ચરણ, અને પાંચમીનું છેલ્લું ચરણ જુવો. એનાં જેવાં ભાષાવ્યક્તિનો અનન્ય વિજય બતાવનારાં ચરણો કોઈ પણ સાહિત્યમાં ઉત્તમ પ્રશંસાને પાત્ર છે.

ભાષાની શક્તિ શું કામ કરી શકે છે એનો આ સૂક્ત જ્વલંત દૃષ્ટાન્ત છે. આવાં સૂક્તોનાં યોગ્ય ભાષાન્તરથી આપણી ભાષાવ્યક્તિ પણ સમૃદ્ધ બનશે.

મૂળને સ્થાને, મૂળના જ પ્રયત્ન તત્ત્વવાળા છન્દ મુજબ ભાષાન્તરની ઋચાઓ ગાતાં પણ, મૂળ જેવો જ આસ્વાદ મળે એ દૃષ્ટિએ આ ભાષાન્તર મેં કર્યું છે. તેથી એની કડક કસોટીએ આ ભાષાન્તરને કસવાની વિવેચકોને મારી વિનંતી છે. તેમની સગવડ ખાતર મૂળ સાથે જ છાપ્યું છે.

---


# જનની

[ એક શોકપ્રશસ્તિ ]

*

લેખક: રતુભાઇ દેસાઇ

ઓ

આઝાદી જંગના સૈનિક તરીકે સ્વીકારેલા જેલ-નિવાસ દરમ્યાન માતા ગુમાવનાર એક માતૃ-ભક્ત પુત્રહૃદયમાંથી વહેલો માતૃભક્તિપૂર્ણ પુનિત કાવ્યપ્રવાહ

ઓ

મૂલ્ય: એક રૂપિયો

*

• પ્રાપ્તિસ્થાન •

શિષ્ટ સાહિત્ય ભંડાર

આનંદભવનઃ પ્રિન્સેસ સ્ટ્રીટઃ મુંબઈ,૨

ફોન. ૨૭૮૪૭


ફાર્બસ ગુજરાતી સભા ... પ્રેમ ભેટ ૧૪૯

# લોકપ્રિય કવિવર*

રતુભાઈ દેસાઈ

કવિશ્રી ખબરદાર આજે જ્યારે ગુજરાતી સાહિત્યના સુયોગે આગામી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાને ચૂંટાયા છે ત્યારે તેમને અને તેમની કાવ્ય-સાહિત્યપ્રવૃત્તિને માનભરી અંજલિ આપવાની સ્વાભાવિક ઈચ્છા મારા હૃદયમાં જાગી પડે છે.

અંધેરી ખાતે ભરાનારાં સાહિત્ય પરિષદના સંમેલનને અધ્યક્ષપદે કવિશ્રી ખબરદારને ચૂંટીને ગુણગરવી ગુજરાતે તેના પનોતા પુત્રની કદર કરી એ આનંદ, ગર્વ અને ગુણજ્ઞતાનો વિષય છે. આમ તો શ્રી. ખબરદાર ભાવનગર સાહિત્ય પરિષદના સાહિત્યવિભાગનું અધ્યક્ષપદ શોભાવી ચૂક્યા છે. પણ ભાવનગર સાહિત્ય પરિષદથી માંડીને તે આજસુધી શ્રી. ખબરદારનું નામ ગુજરાતી સાહિત્ય જગતમાં હમેશાં મોખરે જોતો ને સાંભળતો આવ્યો છું. ભાવનગરના સંમેલનથી માંડીને તે ઠેઠ ગઇકાલ સુધી પરિષદના અધ્યક્ષસ્થાન વિશે દરેક વખતે શ્રી. ખબરદારનું નામ સાહિત્યપ્રેમી જનતા તરફથી સૂચવાતું. પણ એક યા બીજા કારણે તેમનો વારો આવ્યો નહોતો. કેટલાક સાહિત્યપ્રેમીઓને ઘડીભર લાગતું પણ ખરું કે ગુણગરવી ગુણપૂજક ગુજરાત એની કદરદાનીમાં ઓછી ઊતરશે કે શું? કે પછી ગુજરાતને તેના પુત્રપુત્રીઓના ગુણની સાચી પિછાન પામવાનું અને તેમની મહત્તા ઓળખવાનું તેમના મરણ પછી જ મળે છે? આવી ભાવના કેટલાય હૃદયમાં હતી તેની કોઇ ના પાડી શકે એમ નથી.

---

• સાહિત્ય સંમેલન ડિસેમ્બરમાં ભરાવાનું હતું તે પ્રસંગે આ લેખ પ્રેસમાં હતો. સંમેલન મોકૂફ થતાં અંક તો બહાર પડે જ છે. પ્રસંગને અનુલક્ષીને લખાયેલા આ લેખમાં કવિ શ્રી. ખબરદારનો અભ્યાસપૂર્ણ પરિચય આપણા યુવાન કવિએ કરાવ્યો છે.

—તંત્રી

કવિશ્રી ખબરદાર પોતે પ્રસિદ્ધિ અને ખોટી મહત્તાના લોલુપ કદી રહ્યા નથી. ગુજરાત બહાર દૂર દૂર મદ્રાસના આંગણે વસી બનતી સાહિત્યસેવા અને કાવ્યોપાસના આદરી રહેતા. ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખપદ માટેના ગુજરાતમાં ક્યારેક જામી પડતા ઝગડા અને વાદવિવાદોને દૂરથી જ જોતા. મન પર લે તો પ્રસિદ્ધિ અને પ્રચારનાં વિપુલ સાધનો વિશાળ ક્ષેત્રમાં ઉપયોગમાં વાઈ શકે એમ હોવા છતાં, એમણે સીધી કે આડકતરી રીતે પોતે કદી કોઈ જાતની ઇચ્છા પ્રકટ કરી નહીં કે કોઈની મારફતે એ વાત મુકાવી નહીં. અસંત બહુમતિથી—લગભગ સર્વસંમતિથી કહીએ તો ચાલે—પરિષદના અધ્યક્ષસ્થાન માટેની એમની ચૂંટણી થવાની પાછળ તેમની આ નિરપેક્ષ અને નિર્ભેપવૃત્તિ જ આભારી છે.

હું માનું છું કે આજે પણ આપણા સાહિત્યની કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિના અગ્રસ્થાન માટે, સાહિત્ય પરિષદના મહીશ્વર મતદારોને બાજુએ મૂકી સાહિત્યરસિક જનતાનું Referandum લેવામાં આવે તો, ગુજરાતી સાહિત્યમાં ગાંધીજી પછી ચૂંટાવાની સૌથી વધુ વકી શ્રી. ખબરદારની જ છે. એ શક્યતા કે સફળતાની ચાવી તેમણે તેમનું સ્થાન લોકહૃદયમાં ઊંડે ઊંડે જમાવ્યું છે તેમાં છે. કવિ ખબરદારની લોકપ્રિયતા તેમનાં લેખનની લોકભોગ્યતા, સરલ વિશદતા અને સ્પષ્ટતાભર્યા કવિત્વને કારણે છે. આથી જ, આપણા સાહિત્યમાં ઊભા થયેલ એક વર્ગનો, કવિ ખબરદાર અને એમના જેવા લગોલગ અભિપ્રાય ધરાવનાર વર્ગ સામે આક્ષેપ અને ફરિયાદ છે કે લોકભોગ્યતા અને સરળતાને નિમિત્તે લોકભોગ્યતાના ઉપાસકો તેમની કૃતિઓને ઊતરતા દરજ્જાની થવા દે છે. એ વર્ગનું મંતવ્ય છે કે પ્રજાના સમૂહમાં મૂળે જ શિક્ષણ ઓછું, તેમાં ઉચ્ચ શિક્ષણ જૂજ, ઉચ્ચશિક્ષણ મેળવનાર વર્ગમાં પ કવિતાના વિષયોનો રસ આસ્વાદી શકનાર—કવિતાનું હાર્દ પકડી શકનાર, કવિતાને સમજી શકનાર અધિકારી વર્ગ અત્યંત અલ્પ અને બિનઅધિકારી વર્ગ જ ઝાઝો; જેથી ખબરદાર જેવાની સાદી સરલ રચનાઓ લોકપ્રિય વધુ પણ તેથી કાંઈ ખબરદારની કવિતા ઉત્તમ, પ્રથમ પંક્તિની અને ચિરંજીવી તત્ત્વો વાળી કવિતા માની શકાય નહિ

વધુમાં, આ વર્ગનું મંતવ્ય એવું પણ છે કે ચિરસ્થાયી અને ચિરંજીવી તત્ત્વોવાળી કવિતા તો તે જ જેમાં ભારોભાર વિચારઘનતા અને અર્થપૂર્ણતા હોય. અને આવો વિચારભાર ગેય કવિતા કરતાં અગેય કવિતામાં જ વધુ

સારી પેઠે ઉતારી શકાય. ગુજરાતી કવિતા આજ સુધી મોટે ભાગે ગેયતાપ્રધાન ઊતરી આવી છે. તેને સ્વરૂપપલટો આપવાને આ વર્ગે ઉપરોક્ત અર્થઘનકવિત્વવાદનો આશ્રય લઇ કમર કસી, અને પોતાના દૃષ્ટિબિંદુને યથાર્થ સિદ્ધ કરવા સારુ કવિતાકલાનાં નાનાં નાનાં આવશ્યક બંધનોને અવગણી પૃથ્વીના પ્રયોગો અને અક્ષરમેળ વૃત્તોમાં ઢગલાબંધ અખતરા આરંભ્યા. આ બધા અખતરા નિષ્ફળ જ ગયા છે એમ કહેવાનો આશય નથી. પણ એ અખતરાઓ કૈંક અંશે સફળ થયા હોય તો તેમાં અજાણ્યે આવી ગયેલી સરલતા, ગેયતા અને ધ્વનિની વિશદતાને કારણે છે એમ કહેવાનો આશય અવશ્ય છે. શ્રી. બળવંતરાયનાં સોનેટો કે પૃથ્વી અને પૃથ્વી સિવાયની પદ્યરચનાઓ એટલી અગેય, જટિલ, કે ટિપ્પણનો આશ્રય લેવો પડે. પછી જ એના લેખકના મનમાં રમી રહેલ કે લેખકે કહેવા ધારેલ ઉદ્દિષ્ટ અર્થ સમજાય. કેટલાક નવા કવિઓ એ ચીલે ચાલવાના પ્રયત્ન કરવા ગયા, છતાં તેમનાં પ્રયત્ન અને ઇચ્છા વિરુદ્ધ, અજાણ્યે તેમની રચનામાં વિશદતા અને અર્થસ્પષ્ટતા આવી ગયાં છે. આમ થઈ જવાનું કારણ એ જ કે કાવ્યજગતની રૂઢિભંગની કે પ્રણાલિકાભંગની ધૂન અને નવીનતાની માદક અસર છતાં જાણ્યેઅજાણ્યે નવા કવિઓનો મોટો વર્ગ બન્ને પ્રકારની પદ્યરચના કરવા વિષે પોતાની શક્તિ વાપરે છે. અક્ષરમેળમાં કહેવાતા વિચારભારયુક્ત અગેય કાવ્યો લખવા તરફ તેમનો બધાનો જોશભેર ધસારો હોવા છતાં, ગેય કવિતા અને ઊર્મિગીતોની લોકપ્રિયતાને કારણે, તેમાંના લગભગ બધા જ દેશી ઢાળો અને ગરબીઓ આદિ રાહોના પણ અવારનવાર પ્રયોગો આદરી જુએ છે. અને તેમના આશ્ચર્ય વચ્ચે જુએ છે કે તેમના (અ) પ્રવાદી અગેય (!) અક્ષરમેળ વૃત્ત અને જડબાંતોડ સંસ્કૃત સમાસભરપૂર શબ્દચોસલાંઓ કરતાં આ સાદી, સીધી, સુધી લલિત પદાવલિ જ વધુ આકર્ષક, લોકદિલને સ્પર્શનારી અને તેમને ય પ્રથિતયશ બનાવનારી નીવડે છે. દાખલા તરીકે એ વર્ગના આદ્યપ્રણેતા શ્રી. બળવંતરાયને પૂછીએ કે નવીનોમાં જેમની કાવ્યકલા હમણાં હમણાંની તમને ખૂબ આકર્ષી રહી છે તે સૌથી વધુ આગળ પડતા શ્રી. ઉમાશંકરની 'નિશીથ'માંની 'છેડલો ઊડે પવનમાં' અને 'ઊભી વાટે ઊડે ચૂંદડી'નાં કાવ્યોને તમે અર્થભરપૂર અને વિચારપ્રપૂર્ણ કાવ્યો કહેશો કે નહીં? અને જો એનો જવાબ 'હા'માં હોય તો એની જ સાથે 'અજામ્યળ' અને 'વિશ્વશાંતિ'નાં લાંબા કાવ્યોનું શું?

'હોડીને દૂર શું નજીક શું?' કે 'નવાં નવાણ'ની સરખામણીમાં 'અન્નપ્રશ્ન' અને 'વિરાટપ્રણય' કેટલાં લોકપ્રિય નીવડવાનાં કે કેટલાં દીર્ઘજીવી રહેવાનાં?

આ લોકભોગ્યતા અને વિદ્દદ્ભોગ્યતાનો વાદ, આપણે કમનસીબે આપણે ત્યાં ક્યાં સુધી ચાલશે એની ખબર નથી. પણ જેમ રાજકીય ક્ષેત્રમાં પુરોગામી અને પ્રતિગામીપણાનો વાદ ગતિમાન થયો છે એવો જ લગભગ આ વાદ લાગે છે. રાજકીય લડતો અને પ્રજાકીય ક્રાંતિનું અંતિમ ધ્યેય તે તે રાષ્ટ્રના પ્રજાજનોને સુખસગવડભર્યું જીવન મેળવી આપવાનું, જીવનવિકાસના સમાન સંજોગો ઊભા કરી આપવાનું અને મનુષ્યસમાજનું ઉત્તરોત્તર સામ્ય સ્થાપવાનું હોય છે. સાહિત્ય અને કવિતાનું અંતિમ લક્ષ્ય પણ જનસમાજના ચિત્તનું અને ચિત્તવૃત્તિઓનું યોગ્ય, ઉચિત અને શાસ્ત્રપુરઃસર અનુરંજન કરી તેમનું ઉર્ધ્વીકરણ કરવાનું છે. જે સાહિત્યનું, સાહિત્યકારનું કે સાહિત્યકૃતિનું ધ્યેય વ્યક્તિ અને સમષ્ટિના માનસનું અનુરંજન અને ઉર્ધ્વીકરણનું હોય તે કહેવાતી વિચારપ્રપૂર્ણતા કે અર્થઘનતાની અયોગ્ય દલીલો કરી જ કેમ શકે? ગઈ કાલ સુધી મલબારહિલ કે સિમલાની ટેકરીઓ પરથી પ્રજાજીવનના ઉદ્ધારની બાંગો પુકારનાર, આરામખુરશીપ્રિય રાજકીય પુરુષો જેમ પ્રજાજીવનના રોગનું સાચું નિદાન કરી શક્યા નહોતા તેમ જ, કેળવણી અને અક્ષરશિક્ષણનો અભાવ છે માટે કાંઈ અમે અમારી કવિતા સુધારીશું નહીં, અમે તો જેમ લખતા આવ્યા તેમ જ લખતા રહીશું, જેને અમારી કવિતા સમજવી કે ચાખવી હોય તે પૂરા અધિકારી બને, અનધિકારી વર્ગ માટે અમારી કવિતા છે જ નહીં—આવી આવી મિથ્યા ઘમંડ અને આત્મપ્રતારણાની દલીલબાજી કરનારાઓ પણ પેલા પૂર્વકાળના વિનીત નેતાઓ જેટલા જ પ્રતિક્રાંતિકારીઓ અને પ્રત્યાઘાતીઓ છે. પોતાની ભાવના, ઊર્મિઓ, કલ્પનાતરંગો, લાગણીઓ કે શ્રદ્ધાનુભવોનો યોગ્ય અને કવિત્વમયઆવિષ્કાર બધા માણસો સુલભતાપૂર્વક કરી શકતા નથી. તેથી એવો આવિષ્કાર સફળતાપૂર્વક કરનારને કવિનામનું પદ અને બિરુદ મળ્યું. અને હવે જો એવો કવિલોલુપ કે કાળબળે એવું પદ મેળવી ચૂકેલ એમ કહે કે મારો વિચારઆવિષ્કાર કેવળ મૂઠીભર જનસમૂહ માટે જ છે તો તે પ્રત્યાઘાતી સાહિત્યકાર જ છે. પછી તે ભલે ગમે તેવો અભ્યાસી અને સફળ કલાવંત હોય. આજે મૂડીવાદી સમાજરચનામાં જેમ મૂઠીભર લોકો અસંખ્ય શ્રમજીવીઓની ખાંધે ચઢીને પોતાના અલ્પસંખ્યક વર્ગની જ તુતારી વગાડે છે અને બહારના જનસમૂહને સમાજ જ માનતો નથી, તેમ સાહિત્યમાં પણ આજે આપણે

ક્રમભાગ્યે મૂઠીભર માણસો અધિકાર અને અનધિકારનો ભ્રામક પ્રશ્ન ઊભો કરી, અસંખ્ય નિરક્ષરો, અર્ધશિક્ષિતો અને શિક્ષિતો પર પોતાના લેખનની અકળતાની ભૂરકી નાખી, પેલા મૂઠીભર મૂડીદારોનું માનસ જ વ્યક્ત કરી રહ્યા છે.

દેહના પોષણ અર્થે જેમ ખોરાક, કપડાં અને હવાપાણી આવશ્યક છે તેમ પ્રજાજીવનનાં આત્માને, હૃદયને અને મનને—ટૂંકમાં પંચપ્રાણને—પોષણ અર્થે સાહિત્ય અને કવિતા દ્વારા વિચાર, ઉત્તેજના, કલ્પના અને ભાવનાની પણ તેટલી જ જરૂર છે, બલ્કે તેથી વધુ છે.

કવિતા વાંચવા સમજવા માટે અધિકાર અનધિકારની વાતો કરનાર મારા સુજ્ઞ કવિબંધુઓને મારો એક જ સવાલ છે કે દોઢસોથી વધુ વર્ષોના બ્રિટિશ અમલ પછી પણ આપણે ત્યાં દસ ટકા જેટલી માંડ સાક્ષરતા પ્રસરી છે. સાક્ષરતાપ્રસારની આ અવસ્થામાં તમે હૃદયપૂર્વક શું ઇચ્છો છો? બ્રિટિશ રાજ્યવહીવટ આપણા દેશમાંથી બીજાં પચાસ વર્ષ સુધી જાય એમ મને તો લાગતું નથી, અને એ વહીવટ ભવિષ્યમાં રહે તો તે દરમિયાન સાક્ષરતાના દસ ટકા વધી પચાસેય પહોંચે એવી આશા નથી. સંયોગબળે એવું બન્યું કે કોઈ પ્રજાકીય રાષ્ટ્રીય સરકાર આવી કે કોઈ આંદોલનનું પ્રચંડ ક્રાંતિકારી મોજું આવ્યું અને તેણે કરીને પ્રજામાં જોશભેર અક્ષરજ્ઞાન ફેલાવું શરૂ થયું તો યે શું? તો યે તમારી અગેય વિચારઘન અર્થપૂર્ણ કવિતા સમજવા બીજાં કેટલાં વર્ષ સુધી પ્રજાએ વંચિત રહેવું? ત્યાંસુધી તમે સૉનેટ અને ગુલબંકીને શિખરે બેસી રહી તમારા આરણ્યગાનમાં જ મસ્ત રહેશો? તમને પ્રજાજીવનની આશા આકાંક્ષાઓ, વેદનાવ્યાકુળતાઓ, ઊર્મિઓછાળાઓ કશું જ સ્પર્શી શકે નહીં? અને સ્પર્શે તો તેનો પારસસ્પર્શ બીજાને કરાવવા તમારી પાસે સારું, સુલભ અને સોંસરું કાવ્યવાહન નહીં હોય શું? સાચા કવિનો ધર્મ પ્રજાજીવનના ધબકાર ઝીલી, તેમાં તન્મય થઈ, તે બીજાને સંભળાવવાનો છે; પણ જેને એ ઝીલતાં નહીં આવડે, જે એ ઝીલવા શક્તિમાન નહિ હોય તે બીજાને ઝીલાવી શકશે નહિ અને જે ઝીલાવી ન શકે તે કવિ જ શાનો? કદાચ એ ઝીલી ત્યારે જ શકે જ્યારે ઝીલી ઝીલાવવા માટે એની પાસે સુલભ સાધનસામગ્રી પણ હોય. એવી બળકટ, જેની સાધનસામગ્રી લોકહૃદયને સ્પર્શ કરી શકે એવી સુગમ હશે તે તુરત પ્રજાજીવનના હૃદયધબકાર અને નાડીધબકાર પોતે સાંભળશે અને બીજાને સંભળાવશે. એવા કવિને ભવિષ્યના લોકો પયગંબરની પંક્તિમાં મૂકે તો નવાઈ નહીં.

હાં, વિષય અને વિચારને અનુરૂપ ભાષા આવશ્યક જગાએ ગહન, અકળ કે અર્થગંભીર બને. નવકવિઓમાં સ્વ. કવિ નર્મદાશંકર તરફ પૂજ્યભાવ ધરાવનાર અને આજે શ્રી. બલવંતરાયે બતાવેલ ભૂલભરેલ ચીલે ચાલતા કેટલાક એમ માને છે કે શ્રી. ખબરદાર ભાષાની સરલતા અને લોકભોગ્યતાને નામે દલપતશૈલીની ઉપાસના આદરવાનો મતાગ્રહ કે અંધાગ્રહ સેવે છે. તે મિત્રોને વધુ કશું નહીં કહેતાં, આજથી લગભગ ૪૦ થી વધુ વર્ષ પર લખાયેલ અને પ્રસિદ્ધ થયેલ કવિ ખબરદારની "કાવ્ય રસિકા"ની પ્રસ્તાવનામાંથી નીચેની લીટીઓ કશા પણ ટિપ્પણ, વિવેચન કે અર્થવિસ્તાર વિના જેમની તેમ સવિનય સાદર કરું છું, "........કવિતા વિષે બોલ્યા પછી કવિતાની ભાષા પર લખવું અનુચિત ગણાશે નહીં. કારણ જે કવિતા કવિના હૃદયમાંથી ઉભરાય છે તેને કેવી ઘટનામાં બેસારવી એ તેનું મુખ્ય કામ છે. **કેટલાકો એમ સમજતા લાગે છે કે કવિતાની ભાષા કઠિન જ જોઇએ.** અને કેટલાક કવિઓ એ જ ધોરણ પર ચાલે છે. અને કવિતાની ભાષાને ભારી શબ્દોથી ભરચક કરી મેલે છે. જેઓ પોતાનું લખ્યું પોતે જ સમજતા ન હોય એમ જણાય છે. **જો કે લખાણની ભાષાને બોલતી ભાષાની જ હદમાં રોકી રાખવાની શૈલી ઉત્તેજનને પાત્ર નથી.** અને જેવું લખાણ તેવી પ્રૌઢિ હોવી જ જોઇએ.........અલબત્ત અર્થગૌરવ તો ઊંડુ અને અખંડ હોવું જ જોઇએ."

વળી શ્રી. ખબરદાર પર કેવળ શબ્દપ્રધાન કવિતાના જ હિમાયતી હોવાનો આક્ષેપ મૂકનારને હજી બીજી પંક્તિઓ બતાવુ? કવિ નર્મદની શતાબ્દી વખતે શ્રી. ખબરદારે તેમને એક અત્યંત સર્વાંગ સુંદર ભવ્ય અંજલિ આપી છે. ધારું છું આવી અંજલિ ગુજરાતમાંથી કોઇ કવિએ કવિ નર્મદને નથી આપી. એ અંજલિકાવ્ય જ આખું એક નમૂનેદાર ગીતી છે. પણ તે વિષે કોક વખત. તેમાંની નીચેની પંક્તિઓ જુઓ:—

"જ્યારે કાવ્યે કવિતા છોડી,
શબ્દ ઝમકમાંહિ જ રતિ જોડી,
નવ નવ ભાવભરી રસવાણીથી તવ જેણે દીધાં નૂર
ને વાળ્યાં અવળાં નીર......"

ઉપરોક્ત પંક્તિઓ શું રજમાત્ર શ્રી. ખબરદારને શબ્દઝમક અને શબ્દાળુતાના પક્ષપાતી બતાવે છે? હા, એક હકીકતની ના પાડી શકાય

એમ નથી કે શ્રી. ખબરદારની પ્રારંભિક "કાવ્યરસિકા" ની કવિતાઓ દલપતરામની કાવ્યશૈલીની અસર નીચે લખાયેલી છે. પણ તેથી શું? એમ તો અત્યારના નવ કવિઓની કેટલીય રચના દલપતશૈલીને વટાવી ન્નય એટલી ઊતરતી છે. મુદ્દો તો એ છે કે શ્રી. ખબરદારની એ પ્રયોગદશા પ્રારંભિક અવસ્થા હતી. એ અવસ્થા શ્રી. ખબરદારે તુરત જ વટાવી દીધી. એટલું જ નહીં બલ્કે નવીન કાવ્યનીતિરીતિને તેમણે ખૂબ જ સફળતાપૂર્વક અપનાવી પોતાની કરી લીધી. એનો પુરાવો વિલાસિકા, પ્રકાશિકા, દર્શનિકા વગેરેમાંથી નથી મળતો શું? શ્રી. ખબરદારે દલપતશૈલીની નીચે ક્ષણિક આવી જઈ ભલે પદ્યરચના કરી હોય પણ તેમની ખરી કવિતા તો તેમની "દર્શનિકા" અને "શબ્દિકા" જ છે.

× × × ×

ગુજરાતી કવિતાક્ષેત્રે ઊગી ચૂકેલા, ઊગી રહેલા અને હજી ઊગી નીકળનારા કવિઓના કવિત્વ તરફ મને માન અને પ્રેમ છે. તે બધા યુવાન છે. તેમનામાં કુતૂહલ, કૌતુક અને જિજ્ઞાસા હોય એ સ્વાભાવિક છે. એવી કૌતુકપ્રિયતાને વશ થઈ તેઓ ભલે અનેક અખતરા કરે. નાનું બાળક હાથે જે ચઢ્યું તેને સૂંઘે, અડે કે ચાટે તેમ આ શિશુકવિઓ જે છંદ, જે નીતિરીતિ, જે કળા ખૂણી હાથ આવી, નજર ચઢી તે પર ભલે પોતાની લેખિની વડે અખતરાઓ કરે. તેમની કુતૂહલપ્રિયતા એકદા તો સંતોષાવાનીજ છે. તેમને કાંઈ દોષ દેવાપણું છે જ નહીં. કહેવાનું માત્ર તેમને ખોટે માર્ગે દોરનાર શ્રી. ઠાકોરને જ છે. પણ ઘણી વખત માનવીનું કર્યું માનવી માનતો નથી. કાળ અને કાળ જ માત્ર તથા વધતો જતો અનુભવ પુરવાર કરશે કે કોણ સાચું હતું અને કોણ ખોટે માર્ગે ચડેલું હતું!

આ જ મારા જેવા આગન્તુકની શ્રી. ખબરદારને અંજલિ.

# ઘાંચીને

[ પત્રાત્મક હાસ્યરસપ્રધાન નિબંધિકા ]

ભગવત રામચંદ્ર ભટ્ટ

ભાઇશ્રી તેલી,

ગઇ કાલનું તેલ ઘરમાં થઇ રહ્યું છે. ભાત સાથે આજે વઘાર વગરની દાળ લેવી પડશે. મેં તને તારા પડોશમાં બે વાર ટેલિફોન કરી જોયો; પણ નંબર જ ન જોડાયો; કાલે ઘેર માનવંતા મહેમાનો આવવાના છે. તેમને સઘળી વાનીઓ ભેગાં ભજિયાં પીરસવા જ જોઇએ. બન્દરનું મગફળીના બિયાંનું મશીનથી કાઢેલું તેલ ખાઇ તબિયત બગાડવાની શુંજ્ઞસ મારામાં નથી. ઘાણીનું પિલાયેલું શુદ્ધ તલનું તેલ મળવાનું તું વિશ્વાસપાત્ર સ્થાન છે. તેથી ગઇ કાલે તેલ લાવવાનું ઘરમાંથી કહેલું. પરંતુ મહેરબાની કરી તે લાવવા હવે તસદી ન લેતો. એકાએક આ નિશ્ચય બદલવાનું ખાસ કારણ છે.

આજે પ્રભાતે પેપરમાં મેં એક આશ્ચર્યજનક સમાચાર વાંચ્યા કે આર. એ. એફે (અંગ્રેજી એબીસીડીના ત્રિઅક્ષરમાં સમજણ ન પડે તેથી સ્પષ્ટ કરી લઉં કે અંગ્રેજોના શાહી વિમાની દળે) જર્મન તેલટાંકી પર બોમ્બવર્ષા કરી બાળી મૂકી. લડાઇના આ સમાચારથી હું આશ્ચર્યમુગ્ધ થઇ ગયો. લોકો કહે છે લડાઇના સમાચારો વિશ્વાસપાત્ર નથી હોતા. આથી આ હકીકતની સચ્ચાઇ પર હું અશ્રદ્ધાળુ બન્યો. ગળિયા બળદને ઘાણીએ ફેરવી ફેરવી તલમાંથી સરસવ કે એરંડિયા વગેરેનાં બિયાંમાંથી તેલ નીકળે છે એ મેં મારી નજરે જોયેલું. તિલેષુ તૈલમસ્તિ। એમ કહી વિદ્યાવારિધી વૈયાકરણીઓએ વિચક્ષણ મંતવ્ય મગજમાં ઘુસાડી દીધેલું. એટલે આ સમાચારમાં મને તથ્ય દેખાયું નહિ. વળી તેલનાં ડબ્બા, પીપ અને બરણીઓ ભરાયેલી દીઠેલી એટલે ટાંકીનો ઝટ ખ્યાલ શેનો આવે?

ભાઇ તેલી! હું પ્રથમથી તને સ્પષ્ટ કરી લઉં, કે હું તારા તેલ પર મુગ્ધ છું. તેલની વિવિધ જાતનો ઉપયોગ પણ કરું છું. મને જ શાને સમસ્ત જગતને એની ગરજ રહે છે. જન્મથી માંડી તે મૃત્યુ પર્યન્ત આબાલવૃદ્ધ તારા તેલની કૃપાના ભિખારી બની રહે છે. દિનભરના સખત પરિશ્રમ પછી થાકી લોથ-પોથ થયેલા માનવસમુદાયને તારાથી રાહત મળે છે, અને એથી તેઓ ઘણી વાર નિદ્રા દેવીના અશોક અંકમાં પોઢી જાય છે. કામ કરી સખત મજૂરીથી જેનું નાયણતેલ નીકળે છે એની હું વાત કરું છું. શૈશવવર્ગમાં તેલની અસર અવિચ્છિન્ન રૂપમાં હોય એમ લાગે છે. એનાં નિઃસહાય સુકોમળ, સુકુમાર દાંડી સરખાં અંગપ્રત્યંગોમાં તે પ્રતિક્ષણ બળવીર્યનો વિકાસ કરે છે.

ધન્વંતરી ભગવાનને તારું તેલ પરમપ્રિય હોય છે. જીર્ણજ્વરથી કે વિકટ વાયુશૂળથી વ્યથિતને જુલાબરૂપે, ચપ્પુહથિયારના ઘા કે કચ્ચરિયા માર-વાળાને મર્દનરૂપે તથા આવી વિવિધ વ્યાધિઓના અકસીર ઇલાજ તરીકે તેલ અકથ્ય સહાયરૂપ છે. વૈદ્યડાક્તરોને તે જાજ્વલ્યમાન યશના ભાગીદાર બનાવે છે. અંગ્રેજી તેલોની વાત બાજુએ રાખીએ તો પણ વૈદશિરોમણી પંડિતોની રાશિમાળામાં તેલના કેટલાક વંશજોનાં નામ આ પ્રમાણે મળી આવે છેઃ મહા-ભૃંગરાજ, જ્વરકુઠાર, મહાનારાયણ, વાતારિ, મહાપ્રસારિણી. આ ઉપરાંત તેલના કેટલાક વંશજના નામ આ પ્રમાણે ગણાવી શકાયઃ કેશરંજન, શશીવિલાસ, ચંદ્રપ્રભા, પુષ્પમાલતી, બેગમબહાર, ઓટો દિલબહાર કામિનીઆ ઇત્યાદિ. હિંદુસ્તાનની ફાર્મસીઓના કેટલોગમાંથી આવા તેલનાં વિવિધ નામોની હાર-માળા ઊભી કરી શકાય એમ છે.

કામિનીઆનું નામ યાદ આવતાં ને તેના પર છૂટા કેશ સમારતી સુંદરીનું ચિત્ર જોતાં વેશભૂષા વખતે પ્રતિદિન તેલનું સ્મરણ કરતી કેટલી ય સુંદર લલ-નાઓ જોવામાં આવે છે. આ કંઇ ઓછા ગૌરવની વાત નથી. લખ્નૌ આગ્રાનાં અત્તરો ને સુગંધી તેલો રાજારજવાડાથી માંડી સામાન્ય જનમનરંજનમાં સદા તત્પર છે. જો કોઇ દુલારની સાથે નિતંબ સુધીના કાળા કેશવાળી અલબેલી સંપર્કમાં આવે તો તેલના શિરિષ પુષ્પાદિથી સુગંધિત થયેલા અંશથી અવશ્ય આલ્હાદ પામે છે, એટલું જ નહિ ઉત્તેજીત પણ બને છે. શૃંગાર સાથે વાળની સ્નિગ્ધતા, સુંદરતા વધારવા માટે તેલનો કોણ આશ્રય નથી લેતું.

મહેલ, ઘર, મંદિર, સમાજ, મિજલસમાં તેલની હાજરી અત્યંત આવશ્યક

છે. વિવાહવાજનમાં હજામ હજી ય મશાલ ધરે છે. તેલની મદદથી અંધકારને પ્રકાશિત કરી શકાય છે. વિદ્યાર્થીગણ સુવર્ણચંદ્રક પ્રાપ્ત કરવાને, લચ્છેદાર ઉપાધિઓ મેળવવાની અભિલાષાથી પુસ્તકિયા અને કિતાબના કીડા બનવામાં કંઈ કસર રાખતા નથી. મધ્યરાત્રિ ને તે પછીના પ્રહરો સુધી તેલ બાળ્યા કરે છે. જો કે તેલ હવે પદભ્રષ્ટ થયું છે અને વીજળીની રોશની ચમકે છે, તે છતાં ખાદ્યપદાર્થોમાં તેલનો વપરાશ ક્યાં ઓછો થયો છે? ખાઉધારાના સ્વાદઘેલા, ચટાકીદાર ગુજરાતીઓમાં ખાસ કરી તારો અને તારા જાતભાઈઓનો મીકતો ધંધો ચાલતો હશે. ગુજરાતમાં તેલની વાનીઓના અનેક પ્રકાર છે: ભજિયાં સેવ, ગાંઠિયા વગેરે વગેરે. બટાકા, વેંગણ, ભીંડા, કારેલા, કંકોડા વગેરે અન્ય શાકભાજી એની મદદથી પરમ સ્વાદિષ્ટ બની તેલની કીર્તિ ગાય છે.

જી હજૂર કરી ખુશામતખોરો કોણ જાણે તેલના કયા સ્વરૂપનો આશ્રય લઈ આપવડાઈ પ્રિય મહાપુરુષોની સેવામાં તત્પર રહે છે, એનો ભેદ પામવો અત્યંત કઠિન છે. તેલનું વ્યાપકત્વ તથા અસ્તિત્વ પ્રત્યેક મનુષ્ય તો શું, પ્રાણી તથા ઉદ્‌ભિજમાં સુદ્ધાં પ્રચ્છન્ન રૂપે વિદ્યમાન રહે છે.

આ રીતે, ખાવામાં, મર્દન કરવામાં, ઓસડ તરીકે, વેશભૂષામાં ઉપયોગ તરીકે લેવામાં તેલ અને એના વિવિધ પ્રકાર ઉત્તમ છે એમ હું માનતો મનાવતો આવ્યો છું, પણ આજે છાપું વાંચતાં ખાવાના તેલ કરતાં ખનીજ તેલ વિશે મારું જ્ઞાન ઘણું જ પરિમિત છે એની પ્રતીતિ થઈ.

ખનીજ તેલોમાં ઘાસતેલ તો જાણે જોયેલું, પણ ઘરમાં મોટા પ્રમાણમાં ફાનસ અને સ્ટવ પેઠેલાં નહિ એથી ઝાઝું વાપરેલું નહિ. પેટ્રોલ તેલનું નામ ક્વચિત્ જ કાને પડેલું, પણ વાપરવાને પ્રસંગ પડેલો નહિ. મુંબાઈ આવ્યા પછી એક વેળા જી. આઈ. પી. ની ગાડીમાં બેસી વિક્ટોરિયા ટરમીનસ ગયેલો ત્યારે શિવરી સ્ટેશન આગળ તેલની પ્રચંડ ટાંકીઓ દીઠી હતી. બર્મા ઑઈલ કું., અમેરિકન સ્ટેંડર્ડ ઑઈલ કું. પોતાની શાખા પ્રશાખાઓ ખોલી કેવો ધીકતો ધંધો ચલાવે છે, એનો ખરો ખ્યાલ ત્યારે આવેલો. તું તો તેલની ઘાણી ફેરવી ફેરવી બે મકાનોનો માલિક થયો હઈશ, પણ આ પરદેશી કંપનીઓ લાખો ને કરોડોની માલિક થઈ છે-ધનકુબેરની પદ્દી પામી છે. એંગ્લો પરશિયન ઑઈલ કું. ની મહત્તા કેટલી બળવતી છે એનો ખ્યાલ સરખો ય ક્યાંથી હોય?

આથી આર. એ. એફ. ની વાત અર્થગર્ભિત લાગી. સમાચારપત્રને જરા ધ્યાનપૂર્વક વાંચી જોતાં તેલની વિચિક્ષણતાની ઘણી ઘણી બાતમી મળી આવી.

પાશ્ચાત્ય વિદ્વાનોના મત પ્રમાણે તેલ તો વીસમી સદીનો સર્વશક્તિમાન દેવ છે. તેથી તો અંગ્રેજ સરકાર જર્મની સાથેના ચાલુ યુદ્ધમાં જીતી જવાનો ઘણો ખરો મદાર તેલ પર રાખે છે. જર્મની હારશે કારણ કે તેમને તેલની તંગી છે, એમ પારકું ગાણું ગાનાર અમેરિકન નિષ્ણાતો જણાવે છે. જર્મન વિમાનીઓ માર ખાય છે કારણ કે જે ઉચ્ચ પ્રકારનું તેલ જોઈએ તે તેઓ પાસે નથી, અંગ્રેજો પાસે છે.

તેલ સૃષ્ટિ અને પ્રલયનું કારણ રૂમાનિયા તરફ નિગાહ કરવાથી માલમ પડશે. રૂમાનિયાના તેલના કૂવા માટે કોણ નથી ઝંખતું ? અંગ્રેજોની ઝંખના હતી પણ હવે રૂમાનિયાની બાજી એના હાથમાં ન હોવાથી જર્મની અને રશિયાની રસાકસીનો તાલ જોઈ રહ્યું છે. જર્મની અને રૂમાનિયાના તેલના કૂવા માટે બથ્થંબથ્થી પર આવે તો કોઈને આશ્ચર્ય નહિ થાય. તેલ આજ તો વિશાળ સામ્રાજ્યોનો ભાગ્યવિધાતા બની રહ્યું છે.

તેલમાં જે દાહક શક્તિ છે, એનું પ્રતિબિંબ આજે હવે ધીમે ધીમે માલમ પડતું જાય છે. ખાવામાં, સાબુ બનાવવામાં, યંત્રકામમાં એના વપરાશની માહિતી મળતી હતી. આજે બોમ્બમાં પણ એના પ્રયોગ અને ઉપયોગ થતા જાય છે, એ આપણી દૃષ્ટિને નવું કિરણ સાંપડયું છે. તેલની ખાતર જ જાણે આજે સમસ્ત યુરોપમાં મહાયુદ્ધ થઈ રહ્યું ન હોય ! હિંદુઓ તેલને ભડવીર હનુમાનજી પર ચઢાવી આરાધના તરીકે નિશુદ્ધ હૃદયથી ઉપયોગ કરે છે, પણ વિલાયતમાં તેલનો ઉપયોગ શેમાં શેમાં નહિ થતો હોય, એ કલ્પવું મુશ્કેલ છે: મોટાં મોટાં શકટો, મોટર, અંજીન તથા વાયુયાનો ચલાવા તેલ પૂરી સહાય આપે છે. શશિરવિની ગેરહાજરીમાં પ્રકાશ પણ મળી શકે છે. અગ્નિદેવના બીજા ભાઈ માફક દહનકાંડ પણ કરી શકે છે. લંકાદહન એ તો રામાયણનો પ્રસંગ કલ્પનામાત્ર હતો તો આજે લંડન, બેલજિયમ, માલ્ટા, પોલેન્ડ અને બર્લિન નગરો પરની દહન–આગ આજે ય હોલવાતી નથી. અખિલ–ભુવનમાં રણસ્વરૂપ અગ્નિજ્વાળા તેલે જ આજે સહસા પ્રજ્વલિત કરી મૂકી છે.

ઘાણીના ગીતના ગાયક! સાચું પુછાવે તો ભારતવાસીઓમાં તેલના આ

નવા ગુણ અને મહત્ત્વ સમજવાની શક્તિ નથી; કારણ કે તેઓ ગાંધીવાદના અહિંસક બળ નીચે છે, અને અંગ્રેજોએ તેમને નિઃશસ્ત્ર કરી મૂક્યા છે. આથી તેલની આ જબ્બર દાહક શક્તિથી તેઓ વંચિત રહે એમ ગાંધીજી તો શું પણ ખુદ અંગ્રેજ સરકાર પણ ઇચ્છે છે. જ્યાં સુધી ભારતવાસીઓ સ્વાતંત્ર્યપ્રેમી અંગ્રેજોના રક્ષણ નીચે છે, ત્યાંસુધી કોંગ્રેસ ભલે સ્વતંત્રતાની બૂમાટ મારે પણ એ હિંદના ભલા માટે, સ્વાતંત્ર્યના લાભ ખાતર, વિશ્વવિજયી બનવા માટે, અરિદલમર્દન કરવા તેલનો ઉપયોગ કરશે પણ ઉપયોગ શીખવશે નહિ. તેલીબિયાંને હિંદમાંથી જથ્થાબંધ લઈ જશે પણ માહિતી આપશે નહિ. માત્ર સમાચારપત્રોમાં જે તેનાં મહત્ત્વનાં બ્યાનો આવે તે હાલ પૂરના મહત્ત્વના મનન અને અનુશીલન કરવા યોગ્ય. કારણ કે તેલનો ઇતિહાસ વિલક્ષણ છે. એથી અંગ્રેજોનો અંતિમ વિજય શીઘ્ર થવાનો છે. તેલના ઇતિહાસનો આરંભ થઈ ચૂક્યો છે, અને મહાપ્રલય થવા પૂર્વે એનો ઇતિહાસ અનેક પરિચ્છેદો ભરી લોહીબીના અક્ષર લખાશે. હિંદમાં તો જ્યારથી લૂંટારૂ, ધાડપાડુ, ખૂની કેદીઓની જેમ રાજદ્વારી કેદીઓ પાસે ઘાણી પિલાવાનું કામ જેલમાં લેવાતું થયું છે ત્યારથી હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધના ઇતિહાસમાં શોણિતાક્ષરે લખાયો છે.

આથી જ હું આજે તેલમાત્રનો બહિષ્કાર કરવાની તરફેણવાળા વિચારનો થયો છું. ઉત્તર હિંદુસ્તાનીઓ માફક સર્વ વાનીઓ ઘીની બનેલી ખાવી એવા નિરધાર પર આવ્યો છું. દેવમંદિરોમાં તેલ ક્યાં વપરાય છે, વળી? અંબાજીમાં તેલ વાપરવાની મનાઈ છે, તે તેલના આ સાહ્ય પરિણામથી વાંકફ વડવાઓની બુદ્ધિને ધન્ય છે. જો મંદિરોમાં મનાઈ તો મારાં ગૃહમંદિરમાં પણ તેનો પ્રવેશબંધી કરું છું. મહેમાન આવશે તો ગુજરાતના લાડીલા કવિ પ્રેમાનંદની માફક ઘૃતની નદી વહેવડાવીશ, પછી ભલેને તે બનાવટી કે વનસ્પતિમાંથી બનાવેલું ઘી હોય!

# સિંધી ભાષા–સાહિત્ય–નાટ્ય

નરીમાન સોરાબજી ગોળવાળા

## પ્રસ્તાવ

કર ધ્યાન દુનિયા આહે ફાની
કયેંસાં ન નીભા યે જાની

ઇ. સ. ૧૮૭૭ માં લખાયેલા એક સિંધી નાટકની ઊઘડતાં પ્રવેશના ગીતની આ બે પંક્તિઓ છે.

**આ**જે સિંધ પ્રાંતમાંથી ગુજરાતી અને બીજી ભાષાઓને ફેંકી દેવાની–જાણે દેશવટો કરવાની ચળવળ ચાલી રહી છે. ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓ શીખવતી શાળાઓની 'ગ્રાન્ટ' બંધ કરીને એ ભાષાઓને જાણે મારી નાખવાનો વિચાર સિંધ સરકાર કરી રહી છે. એ સામે કરાચીમાં જબ્બર વિરોધ ચાલુ થયો છે. સિંધ સરકારના આ પગલાં સામે સૌથી પહેલો વિરોધ કરાચીના **પારસી રાજકીય મંડળ તરફથી** પારસીઓની મોટી સભામાં થયો હતો. તે પછી ગુજરાતીઓએ, મરાઠી પ્રજાએ અને બીજાઓએ વિરોધસભાઓ ભરીને સરકારનું ધ્યાન ખેંચ્યું છે. હજી વિરોધ ચાલુ છે. આવા વાતાવરણમાં સિંધી ભાષાની તવારીખ જાણવી જરૂરી છે. સિંધમાં નામ ત્યારે ભાષા સિંધી, પણ ગુજરાતીની કેટલી વ્યાપક અસર છે તે ય જાણવું જરૂરી છે. ગુજરાતી ભાષાનો સવાલ સિંધમાં ચર્ચાય તેવી વેળા મુંબઈમાં ભરાતી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' અલગ રહી શકે નહિ. તેથી આ 'માધુરી' ના ખાસ સાહિત્ય અંકમાં સિંધી તવારીખ અને સિંધી સાહિત્યની મોજ રજૂ કરું છું.

## સિંધી લિપિનો ઇતિહાસ

જેમ આજે સૈકાજૂની ગુજરાતી ભાષા અને બીજી ભાષાનો છે, તેનું સાહિત્ય છે, તેની પોતાની લિપિ છે તેમ સિંધી ભાષા માટે એ સૈકાજૂની

ભાષા છે કે લિપિ કે સાહિત્ય છે એમ કહી શકાય નહિ. સિંધની ભાષા તો આજની ગણાય. એની લિપિ કે એનું સારું સાહિત્ય ઘણું ઘણું તો ૫૦, પોણોસો વર્ષનું જ ગણાય. ૧૮૬૬ ની અગાઉ તો સિંધી ભાષાની કોઇ ખાસ લિપિ જ નહોતી. ૧૮૯૧ અગાઉ તો સિંધી સાહિત્ય ગણાય એવી કોઇ ખાસ કૃતિ યે નહોતી-સાહિત્યસર્જન ય નહોતું.

૧૮૫૦ ની અગાઉ ઘરગથ્થુ સિંધી ભાષા બોલાતી. તે ય આજના જેવી શુદ્ધ સિંધી નહિ-એમાં કચ્છીનું ને ફારસીનું મિશ્રણ હતું. પણ લિપિ હતી જ નહિ, હિંદુ બ્રાહ્મણો દેવનાગરીમાં લખતા અને મુસલમાનો ફારસીમાં લખતા તે યે શુદ્ધ ફારસી નહિ, એમાં અરબ્બીનું મિશ્રણ હતું.

૧૮૪૩ માં સિંધ જિતાયા પછી અંગ્રેજ અમલદારોનો સિંધમાં પગપેસારો થયો. આ અમલદારો સિંધીઓ સાથેના વ્યવહારમાં ઘરગથ્થુ સિંધી ભાષા બોલતા થયા પણ લખવામાં તો દેવનાગરી લિપિ જ વાપરતા. કેપ્ટન સૅંક તે વેળાની પ્રચલિત સિંધીનો શબ્દકોશ દેવનાગરી લિપિમા પ્રકટ કર્યો હતો. સિંધી શબ્દકોશો સિંધી ભાષામાં નીકળ્યા હોવા છતાં આજ પણ આ કેપ્ટનનો શબ્દકોશ વધારે સરસ ગણાય છે. અંગ્રેજ અમલદારો આખા સિંધમાં દેવનાગરી વાપરતા એટલે બીજી બાજુ મુસલમાનો માટે (જેઓ અશુદ્ધ ફારસી લિપિ વાપરતા) મુશ્કેલી ઊભી થઈ. આથી 'સિંધી' ને 'અમલદારી' ભાષા બનાવવાની હિલચાલ ચાલી. ૧૮૫૧ માં સિંધના સુબા બાર્ટલ ફ્રિયરે (પાછળથી સર, અને જેના નામની યાદ આપતો ફ્રિયર હોલ કરાચીમાં બંધાયો છે) જાહેર કીધું કે સઘળા અમલદારોએ આ શાખાને તેની પરીક્ષા આપવી. ઘરગથ્થુ ભાષા તો મોઢેથી બોલી શકાય પણ અમલદારોએ લિપિ કઈ વાપરવી એ સવાલ સર્વને મૂંઝવી રહ્યો. જો કે દેવનાગરી લિપિ વરસોથી વપરાતી ચાલુ રહી હતી એટલે સવાલ મૂંઝવે એવો તો નહોતો જ પણ અંગ્રેજોએ કાંઈ કરી બતાવવું જોઇએને ?

લિપિ સમિતિ નેમાઇ. "અરેબિયન નાઇટ્સ"ના પ્રસિદ્ધ સંપાદક કેપ્ટન રિચાર્ડ બરટને (પાછળથી સર) અરબ્બી લિપિના નુકતા અને અનુસ્વરના થોડા ફેરફારો સાથની લિપિની ભલામણ કરી. એમાં મતફેર પડયો. અને ૧૮૫૩ માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સંચાલકોની સમિતિએ અરબ્બી લિપિને ચાલુ રાખવા રૂા. દસ હજારની રકમ નક્કી કરી અને સૅવરે બંશે એલિસે (પાછળથી સર) હિંદુમુસલમાનોની મદદ વડે નવી લિપિ કાઢી.

૨૯ અરબ્બી અક્ષરોના હવે આ નવી લિપિમાં ૫૨ (બાવન) હરફો થયા અને ૧૮૫૩ ના જુલાઇમાં આ લિપિ બંને કોમમાં વપરાવી શરૂ થઇ ફારસી, અરબ્બી અને દેવનાગરીનું એમાં મિશ્રણ થયું. ક, ખ, ગ, એવા દેવનાગરી અક્ષરોને ફારસી અરબ્બીના અલફ, બે, પે, વગેરે અક્ષરો સાથે જોળવી સિંધી ઉચ્ચાર રૂપ બનાવી ફારસી લિપિના નુકતાઓમાં હેરફેર કરી આ લિપિ તૈયાર કરવામાં આવી. ૧૮૬૬ માં તેની ફરી તપાસ થઇ અને હેવટે આજે જે સિંધી લિપિ વપરાય છે તે પૂરેપૂરી અમલમાં મૈલાઈ.

આ છે લિપિના ઇતિહાસ. અજાયબ જેવું તો આ કે વરસોથી વપરાતી દેવનાગરી લિપિ માટે તે વેળાના હિંદુઓ ચુપ રહ્યા.

આ નવી લિપિમાં પહેલાવહેલાં પાઠશાળાનાં પુસ્તકો બહાર પડયાં. એ ભાષાનુ સારામા સાર વ્યાકરણ એક અંગ્રેજે પ્રગટ કર્યું છે. આ વ્યાકરણના પુસ્તકમાં આ લિપિની બધી વિગત રજૂ થઇ છે. આ નવી લિપિ છતાં કોઇ ખાસ પુસ્તક પ્રગટ થયુ હોય એવું જણાયું નથી. છેક ૧૮૭૧ માં સિંધના ફિલસૂફ કવિ **મીરઝા કલીચ બેગની** નાની નાની કૃતિઓ બહાર પડતી જણાય છે.

૧૮૭૭ માં મીરઝા કલીચ બેગનું 'ખુરશેદ' નામે નાટક પ્રકટ થાય છે. સિંધી આલમમાં આ પહેલી કૃતિ નાટક શું અને કેવું હોય તેનું ભાન કરાવે છે. ખરું પૂછો તો સિંધી ભાષાનું આ નાટક તે વેળા સારામાં સારું અને સૌથી પહેલું ગણી શકાય.

## સિંધી 'ખુરશેદ' નાટકનું મૂળ ગુજરાતી

હવે આ નાટકનો ય રસિક ઇતિહાસ છે અને ગુજરાતીઓએ ગર્વ લેવા જેવો 'ખુરશેદ' નાટક આખું છપાયેલું (સિંધી ભાષામાં) પુસ્તકરૂપે મળે છે. એની પ્રસ્તાવનામાં મીરઝા કલીચ જણાવે છે કે આ એમની મૌલિક કૃતિ નથી. એ તો ઉર્દૂ નાટકનો અનુવાદ છે. **ગુજરાતી હરફોમાં** એક ઉર્દૂ નાટકની ચોપડી એમના હાથમાં આવી હતી.

ત્યારે સવાલ થાય છે કે એ ઉર્દૂ નાટક કયું? ક્યાંથી આવ્યું? અને પગેરુ કાઢતાં જણાય છે કે એ મૂળ નાટક તો **ગુજરાતી.**

મુંબઈમાં ૧૮૫૨ માં પહેલવહેલી જગનાથ શંકર શેઠની નાટકશાળા બંધાઈ. નાટકોની શરૂઆત પારસીઓ તરફથી થઈ. આ નવી પહેલી નાટકશાળામાં જાણીતા પારસી, વાર્તાલેખક, નાટકલેખક અને સુધારક કેખુશરો કાબરાજીનું

લખેલું ઇરાની નાટક 'રૂસ્તમ સોહરાબ' ગુજરાતીમાં ભજવાયું. તે પછી ફરેદૂન, જમશેદ, બેઝન મનીજેહ વગેરે નાટકો ભજવાયાં. પાછળથી ઇરાની નાટકોનો મોહ ઊતરતાં જાણીતા સાક્ષરશ્રી રણછોડભાઈ ઉદયરામનાં નાટકો હરિશ્ચંદ્ર, નલદમયંતી, અને કવિ નર્મદનું સીતાહરણ અને એવાં બીજાં નાટકો તે તે લેખકોની પરવાનગી લઈને તેમાં ઘટિત ફેરફારો કરીને પારસીઓએ ભજવવાં માંડયાં હતાં. કેખુશરો કાબરાજી આ બાજુ નાટક ભજવે તો બીજી બાજુ તેના હરીફો પણ હતા. પરિણામે એકના બે મંડળ થયાં. એમાં ગાયન ઉત્તેજક મંડળી મોખરે હતી. આ મંડળીમાં પારસીઓની સાથે મીરઝા કલીચ બેગ પણ સભાસદ હતા. તે વેળા તેઓ મુંબઈમાં અભ્યાસ કરતા હતા. પારસીઓ સાથે એમને ઘણી મિત્રાચારી હતી.

આ મંડળીએ પારસી સંસારી નાટક ભજવવાં માંડ્યાં. એદલજી ખોરીએ એક સરસ નાટક લખ્યું. એનું નામ **"સોનાના મૂલની ખોરશેદ."** આ નાટકે ખૂબ ધૂમ મચાવી. થોડાં વર્ષો પછી એ નાટકનો ઉર્દૂ તરજુમો થયો. ૧૮૭૧ માં એ ઉર્દૂ નાટક ભજવાયું. એની ચોપડી છપાઈ તેમાં લેખકનું ખરું નામ આપવામાં આવ્યું નહોતું. પાછળથી સરકારી કાગળિયાં પરથી એના લેખકની વર્ષો પછી જાણ થઈ. તે લેખક પણ પારસી—શેઠ બેહરામજી ફરદૂનજી મર્ઝબાન.

આ નાટક પરથી જ મીરઝા કલીચ બેગે પોતાનું સિંધી નાટક "ખુરશેદ" લખ્યું. એ નાટક પ્યારનો અતિ દિલજિત કિસ્સો છે. એ પાંચ અંકી છે. એનો ઊઘડતો પ્રવેશ સરસ છે. એ પ્રવેશનું પહેલું ગીત સુંદર અને બોધદાયક છે. એની પહેલી પંક્તિઓ આ લેખને મથાળે આપી છે. અહીં આખું ગીત રજૂ કરું છું—જે એ સિંધીમાં—૧૮૭૭ ની સિંધીમાં, અર્થ વાંચ્યે સમજી શકાય છે.

કલીચ બેગ રચિત સિંધી નાટ્યગીત

કર ધ્યાન દુનિયા આહે ફાની
કયેં સાં ન નીભાયે જાની—ટેક૦

શીયા સત્રન સીકન્દર દારા
છીન ચોરયાં તખ્ત હજારાં
વ વાહ વજ્તયે વારા
સભ ખાન છડે વીયા ખાની—કર૦

ઈતે દુલ્હ દુરર યગાના
થીયા ખાક અન્દર પીન્હાના
કંઈ રૂસ્તમ શેર શાહના
કંઈ યુસફ ચાહે કેનાંની—કર૦

ઈતે નબી વલી લક આયા
છ અર્શ અઝમ નીત ગાયા
સે ગોત અજલ સભ ગાયા
સે સૂર્ય સભ સુલતાની—કર૦

સા સુરક ચખાઈ સાકી
જેંય ફાયક કીયા ભેફ્રાકી
બી બાત રહી ન બાકી
રહી નેકીકા નિશાની—કર૦

કહે કાન કલીચ કમાઈ
સભ સૌદેય હીરૂસ હવાઈ
ઈયાં આંજે ઉમરે અજાઈ
નાદાન કયે નાદાની—કર૦

શકુંતલા સિંધીમાં: સંસ્કૃત ઉપરથી

આ પછી જે નાટક લખાયું તેણે સિંધી આલમને ચકિત કરી દીધી. કાલિદાસને સિંધીઓએ પહેલીવાર પિછાણ્યો. કલીચબેગે "શકુંતલા" સિંધીમાં લખાને લોકોને જાહેર નાટકનું ઘેલું લગાડયું. મૂળ સંસ્કૃત પરથી એક મુસલમાન શકુંતલા લખે એ તે વેળા અજાયબી ગણાઈ હતી. આમ શકુંતલા પહેલવહેલી સિંધમાં જાણીતી થઇ. એમાં સંસ્કૃત ગુજરાતી શબ્દો ઘણા આવે છે. એમાં કલીચની સિંધી શૈલી વધુ ખીલી છે. વિશ્વામિત્રને પોતાના તપનું અભિમાન છે. મેનકા છળવા આવે છે તે અગાઉ તે ગર્વથી બોલતા જણાય છે:

પ્રિતમેં તુજે હે પરમેશ્વર જગખેં મુંહ મુ મોડયો હય
માયું મહલ ક્રીડાયે પેંજા જંગમે ઘર મુ જોડયો હય

રાજ ફિટો કેમ ભાગ ફિટો કેમ
મીત્ત માયતખાં થીએસ જુદા
તર્ક કયમ તો ખાતર દુનિયા
તુજે નેહ નહોડયો હય
કેર કરે યો સગે ને હયરી, મું યે પણ કી કીરયા તો
બળ ઝલે પુન્યણુ જે પાની મેં પાપન ખે મુ બોડયો હાય

## અન્ય પ્રખ્યાત સિંધી નાટકો

આ પછી એણે શેકસપીઅરને સિંધમાં જાણીતો કીધો. તે પછી જુદાં જુદાં નાટકો લખ્યાં છે. વળી બીજા સિંધી લેખકોએ પણ નાટક લખ્યાં છે. જેઠાનંદનું 'નળ દમયંતી,' લીલારામ સીંગ વતનમલનું 'સુરજન રાધા,' દીવાન કોરોમલનું "રત્નાવલી" એ વગેરે તે જમાનામાં લખાયેલાં નાટકો છે. એ બધામાં નાટ્ય સાહિત્યને અને સિંધી સાહિત્યને ખિલવવામાં મીરજા કલીચબેગ મોખરે છે. આજ અહીં તહીં નાટક લખનારાઓમાં વધારે જાણીતું નામ ભેરૂમલ મહીરચંદ અડવાણીનું છે. એનાં ત્રણ ચાર નાટકોમાં 'ધ્રુવ ભગત' ઉચ્ચ કૃતિ છે. અને એ ઉચ્ચ કૃતિનું મૂળ ગુજરાતી. કરાચીમાં 'વાંકાનેર આર્યહિત વર્ધક નાટક મંડળી' "ધ્રુવકુમાર"નો ખેલ ભજવતી હતી. આ ખેલ કરાચીની જનતામાં, ખૂબ જ વખણાયો હતો. આ નાટક પાંચ છ વખત ચાલુ જોઇને શ્રી. ભેરૂમલે આ 'ધ્રુવભગત' સિંધીમાં રચ્યું. એમની આનંદ સુંદરીઞ અને મોહિની નવલકથાઓ પણ જાણીતી છે.

## ગુજરાતી નાટ્યપ્રિય સિંધીઓ

આમ સિંધી નાટકો રચાયાં વંચાયાં પણ એ બધાં ભજવાયાં નથી. ખૂબી તો આ છે કે આખા સિંધમાં સારી સિંધી નાટ્યકૃતિઓ હોવા છતાં તે ભજવાયાં નથી. ગુજરાતી નાટકો જેટલા પ્રમાણમાં ભજવાયાં છે તેના પા હિસ્સે પણ સિંધી નાટક ભજવાયાં નથી. મુંબઇની અને ગુજરાતની નાટક મંડળીઓ કરાચીમાં આવીને ગુજરાતી નાટકો ભજવી ગઇ છે. ગુજરાતી જેની ભાષા જ નહિ તેવા સિંધીઓએ એ ગુજરાતી નાટકો જોયાં છે. તેઓ તે સમજી શકયા છે. કરાચી જ નહિ પણ હૈદ્રાબાદ અને શિકારપુર જેવાં તમામ સિંધી શહેરોમાં પણ નાટકો તો ગુજરાતી જ ભજવાયાં છે. સિંધીઓ ગુજરાતી

સમજી શકે છે—કરાચી જેવા પચરંગી શહેરની વસ્તીમાં સિંધીઓ ગુજરાતીઓ જેવા જ છે. નગરઠઠ્ઠા વગેરે ગામ અને શહેરમાં જન્મે જાતે સિંધીઓ વસે છે પણ તેઓની ભાષા ગુજરાતી છે.

## સિંધમાં ગુજરાતી ભાષા સાહિત્યનો ડંકો

સાહિત્યમાં અને વર્તમાનપત્રોમાં પણ સિંધી તત્ત્વ કરતાં ગુજરાતી તત્ત્વ વધુ છે. છેલ્લાં ૪૦, ૪૫ વર્ષોમાં સાહિત્યવિષયક કે વાર્તાવિષયક ચોપાનિયાં સિંધી કરતાં ગુજરાતીમાં વધારે નીકળ્યાં છે. ૧૮૯૫, ૧૮૯૬ માં 'ગુલશને દાનેશ' નામે માસિક પત્ર ગુજરાતીમાં પ્રકટ થતું હતું. તે પછી આજ સુધીમાં વાક્-સૌન્દર્ય, અંજલિ, રાહેપારસા, ક્ષાત્રતેજ જાગૃતિ, નવું ચેતન, હંસ, ખોરશેદ પ્રકાશ, યંગ ઝોરાસ્ટ્રીઅન, ઊર્મિ, નાગરિક, રસકુંજ, તરુ, ગીતાધર્મ, ધૂપ, આગેકદમ, સદાકત, વસુંધરા, આત્મજાગૃતિ, સુહિણી એ બધાં ગુજરાતી સાહિત્ય માસિકો પ્રકટ થયાં છે. એકાદ બે સિવાય બધાં એક કે બીજા કારણે બંધ થયાં છે છતાં એ બધાંએ સિંધમાં ગુજરાતીનો ડંકો વગાડ્યો છે. તેમજ ગુજરાતી વર્તમાનપત્રોમાં આજે પણ ૩૦, ૩૦ વર્ષનાં જૂના 'પારસી સંસાર લોકસેવક,' 'હિતેચ્છુ' પત્રો એ જ સિંધીઓ વચ્ચે ચાલુ છે. અને જેની ભાષા જન્મેજાતે ગુજરાતી નહિ તેઓ પણ એ જ ગુજરાતી પત્રો વાંચે છે. તેના ગ્રાહક છે. નવાં પત્રોમાં 'સિંધ સમાચાર,' 'મહાગુજરાત,' 'સિંધ સેવક,' 'અમનચમન' ગુજરાતીઓ ઉપરાંત સિંધીઓ વચ્ચે પણ સારી રીતે માન પામેલાં છે. આ બધાં ગુજરાતી પત્રો ચોપાનિયાંઓની વચ્ચે સિંધી ભાષાનાં પત્રો ને ચોપાનિયાં નીકળે છે પણ પ્રમાણ જોઇએ તો અને કરાચી, હૈદ્રાબાદ, શિકારપુર સક્કર અને એવાં બીજાં તમામ સિંધી ગામો ત્યાંનાં પત્રો અને ચોપાનિયાં સાથે લઇએ, તો યે ગુજરાતી વધી જાય છે.

આખા સિંધમાં ગુજરાતીઓની વસ્તી બે લાખથી ઉપર થવા જાય છે. માત્ર કરાચી શહેરમાં તેની સાડા ત્રણ લાખની કુલ વસતિમાં ગુજરાતીઓ એક લાખથી વધુ છે. ગુજરાતીઓ એટલે જેની માતૃભાષા ગુજરાતી એવા હિંદુઓ, જૈનો, ભાટીઆઓ, લોહાણાઓ, મુસલમાનો, પારસીઓ અને વહોરાઓ. આખા શહેરની પ્રવૃત્તિમાં પણ ગુજરાતી તત્ત્વ વધારે જણાશે. નિશાળો જુઓ તો ૪૦ પ્રાથમિક શાળાઓ અને ૫ થી ૬ હાઇસ્કૂલ તો ગુજરાતીઓની જ, સિનેમાગૃહો જુઓ તો પાંચ ૭ ગુજરાતીઓનાં જ; હુન્નરઉદ્યોગનાં સ્થાનો પણ ગુજરાતીઓનાં,

દેશની લડતમાં સત્યાગ્રહમાં ગુજરાતીઓ મોખરે. ભાષા સાહિત્ય અને નાટકમાં યે ગુજરાતી ભાષા સર્વોપરી.

આમ કરાચીમાં ગુજરાતીઓ તો ઓતપ્રોત થઇ ગયા છે. ગુજરાતીઓ સિંધીઓ અને સિંધી ભાષા વચ્ચે ચાલુ વસવા છતાં ગુજરાતી ભૂલ્યા નથી અને સિંધીને પોતાની કરી નથી. એથી ઊલટું સિંધીઓ ગુજરાતી બોલતા થયા છે. જેની માતૃભાષા જ સિંધી તે આપણી ગુજરાતી જાણી શકે સમજી શકે. આપણે ગુજરાતીઓ કદાચ સિંધી ન જ સમજી શકીએ.

જ્યાં જોઇએ ત્યાં ગુજરાતીનો ડંકો વાગે, એટલે કુદરતી જ ગુજરાતીઓ આંખે ચડે–ચડયા. સિંધીઓને પોતાની ભાષાનું અભિમાન તો હોવું જોઇએ ને? એ ભાષાના અભ્યાસીઓએ ગુજરાતીઓની ચઢતીમાં સિંધી ભાષાની પડતી જોઇ. તેઓએ ભાષાને ખીલવી છે હવે તેઓ તેને વધારે ઉચ્ચ બનાવવા માગે છે. પણ માર્ગ ઊલટો લેવાયો છે. બીજી જે ભાષાઓ સિંધી કરતાં યે વધારે સંસ્કૃત અને જૂની તેને દેશનિકાલ કરીને તો પોતાની ભાષા ન જ ખીલવી શકાય એ સિંધીઓએ જાણવું ઘટે.

સિંધી સાહિત્ય હમણાં કેટલું સુંદર થયું છે તે જાણવા એની થોડી સુંદર કૃતિઓ રજૂ કરું છું.

એક દર્દનાક સિંધી કાવ્ય

(૧)

જસ જોગીડન કે આહે
જે વેડા તોડની ભાએ

જુંગ જુવાનલ ડયા લાહુતી નક્રે કયાંઉં સંગત સત્રુતી
ખાંક મલે કયાંઉં અંગ ભભુતી: વેસ વગા સભ લાહે—જસ૦

સક્રર સંભર્યા સુરસામી સાંગ સહે થીયા નાંગાનામી
દેસી થીયા પરદેસ મ કામી માગ મીઠી જા ઠાએ—જસ૦

કા પીડીઅનજી કલન કાઇ કાલ્યું તીન જ્યું સભ શુંજાઈ
વાર્યું તુરત વંગરણજી વાઈ સુરન સાથ સંભાએ—જસ૦

વસ વડે હવા સામી શ્યાણા સુંઞ લિરાગન કયા સભા ભાણા
ગારીને તીન જા મોહબત માણા ગાહ અંદર દીલ ગાહે—જસ૦

જીન જા પંધ કલીચ પુછાંઈ ગોડા જીન લગે ગલવહાંઈ
સે જોગીડા જોહદ મંજાંઈ કાફરસ્યા વન્ચી કાહે—જસ૦

ફિલસૂફ કવિ મીરઝા કલીચબેગની આ ગઝલ ઘણી દર્દનાક છે કવિ જાતે જ એ આંસુ પાડયા વિના બોલતા નહિ કવિએ એક જ અઠવાડિયામાં પોતાના બબ્બે પ્યારા પુત્રો ગુમાવ્યા હતા. તેઓની યાદમાં કવિની આ યાદગાર ગઝલ લખાઈ હતી.

**ભાવાર્થ** : જુવાન જેવા લાડુતીઓ ચાલી ગયા. પોતાના મિત્રોને સદા સાચા રહ્યા હતા. પોતાનાં શરીર પરનાં કપડાં કાઢીને, ભસ્મ ચોળીને હવે જાણે તેઓ ભભૂતિ બન્યા.

બહાદુર મુસાફરોએ પોતાની ફરજ બજાવીને મુસાફરીની તૈયારી કરી દીધી અને તેઓ નામ વિનાના થઈ ગયા. જેઓ ઘરબારવાળા હતા તેઓ ઘરબાર વિનાના થયા અને પોતાને માટે કાદવનાં ઘરો ( કબરો ) બાંધ્યાં.

યોગીઓ શું કરે છે તે કોઈ જાણતું નથી. તેઓની બધી વાતો ભેદથી ભરપૂર હોય છે, પોતાનાં દુઃખદરદો ભેગાં કરી તેઓ પડેલી તકે ચાલી જવા માગે છે.

આ યોગીઓ ડાહ્યા હતા. જ્યાં વેરાન હતું ત્યાં આબાદી કરી ગયા છે પણ તેઓના પ્યારની કાલીઘેલી રમતોની યાદ સદા સતાવી રહે છે અને હૃદયમાં ચીરા પાડે છે.

એ કલીચ, તું જેને માટે પૂછી રહ્યો છે અને રડી રહ્યો છે તે ગોગીઓ તો ઘણી જલદીથી પોતાને ધારેલે મથકે પુગી ગયા છે.

એક સુંદર કલ્પના ગઝલમાં ( ૨ )

સિંધી ગઝલ

હેક રે આરફ્ ખાબમેં દુન્યા દીઠી
હુઈ ઉવા સુરતમેં કુંવારી છોકરી
તહેંઇ પૂછઇં ઉન ખાં એ નિગર તું કીંયં ?
તું હેતરન મુરસન જે ઉંધે કુંવારી થીંય ?
તેં તો ચયો દુન્યાઃ જે સચ મુખાં પૂછો
મર્દ જે કોહો ન તેંહ મુખે રખીયો
જે કોહો ના મર્દ સોઓ, સુ હથા
તયેં કરે આઉં કુંવારી રહીથી શીયે છાં.

ભાવાર્થ : એક મનુષ્યે સ્વપ્નામાં દુનિયાને કુંવારી કન્યાના રૂપમાં જોઈ. તેણે તેને પૂછ્યું કે આટલા બધા પુરુષો છતાં તું હજી કુંવારી કેમ રહી? દુનિયાએ જવાબ આપ્યો કે જે સાચા મર્દો છે તે મને નથી રાખતા અને જે નામર્દ છે તે તો મારે હાથે મરી ગયા છે એટલે હું કુંવારી જ રહી છું.

## (૩)

## કોમી એકતાની ગાથા ગાતો સાંપ્રત સિંધી કવિ કિશનચંદ ખત્રી

આજે સિંધમાં રાષ્ટ્રકવિ તરીકે શ્રી. કિશનચંદ ખત્રીનું નામ વિખ્યાત છે. એમણે સિંધી ભાષામાં સારા નાટકો લખ્યા છે. એ રાષ્ટ્રકવિ આજ લારખાનામાં રહે છે. એમનું કૌમિયત નામે કાવ્ય ખાસ જાણીતું છે. અહીં ગુજરાતીમાં એ પહેલીવાર રજૂ થાય છે.

ચોટ ખાઈ કામયાબી તું હિંજે કદમન્ તે કિરે,
સોભ જો રોશન સતારો તું હિંજે મહ્વિર તે ફિરે,
તું હિંજે બરકત સાં પવન થા ખાક માં મોતી બણી,
ખુશ્ક બાદલ માં પવન થિયું અમૃતી બૂંદો છણી.
થો મિલે આઝાદગી-સૂર્જ ખે તો ખાં તાજ ઝર,
થો ઢકે રોપી સરૂપા ખુશ નસીબિઅ જો કમર,
માઠ તું હિંજીઅ મેં મહાસાગરતિખે છો ગર્જના,
તો છિકિય, જે છોહ સાં જન્જીર ફૌલાદી છીના.
લફ્ઝ 'નામુમકિન,' ન થિયે તો કોમિયત જે કોશ મેં,
ખોફ ખાયી ના ઉમેદી થી રૂહે રૂપોશ મેં.
જા પમે નીચે નઝર થી-તું હિંજે ઉચે ચોટ તાં.
સલો તફાવતજા જવલ ડીસજન થા વારીઅ કોટ જા.
મુખ્તલફ હસ્તયુન મેં આણી મુહિબતી મેલાપ તૂં
જે સુરીલે સાઝ ખે મેલે કઢી આલાપ તૂં.
તું હિંજે પેકર મેં પરી! આહે ભરી જાદૂગરી,
થી કરે દુનિયાચરી તું હિંજી દિલારી દિલબરી.

અર્થ : કૌમિયત! તારા કદમો પર કાળની ચોટ જાણે પડે છે. ફતેહનો ચમકતો સિતારો તારી ધરી પર ઘૂમી રહે છે.

તારી બરકતે દવનાં ટીપાં અમૂલ્ય મોતી બની જાય છે અને વાદળોમાં અમૃતની વરસા થાય છે. સ્વાતંત્ર્યસૂર્યને તારાથીજ સોનાનું તાજ મળે છે અને ચંદ્રને ખુશનસીબીનો રૂપેરી પોશાક પહેરવાનો મળે છે.

તારા મૌનમાં મહાસાગરનું ઘોર ગર્જન છે. તું જ ગુલામીની ભારે સાંકળોને એક ઝટકે તોડે છે,

રાષ્ટ્રના શબ્દકોશમાં ' નામુમકિન ' શબ્દ જ નથી. તારા ખૌફ (ગુસ્સો) ના ડરે તો ' ના ઉમેદી ' પોતે છુપાઇ જાય છે.

જ્યારે તારા શિખરેથી નીચે નજર પડે છે ત્યારે તમામ ભેદભાવોનો પહાડ રેતીના ઢગ જેવો દેખા દે છે.

જુદી જુદી વ્યકિતઓમાં તું પ્રેમપૂર્ણ મિલાપ કરાવે છે. બેસૂરા સ્વરને મિલાવીને તું જ મીઠો આલાપ કાઢે છે.

ઓ પરી! તારી ખૂબસૂરતીમાં જાદૂની તાસીર ભરી છે પ્યારી કૌમિયત! તારી દિલાવરી દુનિયાને મસ્ત બનાવે છે.

કરાચી, કાર્તિક વદ ૧૦ ગાંધી સને ૨૧ ]


# તેત્રીશ પત્રો

લે૦ અજ્ઞાત

" આ પુસ્તકમાં સોળથી પચ્ચીસ વર્ષની વયના તરુણોના જીવનમાં ઉત્પન્ન થતા અનેક પ્રશ્નો પર લેખકે માર્ગદર્શન કરાવ્યું છે. આ પત્રો કાલ્પનિક નથી; પણ મિત્રો અને વિદ્યાર્થીઓએ પોતાના જીવનમાં ખરેખર ઉત્પન્ન થયેલા કોયડાઓને રજૂ કરી મેળવેલા ઉત્તરો છે × × આ પત્રોમાંથી વિચારપૂર્વક જીવન ઘડવા ઇચ્છનાર તરુણ તેમ જ બીજાને પણ ઘણો બોધ મળી શકે એમ છે. મને તો એમાંથી વિચારવા અને બોધ લેવા માટે ઠીક ઠીક સામગ્રી મળી છે; કેટલાક પત્રો વારંવાર વાંચવા જેવા છે."

કિશોરલાલ મશરૂવાળા

જેઓ કોઇપણ કારણે પુસ્તકો ખરીદવા નથી ઇચ્છતાં છતાં વાંચવું તો જોઇએ જ એમ માને છે તેઓને નીચેની યોજના અનુકૂળ થશે.

# એક રૂપિયો

**માસિક લવાજમ ભરવાથી**

શિષ્ટ સાહિત્યનાં લગભગ તમામ પુસ્તકો વાંચવા મળી શકશે.

: વધુ વિગત માટે મળો :

**શિષ્ટ સાહિત્ય પુસ્તકાલય**

આનંદભવન પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ૨

# બાળ વાર્તાવલિ

[ ચોથી આવૃત્તિ ]

*

સં. સૌ. હંસા મહેતા બી. એ.



બાળકોનાં મન હરણ કરી લેનારી નીચેની ૧૨ વાર્તાઓ સાદી સરળ ભાષામાં પીરસતી આ 'બાળ વાર્તાવલિ' એ ચોથી આવૃત્તિમાં પ્રવેશ કર્યો છે એ જ એની ઉપયોગીતા અને આકર્ષણનો પુરાવો છે.



ઉંદર સાત પૂંછડીઓ
ગોળ કેરી ભીંતરડી શેરડી કેરા દાંડા
ચકલાભાઈનું વેર
કહોડ કહોડ ચણો આપ
કીડીબાઈ કીડીબાઈ ક્યાં ચાલ્યાં ?
ચલ રે તૂંબડા તકૂક તકૂક
ખાઉં કોઠીમડું બહુક ! બહુક !
વાંદરાનું કાળજું
કુકડાનું પરાક્રમ
સિંહ અને સસલું
ટાઢું ટપકેલું
ઊંટ અને શિયાળ

કિંમત ૧-૦-૦ : ટ. ખ. ૦-૨-૦

પ્રાપ્તિસ્થાન

શિષ્ટ સાહિત્ય ભંડાર

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨



# હિમાલય સ્વરૂપ

અને

## બીજાં નાટકો

*

લે. સૌ. હંસા મહેતા બી. એ.



૧ ખેડૂત પંચાણનું મારું તંત્રીપણું
૨ હિમાલય સ્વરૂપ
૩ આંખે પાટા
૪ પ્રજાના પ્રતિનિધિ
૫ અપાત્રે પૂજા
૬ હજારો વર્ષ પછી



આપણા કેટલાક રાજકીય, સામાજિક અને સાહિત્યિક પ્રશ્નો વિષે પ્રસન્નમધુર સમાળી શૈલીથી લખાયેલાં આ પ્રહસન-નાટકો વાંચનારનાં મન કે બુદ્ધિ પર જરા પણ તાણ પહોંચાડ્યા વિના નર્મ-વિનોદ અને મીઠા કટાક્ષોદ્વારા આનંદ અનુભવાવીને વાચકને વિચાર કરતો કરી મૂકે છે.

વિધવા સ્ત્રીને જેમ ગંગા સ્વરૂપની ઉપમા અપાય છે તેમ વિધુર પુરુષને 'હિમાલય સ્વરૂપ' ની ભવ્ય ઉપમા સૌ. હંસા બહેન મહેતા આ પ્રસન્ન નાટકમાં આપે છે.

કિં. ૧-૪-૦ : ટ ખ. ૦-૨-૬

પ્રાપ્તિસ્થાન

શિષ્ટ સાહિત્ય ભંડાર

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨

ગુજરાતી સાહિત્યનાં ૨૫ લેખકોની

## શ્રેષ્ઠ પ્રેમકથાઓ

શ્રી. ઉમાશંકર જોષી ... શ્રાવણીમેળો
,, કનૈયાલાલ મુનશી ... ...કોકીલા
,, કેશવ હ. શેઠ .. ... ...માલિની
,, ગુણવંતરાય આચાર્ય .. સોનાનું પારણું
,, ગુલાબદાસ બ્રોકર ... ...માડીમા
,, જયંતિ દલાલ... ... બસીઘેલી
,, ચંદુભાઈ મહેતા...એક વિચિત્ર પ્રેમવાર્તા
,, જેચંદ શેઠ ... ... વહેતાપાણી
,, ઝવેરચંદ મેઘાણી ... શેત્રુંજીને કાંઠે
,, દુર્ગેશ શુક્લ ... ...સાંસાના ધરમ
,, દત્તાત્રેય બા. કાલેલકર...સતી કે કુલટા?
,, ધનસુખલાલ મહેતા ... છગી પડી

## પ્રેમકથાઓ

૪૦૦ પાનાં, સુંદર છપાઈ, બેરંગી જેકેટ
મૂલ્ય રૂપિયા દોઢ

શ્રી. ધૂમકેતુ .. ... ... ...લખમી
,, નવલરામ ત્રીવેદી ... ... મધુરી
પન્નાલાલ પટેલ .. સુખદુખના સાથી
ભવાનીશંકર વ્યાસ ... ...નદીકાંઠે
...ફેંટર ... ...બહેનનો ભાઈ
મુરલી ઠાકુર ... ... ... એકલી
રમણલાલ દેસાઈ ... જયુ સ્નેહ
રામનારાયણ વિ. પાઠક-ડફી અને ડાગીઓ
લલિતમોહન સુ. ગાંધી... સુલોચના
,, લીલાવતી મુનશી ... સ્નેહબંધન
,, 'રાવલ'... ... ...ત્યાગાનું ચુંબન
,, 'સ્નેહરશ્મિ' ... આશા આ પાલવ
,, સુંદરમ્... ... ... ... પારકી
એકઠાં પુસ્તક ખરીદવાથી વાંચવા મળશે

સોલ એજન્ટ

### શિષ્ટ સાહિત્ય ભંડાર

આનંદ ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

## સર્વોદય ચર્માલય

નાં

## શુદ્ધ અહિંસક

# ચંપલ

★

બીજાં પ્રાપ્તિ સ્થળો

ખાન ખાદી ભંડાર : અમરેલી
શુદ્ધ ખાદી ભંડાર : ભાવનગર
શુદ્ધ ખાદી ભંડાર : રાજકોટ
સર્વોદય ભંડાર : અમદાવાદ
ગ્રામ ઉદ્યોગ મંદિર : વલસાડ
ગુજરાત ખાદી ભંડાર : કરાંચી
ઉપયોગી વસ્તુ ભંડાર : મુંબઈ
નવજીવન સંઘ : મુંબઈ
શુદ્ધ ખાદી ભંડાર : કલકત્તા

— વગેરે —



